# ભુવેલની તપાસ

[ચરોતરના એક ગામની કરેલી સમગ્ર તપાસનો અહેવાલ]

ગુજરાત વિદ્યાસભા : અમદાવાદ

ધી ઇન્ડિયન સોસાયટી: ઓફ એગ્રિકલ્ચરલ ઇકોનોમિક્સની
દોરવણી અને આશ્રય નીચે કરેલી

# ભુવેલની તપાસ

[ ચરોતરના એક ગામની કરેલી સમગ્ર તપાસનો હેવાલ ]


લેખક

શ્રી. વિમલ શાહ એમ. એ.

શ્રી. સરલા શાહ બી. એસસી.



ગુજરાત વિદ્યાસભા : અમદાવાદ

પ્રકાશક :
રસિકલાલ છો. પરીખ
અધ્યક્ષ
ભો. જે. અધ્યયન સંશોધન વિદ્યાભવન,
ગુજરાત વિદ્યાસભા, ભદ્ર, અમદાવાદ



પ્રથમ મુદ્રણ ** વિ. સં. ૨૦૦૫
પ્રત ૧૧૦૦ * ઇ. સ. ૧૯૪૮

કીમત સાડા ચાર રૂપિયા

મુદ્રક :
મણિલાલ પુ. મિસ્ત્રી, બી. એ.,
આદિત્ય મુદ્રણાલય,
રાયખડ • અમદાવાદ




સમજૂતી : ( નિશાનીઓ ઉપર આપેલા અંગ્રેજી આંકડા મુજબની સમજવી. )

| | |
|---|---|
| ૧. ગામઠાણ અને ગામઠાણ વિસ્તાર | ૮. પીત તળે લાવી શકાય તેવી જમીન |
| ૨. તળાવ | ૯. કૂવાનો જથ્થો |
| ૩. ગોચર | ૧૦. કૂવા ( નં. ૧ થી ૩૧ ) |
| ૪. પડતર | ૧૧. મોટામાં મોટા જમીનનો ટુકડો |
| ૫. જરાયત જમીન | ૧૨. નાનામાં નાનો જમીનનો ટુકડો |
| ૬. ક્યારી જમીન | ૧૩. સૌથી મોટામાં મોટા ખાતેદારની જમીન |
| ૭. પીત જમીન | ૧૪. સૌથી નાનામાં નાના ખાતેદારની જમીન |

# નિવેદન

મુંબઈની 'ધી ઇન્ડિયન સોસાયટી ઑફ એગ્રિકલ્ચરલ ઈકોનોમિક્સ'ના આશ્રયે શ્રી. વિમલ શાહ અને તેમનાં પત્ની શ્રી. સરલા: શાહે ભુવેલ ગામમાં લગભગ બે દોઢ વર્ષ રહી લોકોની સાથે હળીમળી તેમની મુશ્કેલીઓમાં યથાશક્ય મદદ કરતાં કરતાં જે જે માહિતી મેળવી અને જે જે અનુભવો મેળવ્યા તે સામગ્રીને વ્યવસ્થિત કરી આ ગ્રંથમાં રજૂ કરી છે. આ જાતની તપાસ, એ સામાજિક વિદ્યાઓની વિષય–સામગ્રી છે; અને એ તપાસમાં આ જાતનાં વસવાટ, હળવું મળવું અને સેવા સાચી માહિતી મેળવવાનાં સમર્થ સાધન છે. આ રીતે મેળવેલી આવી સામગ્રી વિના કેવળ સમાજશાસ્ત્રના ગ્રંથો વાંચી અગર અમલદારી તોરથી મેળવેલી માહિતી ઉપર આધાર રાખી આપણા સમાજ વિશે કલ્પનાઓ સેવી તેના ઉપર તર્કો રચવાની કુશળતા અને સમાજનાં દરદો અને દુઃખોના ઉપાયો સૂચવવાની ઉતાવળ હાનિકારક નહિ તો નિરર્થક નીવડે છે; શાથી જે આ બધી પાયા વિનાની ઈમારત છે. તેથી આ જાતની પાયાની સામગ્રી આપતા ગ્રંથનું મહત્ત્વ સ્વત:સિદ્ધ છે.

સર મણિલાલ નાણાવટીએ જ્યારે મને જણાવ્યું કે આ તપાસ અને તે અંગેનું લખાણ એમની દોરવણી નીચે થયાં છે અને ભો. જે. વિદ્યાભવન એ પ્રકટ કરવા સ્વીકારે તો પોતે ખુશીથી એ પ્રકટ કરવા આપશે ત્યારે એ લખાણ મને



તમાકુનો ઊભો પાક

વાંચવા આપવા મેં વિનંતિ કરી. તે વાંચી મારો અભિપ્રાય ભો. જે. વિદ્યાભવનના ટ્રસ્ટના પ્રમુખ સાહેબને મેં જણાવ્યો અને એમણે ચર્ચા કરી એ પ્રકટ કરવા લેવાની સંમતિ આપી અને ભો. જે. વિદ્યાભવનની કાર્યવાહક સમિતિની મંજૂરી મેળવવા જણાવ્યું. એ મુજબ સદરહુ કાર્યવાહક સમતિના ઠરાવથી આ ગ્રંથ પ્રકટ કરવામાં આવે છે.

ગુજરાત વિદ્યાસભા
પો. બો. નં. ૨૩; ભદ્ર,
અમદાવાદ
તા. ૧૦-૧૧-૧૯૪૮

રસિકલાલ છો. પરીખ
અધ્યક્ષ
ભો. જે.
અધ્યયન-સંશોધન વિદ્યાભવન



તમાકુની ખળી

# ઉપોદ્ઘાત

આપણા દેશમાં ગ્રામજીવનની તપાસ જુદે જુદે ઠેકાણે ઘણાં વર્ષોથી થયા કરે છે, પરંતુ અત્યાર સુધી સામાન્ય રીતે આર્થિક તપાસ ઉપર વધારે ભાર મૂકવામાં આવ્યો છે. ગ્રામજીવનના એ એક અંગ પર વિગતવાર ઝીણવટભરી તપાસો થઈ છે, પરંતુ ગ્રામજીવનનાં બીજાં અંગો પર જોઈએ તેવું ધ્યાન હજુ સુધી અપાયું નથી. ગામડાંના આર્થિક જીવનની ઝીણવટભરી તપાસની જરૂરિયાતની કીમત તો જેટલી આંકીએ એટલી ઓછી છે, પરંતુ સાથે જ ગ્રામજીવનનાં બીજાં અંગોનો અભ્યાસ પણ જરૂરી છે. ગ્રામોદ્ધારના કાંઈ પણ નક્કર કાર્ય માટે આખા યે ગ્રામજીવનનો ખ્યાલ મેળવવો જરૂરી છે. ગ્રામજીવન તેનાં એકબીજાં અંગો સાથે એવી રીતે વણાયેલું છે કે સમગ્ર ગ્રામજીવનને હાથમાં લીધા વિના તેના એકાદા અંગને સુધારવું શકય નથી. આથી સમગ્ર ગ્રામજીવનની પ્રાથમિક તપાસ કરવાના હેતુથી અમે ભુવેલ ગામની તપાસ હાથ ધરી હતી. આ તપાસને સંપૂર્ણ બનાવવા માટે જુદા જુદા વિષયોના નિષ્ણાતો જોઈએ, જે અમારા જેવી સંસ્થા પાસે ન હોય એ સમજી શકાય એવું છે; છતાં જે કંઈ મદદ અમે મેળવી શકયા છીએ તે વડે તેને બને તેટલી સંપૂર્ણ બનાવવાનો અમે પ્રયત્ન કર્યો છે.

સામાન્ય રિવાજ પ્રમાણે આવી તપાસ કરી સામાન્ય અનુમાનો દોરી તપાસનાં નિવેદનો તૈયાર કરવામાં આવે છે. આ અનુમાનો ઘણુંખરું જે માન્યતાઓ આપણામાં પ્રચલિત છે તેને જ પૂર્તિ આપનારાં હોય છે. પરંતુ માહિતી મેળવ્યા પછી આગળ ઉપર શા ઉપાયો લેવા જોઈએ એનું વિવેચન કરવામાં આવતું નથી. એ ખોટ આ નિવેદનમાં બને ત્યાંસુધી પૂરી કરવાનો વિચાર રાખ્યો છે. આગળ ઉપર કરવાના કાર્યનો ત્રણ રીતે વિચાર કર્યો છે: (૧) ગામલોકો પોતે પોતાની સંસ્થાઓ મારફતે પ્રયત્નો કરે; (૨) આ પ્રયત્નોને વેગ આપે, તેમને જોઈતી મદદ લાવી આપે એવી સંસ્થા ઊભી કરવી, જે સ્થાનિક સ્થિતિની તપાસ કરી જોઈતી માહિતી રાજ્યનાં જુદાં જુદાં ખાતાંઓને પૂરી પાડે, તથા લોકોને તે તે ખાતાઓમાંથી જોઈતી મદદ લાવી આપે. (૩) સરકાર પોતે પોતાનો કાર્યક્રમ નક્કી કરે, તેનાં બધાં ખાતાંઓ એકરાગથી કામ કરે. અને લોકોની સંસ્થાઓને જોઈતી મદદ તાત્કાલિક આપે.

આ ત્રણુ માર્ગો સમગ્ર રીતે અખત્યાર કરવામાં આવે તો ગ્રામોદ્ધારનું કામ સરળ અને સહેલું થાય. ગામની બધી માહિતી આપ્યા પછી છેલ્લા પ્રકરણુમાં આ ઉપાયોની વિગતવાર ચર્ચા કરવામાં આવી છે. આ ચર્ચા લોકોને તથા સરકારને માર્ગદર્શક થઈ પડશે એમ માનીએ છીએ. આ ચર્ચામાં સરકારનાં પગલાં વખોડી કાઢવાનો બિલકુલ ઈરાદો નથી. માત્ર એનો સદુપયોગ થાય અને રાજ્યતંત્રને પણુ એની ખામીઓ સમજાય તો આગળનું કામ ઘણું સરળ થાય એ ઈરાદાથી આ ચર્ચા કરવામાં આવી છે.

અમારા કાર્યમાં મદદ કરવા માટે અમારે વડોદરા રાજ્યનો અને તેમાંયે ખાસ કરી માજી દીવાન સર બી. એલ. મિત્તરનો આભાર માનવો જોઈએ. એમણે અમારી વિનંતિ સ્વીકારી રાજ્યના દરેક ખાતાને અમારા કાર્યમાં મદદ કરવા હુકમો મોકલી આપ્યા હતા. અમારે ઘણા સંતોષ સાથે કહેવું જોઈએ કે ખાતાંની મદદ અમને ઘણી સારી રીતે મળી છે. ગામલોકોએ પણુ અમારા કાર્યમાં સહાનુભૂતિ દર્શાવી અમને સારી મદદ આપી હતી.

અમારા કાર્ય અંગે નાણાકીય મદદ કરનાર નીચેનાં સદ્‌ગૃહસ્થોના પણુ અમે ખાસ આભારી છીએ :

(૧) સર રોજર્સ થોમસ, કરાંચી રૂા. ૨૦૦૦

(૨) રા. રા. દાતાર શેઠ રમણુલાલ કેશવલાલ, પેટલાદ રૂા. ૨૦૦૦

(૩) શ્રી. ચંચળબહેન ગિરધરલાલ ડોસાભાઈ રૂા. ૧૦૦૦

સર રોજર્સ થોમસ અમારી સંસ્થાના ઘણાં વર્ષથી સભાસદ છે. આ કામ અમે હાથ ધર્યું છે એ વાત એમના જાણુવામાં આવતાં તુરત જ તેમણે વગર માગ્યે એમની દેણુગી મોકલી આપી હતી. બીજાં બંને ગૃહસ્થોએ પણુ અત્યંત આનંદથી મદદ આપી હતી.

છેલ્લે અમારા તરફથી આ તપાસનું કાર્ય કરનાર શ્રી. વિમલ શાહ તથા શ્રીમતી સરલાબહેન શાહનો પણુ અમારે આભાર માનવો જોઈએ. આ પતિપત્ની શહેરમાં જ ઊછરેલાં છતાં થોડા જ વખતમાં ગામડાની જનતા સાથે ઓતપ્રોત થઈ ગયાં. માહિતી એકઠી કરી એનો અહેવાલ તૈયાર કરવાનું કામ સંતોષપૂર્વક પાર પાડવા બદલ અમે તેમને ધન્યવાદ આપીએ છીએ. એમણે ગામડાના પ્રશ્નોનો સારો અભ્યાસ કર્યો છે, અને તેના કામકાજમાં સારી કાળજી અને ખંત રાખ્યાં છે, તથા જેમ બને તેમ શાસ્ત્રીય પદ્ધતિથી કાર્ય કર્યું છે, અને માત્ર લાગણીઓથી દોરાઈ ગયાં નથી'

સર મણીલાલ નાણાવટી, શ્રી છોટાલાલ ભટ્ટ તથા શ્રી. રમણલાલ વ. દેસાઈ માનપત્ર સમારંભમાં.

સર નાણાવટીના આગમન પ્રસંગે ગોઠવેલ ગરબાનો એક પ્રસંગ

અમારી તપાસમાં ઘણી ઊણપો રહી ગઈ છે એનો અમને ખ્યાલ છે, પરંતુ વખત અને નાણાંના અભાવે વધુ વખત કામ ચાલુ રાખવું અમારે માટે શક્ય ન હોતું. સંજોગો અનુકૂળ થયે બીજાં એક બે ગામડાંની તપાસ હાથ ધરવાનો અમારો વિચાર છે, જ્યારે આ તપાસ દરમિયાન જણાયેલી ખામીઓ દૂર કરી તપાસની એક ચોક્કસ પદ્ધતિ નક્કી કરવાનો અમારો ઇરાદો છે.

અમારી તપાસને અંતે કંઇ સારું પરિણામ આવે એ ઇરાદાથી અમે વડોદરા રાજ્યને કેટલીક ખાસ સૂચનાઓ કરી છે. આશા છે કે તે મંજૂર થશે.

અમને જણાવતાં આનંદ થાય છે કે ભવિષ્યના કોઈ પણ કાર્ય માટે સહકાર આપવાની ભુવેલ ગામના લોકોએ સંપૂર્ણ તૈયારી બતાવી છે.

| | |
|---|---|
| ધી ઇન્ડિયન સોસાયટી ઓફ એગ્રિકલ્ચરલ ઇકોનોમિક્સ, મુંબઇ | મણિલાલ બા. નાણાવટી<br>પ્રમુખ |

# આભાર પત્રિકા


વડોદરા રાજ્યના નીચે જણાવેલા અમલદારોએ અમને અમારા કાર્યમાં ઘણી મદદ કરી છે. તેમાંના કેટલાકે તો જાતે ભુવેલની મુલાકાત લીધી હતી :

| | | |
|---|---|---|
| ૧. | શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ | —સરસૂબા |
| ૨. | શ્રી. એમ. એચ. શાહ | —મદદનીશ પ્રકાશન અધિકારી |
| ૩. | મિ. મેકલિન | —કમિશ્નર ઑફ ઍગ્રિકલ્ચર |
| ૪. | ડૉ. લિખિતે | —ડેપ્યુટી ડિરેક્ટર ઑફ ,, |
| ૫. | ડૉ. સી. સી. શાહ | —ઍગ્રિકલ્ચરલ કૅમિસ્ટ |
| ૬. | મિ. એન. સી. શાહ | —ઍગ્રિકલ્ચરલ એન્જિનિયર |
| ૭. | ,, એસ. એસ. ભટ્ટ | —હોરટિકલ્ચરિસ્ટ |
| ૮. | ,, એન. સી. ભટ્ટ | —ઍગ્રિકલ્ચરલ ઈન્સ્પેક્ટર |
| ૯. | ,, ચવાન | —ડેરી ઑફિસર |
| ૧૦. | ડૉ. મોઝીઝ | —ડિરેક્ટર ઑફ ફિશરીઝ |
| ૧૧. | ,, પંડિત | —સેનિટરી કમિશ્નર |
| ૧૨ | ,, અદવાલ | —આસિસ્ટંટ સેનિટરી કમિશ્નર |
| ૧૩. | મિ. જી. વાય. ચીટનીસ | —આસિસ્ટંટ રજિસ્ટ્રાર, કોઓપરેટીવ સોસાયટીઝ |
| ૧૪. | ,, પંડ્યા | —ગામડાંણ વિસ્તાર અધિકારી |
| ૧૫. | ,, આર. એચ. શેઠ | —ભાદરણ મહાલકારી |
| ૧૬. | ડૉ. પી. એન. અદેશરા, એમ. બી.બી. એસ. | —સ્પેશિયલ મૅડિકલ ઑફિસર |

શ્રીમતી દેવયાનીબહેન દેસાઇ (મુંબઈના કૉંગ્રેસ સ્રીકાર્યકર) એ ભુવેલ એક અઠવાડિયું રહી અમારા કાર્ય અંગે ઉપયોગી સૂચનો પૂરાં પાડ્યાં હતાં.

શ્રી. ઉમાશંકર જોષી (તંત્રી–'સંસ્કૃતિ')એ અમારી 'સામાજિક જીવન' પરની નોંધો તપાસી અમને જરૂરી દોરવણી આપી છે.

શ્રી. રસિકલાલ છો. પરીખે અમારી તપાસનો આખોયે અહેવાલ જોઈ જવાની કૃપા કરી છે. શ્રી કે. કા. શાસ્ત્રીએ પ્રૂફરીડિંગ કરી આપી અમૂલ્ય સહાય કરી છે.

ખંભાત રાજ્યના કેટલાક અમલદારો પણ અમારા કાર્ય દરમિયાન અમને મદદરૂપ બન્યા હતા.

ભુવેલ ગામના લોકો અને આગેવાનોના સહકાર અને મદદ સિવાય તો અમારું કામ થઈ શકત જ નહિ.

આ સૌનો અમે હાર્દિક આભાર માનીએ છીએ.

તા. ૧૫-૮-૧૯૪૭ } સરલા શાહ
વિમલ શાહ



ગામમાં પ્રવેશ કરવાનો રસ્તો



ગામનો બીજો એક રસ્તો

# અ નુ ક્ર મ ણિ કા



ઘરના આંગણામાં જ ઢોર



માનવી ને ઢોર, બેય ભેગાં એક ઘરમાં !

# કોઠાઓની યાદી

## આકૃતિઓની યાદી



## નકશાની યાદી



## ફોટાની યાદી

# શુદ્ધિ

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | ૧૦ | શાકભાજી-ફળાદિ | શાકભાજી--ફળફળાદિ |
| ૧૬ | કોઠા નં. ૧ | સાલમાં ૧૯૪૦ પછી ૧૯૫૧ છે. | ૧૯૪૧ જોઇએ. |
| ૨૦ | કોઠા નં. ૩ | ૧૯૩૭-૩૮નો કુલ સરવાળો ૩૫ છપાયો છે. | ૩૬ જોઇએ. |
| ૨૧ | ૫ | વસ્તીનું લગ્નપ્રમાણમાં પરિણીત સ્ત્રીઓની સંખ્યા ૨૭૪ છપાઈ છે. | ૨૪૮ જોઈએ. |
| ,, | ,, | વિધવાની સંખ્યા ૬૮ છપાઇ છે. | ૬૭ જોઈએ. |
| ૨૩ | કોઠા નં. ૫ | ક. પાટીદારમાં માણુ-સોની સંખ્યા ૧૨૯ છપાઇ છે. | ૧૨૫ જોઈએ. |
| ૨૪ | કોઠા નં. ૬ | ખેતીમજૂરના આંકડાઓ પછી ખેતીકામના આંક-ડાઓ આપ્યા છે. | બેઉની વચ્ચે એક સળંગ લીટી જોઈએ. કારણ ખેતી-કામના આંકડાઓ એ ખેડુત તથા ખેતીમજૂરના આંકડા-ઓનો સરવાળો છે. |
| ,, | ૨૪ | (ખાનગી) અને સરકારી | ખાનગી+સરકારી |
| ,, | ૨૫ | ઉદ્યોગ સરકારી | ઉદ્યોગ |
| ૩૦ | ૨૪ | શારીરિક શિક્ષણ પ્રત્યે દુર્લક્ષ્ય છે. | શારીરિક શિક્ષણ પ્રત્યે દુર્લક્ષ્ય અપાય છે. |
| ૬૪ | ૧૭ | નું કાથ | નું કામ |
| ૭૨ | ૨૬ | ખેડુત દેવામાં બે છે. | ખેડૂતે દેવામાં ડૂબે છે. |
| ૭૪ | કોઠા નં. ૨૭ | વેપારી કુટુંબો ૯ છે, સભાસદો ૮ છે. | વેપારી કુટુંબો ૮ જોઇએ, સભાસદો ૯ જોઈએ. આમ બનવાનું કારણ એક કુટુંબ-માં એક કરતાં પણ વધુ સભાસદો હોય છે. |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૪ | કોઠા નં. ૨૭ | સભાસદોની ધંધાવાર વહેંચણીનો સરવાળો કુટુંબોનો ૨૦૯ છે, સભાસદોનો ૧૦૨ છે. | કુટુંબોનો ૨૦૮ જોઇએ, સભાસદોનો ૧૦૩ જોઇએ. |
| ૭૫ | ૧૬ | સરકારી ખાતાના ઓડિટર | સહકારી ખાતાના ઓડિટર |
| ૮૫ | ૧૭ | ધર્માદા ફંડની રકમ રૂા. ૧૩૦૯ ની છે. | ધર્માદા ફંડની રકમ રૂા. ૧૩૮૯ ની છે. |
| ૯૩ | કોઠા નં. ૩૫ | ખેડેલી જમીન અ વર્ગની ૪૫૨ વીઘા ૩૩ વસા છપાઇ છે. | ૪૫૨ વીઘા ૩ વસા જોઇએ. |
| ૧૨૪ | કોઠા નં. ૪૯(અ) | છોકરાઓની સંખ્યા ૮૭ તથા ટકા ૩૦.૬ છે | સંખ્યા ૨૦ તથા ટકા ૧૧.૬ જોઇએ. |
| ,, | ,, | પુરુષોની સંખ્યા ૨૦ તથા ટકા ૧૧.૬ છે | સંખ્યા ૮૭ તથા ટકા ૩૦.૬ જોઇએ. |
| ૧૨૫ | કોઠા નં. ૪૯(બ) | ૪ વર્ષના ટકા ૧૯.૧ છે. | ૨૯.૧ જોઇએ. |
| ૧૩૦ | ૨૪ | (૧૧) રાવળ પછી (૧૩) ચમાર છે. | વચ્ચે (૧૨) ઢેઢ જોઇએ. |
| ૧૯૯ | ૬ | જ્ઞાતિના આગેવાનની યાદીનું શીર્ષક **નેતાગીરી** (૨) ફતેસીંગ વશીભાઇ પછી છપાયું છે. | આ શીર્ષક યાદીના મથાળે જોઇએ. |
| ૨૧૭ | ૨૨ | ગીત નં. ૨૨ માં ૮ મી લીટીમાં 'મખમલ જોઇ લ્યો મારી નણદી' છે. | 'મખમલ જોઇ જોઇ લ્યો મારી નણદી' જોઇએ. |
| ,, | ૨૭ | ૨૭ થી ૩૧ લીટીઓ 'આડા ઊતરજો નાગ રે'થી શરૂ થઇ 'લઇને દીસતા થાવ મારી નણદી' ફરી છપાઇ છે. | આ લીટીઓ રદ ગણવાની. |

# ૧. પરિચય

**ભુવેલ ગામની** સમગ્રપણે તપાસ કરવાની શી જરૂર હતી?

ગ્રામપુનર્ઘટનાની વાતો આજે આપણે ચારે બાજુએથી સાંભળીએ છીએ. આપણા વિચારોનો અગત્યનો ભાગ ગ્રામજીવનની સુધારણા કેમ કરવી તેમાં આજે રોકાયેલો છે. છેલ્લાં બસો વર્ષના અંગ્રેજી રાજ્ય દરમ્યાન આપણા ગ્રામજીવનની ઇમારત તૂટી પડી હતી. મહાત્માજીના આગમન સુધી આપણામાંના મોટા ભાગને તો આ વિનાશની ખબર પણ નહોતી. પૂ. ગાંધીજીએ આપણને સૌને આ બાબતમાં જાગ્રત કર્યા અને ગ્રામજીવનની સુધારણાની જરૂર સમજાવી. છેલ્લાં પચીસ ત્રીસ વર્ષની એમની સતત મહેનત પછી આપણે ગામડાંની સ્થિતિ તાત્કાલિક સુધારવી જોઇએ એ વાત સ્વીકારતા થયા છીએ. આજે તો સંજોગો પણ એવા અનુકૂળ થયા છે કે ધારીએ એ પ્રમાણે આપણા ગ્રામજીવનની પુનર્ઘટના કરી શકીએ એવી સ્થિતિમાં આપણે આવ્યા છીએ. પુનર્ઘટનાનું કાર્ય કરતાં પહેલાં આપણી પાસે ગામડાંના વર્તમાન જીવનનો સાચો ખ્યાલ હોવો જરૂરી છે. ભુવેલની તપાસ કરવા પાછળ આ જ હેતુ રહેલો છે. હાલનું ગ્રામજીવન કઇ કઇ ખામીઓથી તેમજ ખાસિયતોથી ભરેલું છે તે શોધી કાઢી પુનર્ઘટનાનું કાર્ય કઇ દિશામાં કરવાની જરૂર છે તે બતાવવા માટે ભુવેલની તપાસ "ઇન્ડિયન સોસાયટી ઑફ ઍગ્રિકલ્ચરલ ઇકોનોમિક્સ" (અખિલ હિંદ ખેતીવાડી અર્થશાસ્ત્ર મંડળ) તરફથી હાથ ધરવામાં આવી હતી.

**તપાસની અગત્ય**

આ હેતુ સારી રીતે પાર પડે તે માટે ભુવેલ ગામના સમગ્ર જીવનની તપાસ કરવામાં આવી છે. માત્ર આર્થિક જીવનની જ તપાસ ન કરતાં, તે ઉપરાંત તંદુરસ્તી, સ્વચ્છતા, સામાજિક અને ધાર્મિક જીવન, રાજ્યવહીવટની વ્યવસ્થા વગેરે લોકોના જીવનને સ્પર્શતા એકેએક અંગની તપાસ કરવામાં આવી છે. અમારી તપાસને અંતે જણાયું છે કે ગામડાંની આર્થિક સ્થિતિમાં તાત્કાલિક પલટો લાવવાની જરૂર તો છે જ, પરંતુ તેમના સામાજિક અને ધાર્મિક જીવનમાં, તેમની તંદુરસ્તીમાં અને સ્વચ્છતાની ટેવોમાં, તેમને માટે કાર્ય કરતા વહીવટી તંત્રમાં પણ ફેરફાર આણવાની એટલી જ જરૂર છે. આ ફેરફારો સિવાય માત્ર આર્થિક સ્થિતિ સુધારી આપણે ગ્રામજીવનને ઊંચી કક્ષાએ નહિ લઈ જઇ શકીએ. અમને લાગે છે કે ઉપર જણાવેલા ફેરફારો સિવાય આર્થિક સ્થિતિમાં પણ ફેરફાર

નહિ લાવી શકાય. જીવન તેના એકેએક અંગમાં એવું એક બીજા પર અવલંબન રાખતું ગોઠવાયું છે કે એની પુનર્રચના પણ એકાદ અંગમાં નહિ કરતાં સમગ્ર રીતે કરવી જોઇશે.

**ભુવેલની પસંદગી શા માટે ?**

આ કામમાં રાજ્યનો તેમજ ગામલોકોનો સહકાર ખૂબ જરૂરી હોવાથી ભુવેલની પસંદગી કરવામાં આવી હતી. વડોદરા રાજ્યે અમારા કામમાં સંપૂર્ણ સહકાર આપવાની ખાત્રી આપેલી, તેથી વડોદરા રાજ્યનું ગામ પસંદ કર્યું, અને ભુવેલ ગામના લોકોએ અમારા કામમાં મદદ કરવાની તૈયારી બતાવી તેથી ભુવેલને પસંદ કર્યું. ભુવેલ પસંદ કરવા પાછળ બીજું એક કારણ પણ હતું. ભુવેલમાં એક સહકારી મંડળી છેલ્લાં ૩૩ વર્ષથી સુંદર કામ કરી રહી છે. સહકારી મંડળીના કામની સફળતાનાં કારણો શોધી કાઢી નવીન કામની દિશા એમાંથી જડે એ હેતુ પણ ભુવેલ પસંદ કરવામાં રહ્યો હતો. રાજ્ય તરફથી તેમજ ગામલોકો તરફથી અમને જે સહકાર અને મદદ મળ્યાં છે તે જોઇને એમ કહી શકાય કે ભુવેલની પસંદગી કરવામાં અમે ભૂલ કરી નહોતી.

**અનુભવો**

કાર્યની શરૂઆત ૧૫ મે ૧૯૪૬ થી કરી હતી. આખાયે કાર્યનો સંપૂર્ણ ખ્યાલ મેળવી લેવામાં અને જરૂરી માહિતીપત્રો તૈયાર કરવામાં અમે ત્રણ મહિના ગાળ્યા. ૧૭ મી ઑગસ્ટે અમે ભુવેલ ખાતે માહિતી એકઠી કરવાનું કામ શરૂ કર્યું. ગામ ખૂબ નીચાણવાળા ભાગમાં વસેલું હોવાથી વરસાદને કારણે છૂટથી ફરવાનું શક્ય નહોતું. તેથી લોકો સાથે શરૂઆતના દિવસોમાં અમે સારો સંપર્ક સાધી શકેલાં નહિ. આ દિવસોમાં અમે સરકારી પત્રકોમાંથી માહિતી એકઠી કરતાં. ધીમે ધીમે લોકો સાથેનો સંપર્ક પણ વધતો જતો હતો.

સરકારી મદદ મેળવી અમે અમારું કાર્ય કરતાં હતાં, તેથી શરૂઆતમાં અમારે લોકોના અવિશ્વાસનો મુકાબલો કરવો પડતો. સરકારી અમલદાર પાસેથી તો કોઈ વસ્તુના પૈસા લેવાય જ નહિ એવી માન્યતાને કારણે અમને જરૂરિયાતની વસ્તુઓ મેળવવામાં પણ મુશ્કેલી પડતી. વસ્તુ હોય તોપણ ના પાડે એવા બનાવો બનતા. માહિતીમાં પણ આ અવિશ્વાસ અમને નડતો હતો. માહિતી એકઠી કરવા પાછળ અમારો શો હેતુ છે તે તેમને સમજાતું નહોતું. ફરીફરીને સમજાવવાના પ્રયત્નો છતાંયે અમે એમને સમજાવવામાં બહુ સફળ નહિ થયેલાં. માહિતી ભેગી કરીને અમારું મહેસૂલ તો નહિ વધારી દે એ શંકા ઘણાને થતી. પણ ધીમે ધીમે

એ શંકાને અમે દૂર કરી શકયાં તથા અમારા કાર્યની જરૂરિયાત સમજાવવામાં અમે બહુ સફળ નહિ થયા, છતાં એનાથી તેમનું કશું બૂરું તો નહિ થાય એવો વિશ્વાસ અમે ઊભો કરી શકયાં. "તમારે જે પૂછવું હોય તે પૂછો" એ જાતનું વાતાવરણ આખાયે ગામમાં થોડાક વખતમાં જ ઊભું થઇ શકયું અને અમારા સવાલોના જવાબ થોડીક ગમ્મત સાથે અમને મળવા લાગ્યા. "દેવું છે?" એમ પૂછીએ ત્યારે "ચ્યમ ન્હોય?" કહેતાં દેવાની રકમ જણાવે. "કુટુંબમાં છોકરાં કેટલાં છે?" પૂછ્યું ત્યારે કહે: "સાહેબ, એ તે કાંઈ ગણવા બેઠા છીએ?" ખોરાકની વિગતો પૂછવા જતાં જવાબ મળતો: "તે હવે સરકાર ખાવાનું પૂરું કરવાની છે?" છોકરા છોકરી પરણેલાં છે કે નહિ એ પૂછ્યું ત્યારે કહે: "આટલાં બેને પઇણાવતા જજો, સાહેબ." આમ ગમ્મત સાથે અમારા બધા સવાલોના જવાબ અમને મળવા લાગ્યા. કોઈ પણ વસ્તુની મજાક ઉડાવવી એ તો એમના સ્વભાવનો એક વિશિષ્ટતા છે. ગ્રામજીવનનો પહેલવહેલો જ પરિચય હોવાથી અમારી શહેરી રીતભાતો હાસ્યાસ્પદ બનવાનો ડર તો અમને હતો જ. ઉઘાડે માથે ફરવું, સવાર સાંઝ ફરવા જવું, શાકભાજી વધારે પ્રમાણમાં ખાવાં વગેરે એમના જીવનથી જુદી તરી આવતી બિનાઓની તેઓ પૂરતો મજાક ઉડાવતા. અમારી ખૂબ નજીવી વાત પણ એમની વાતચીતનો મહત્ત્વનો મુદ્દો બનતો. તેમાંયે સ્ત્રીઓને તો વાત કરવાની ઘણી વસ્તુઓ અમારા દૈનિક જીવનમાંથી મળી આવતી. "સરલા" જેવું સરળ નામ હોવા છતાંયે અનેક જુદાં જુદાં નામોથી સંબોધન થતું. કોઇક શારદાબહેન કહે, કોઇક શકુંતલાબહેન કહે, કોઈક શાંતાબહેન તો કોઈક વળી તારાબહેન પણ કહેતું. પરંતુ સૌથી વધારે ઉપયોગમાં "શલ્યાબેન" નામ આવતું. એક દિવસ સ્ત્રીઓની એક ફળિયા-સભામાં નામ અંગે ચર્ચા શરૂ થઇ. અનેક જાતનાં મતમતાંતરો પછી શહેરમાં થોડાક વખત રહી આવેલી એક સ્ત્રીનો અભિપ્રાય સૌએ કબૂલ્યો. એમના કહેવા મુજબ 'શલ્યાબેન'નું મૂળ નામ 'કૌશલ્યાબેન' હોવું જોઈએ. અપભ્રંશ થઇને એ 'શલ્યાબેન' બન્યું. પછી તો સૌ "કૌશલ્યા-બેન" તરીકે જ સત્કાર કરવા લાગ્યાં. આ નામની રમૂજનો પણ એક બનાવ ટાંકવા જેવો છે. "કૌશલ્યાબેનને" આવતાં જોઈ એક ઘરનાં માજી બોલી ઊઠયાં: "આવો, આવો કૌશલ્યાબેન! કેવું સુંદર તમારું નામ છે! અને જેવું નામ તેવા ગુણ છે. બાકી બધે એવું આછું હોય છે? આ મારા દીકરાનું નામ જ રામચંદ્ર છે, પણ રામચંદ્રનો એનામાં એકે ગુણ દેખો છો?"

આમ અમારા દૈનિક જીવનની મશ્કરી કરવા કે અમારા સવાલો

ઉડાવવા પાછળ ગમ્મત કરવા સિવાય એમનો બીજો કશો આશય નહોતો. અમારા કાર્યમાં લોકોએ અમને સંપૂર્ણ સહકાર આપ્યો છે.

અમારા કાર્ય દરમ્યાન નોંધવા જેવા બીજા અનુભવો દાક્તરી તપાસ અંગેના છે. ગામની આખી વસ્તીની દાક્તરી તપાસ કરાવવાનું અમે નક્કી કર્યું હતું. લગભગ મોટા ભાગની અમે દાક્તરી તપાસ કરાવી શકેલાં. એ તપાસ દરમ્યાન થયેલા અનુભવો તેની રમૂજ માટે તેમજ ગ્રામજીવનનો જે આબેહૂબ ખ્યાલ એમાં રજૂ થાય છે તે માટે નોંધવા જેવા છે.

શરૂઆતમાં નિશાળના મકાનમાં નિશાળનાં બાળકોની તપાસ શરૂ કરવામાં આવી. દાક્તર બાળકોને તપાસતા હતા અને તેમના મિત્ર એમનાં વજન ઊંચાઈ વગેરેનાં માપ લેતા હતા. દાક્તરમિત્રનો પડછંદ બાંધો અને હાથમાં લીધેલી ઊંચાઈ માપવાની ફૂટપટી બાળકોને રડાવવા માટે પૂરતાં હતાં. રડતાં રડતાં નીચું જોઈને માંડમાંડ બીચારાં બાળકો આ પરીક્ષામાંથી છૂટે ત્યાં તો દાક્તર પોતાની બેટરી લઈને એમને તપાસવા તૈયાર જ હોય, અને પાછું રડવાનું શરૂ થાય. બેટરીથી દઝાવાની બીકે આમ થતું; જો કે થોડાંક બાળકોની તપાસ પછી આ નાટક બંધ થયું, કારણ કે એમને ખાત્રી થઈ કે બેટરીથી દઝાતું નથી.

સ્ત્રીઓને દાક્તરી તપાસ માટે ખેંચી લાવવાનું કામ ઘણું મુશ્કેલ હતું. એમ ને એમ તો કોઈ આવે જ નહિ. ઘેર ઘેર ફરીને બોલાવવા જવું પડે. શરૂઆતમાં તો ના જ પાડે: "પુરુષ માણસ અમને અડકે એ ન ખમાય." "અરે ! દાક્તર તમને નહિ અડકે, હવે વાંધો છે ?" એમ કહીએ ત્યારે કચવાતા મને આવવાની હા પાડે. પણ એક કે બે સ્ત્રીઓ ન આવે, ફળિયાની બધી સ્ત્રીઓ ભેગી થઈને આવે. અને બધી ભેગી કરતાં તો દેડકાંની પાંચશેરી જ યાદ આવે. એક સ્ત્રી તૈયાર થઈને આવે અને બીજીને તૈયાર થવા કહે. બીજી પણ આવે એટલામાં પહેલી સ્ત્રીને ત્યાં દાળ બળી જતી હોય કે છોકરું રડતું હોય એટલે પોતાના ઘરમાં ડોકિયું કરવા જાય. અને એ પાછી આવે ત્યાં ત્રીજીને છટકવાનું કાંઈ કારણ યાદ આવ્યું હોય જ. માંડ બધી ભેગી થાય અને સરઘસ જે જગ્યાએ તપાસ થતી હોય તે જગ્યાએ જાય. આ ભેગી થયેલી સ્ત્રીઓનાં નામનાં ફોર્મ કાઢી આપવાનું કાર્ય વધુ મુશ્કેલ બની જાય. કોઈ કહે: "મારું નામ પહેલાં કાઢી આપો, મારે ઘેર છોકરું રડી ઊઠશે." બીજી કહે: "ના, મારું નામ પહેલાં. મારે કપડાં ધોવાનાં બાકી રહ્યાં છે." વગેરે.

ફોર્મમાં પહેલાં સ્ત્રીનું નામ અને પછી તેના પતિનું નામ લખ્યું હતું. એટલે તેના પતિનું નામ તેની પાસે બેઠેલી સ્ત્રીને પૂછીએ તો બધાં જ

આલ્લો આડો રાખીને હસવા માંડે ! "આપને બદલે વરનું નામ કાંઇ લખાવ ?" આમ હસવા આડે ઘણી વારે તે સ્ત્રીના પતિનું નામ ખબર પડે. અને આ બધું શું થાય છે એવા એમના આશ્ચર્ય વચ્ચે તેમની દાક્તરી તપાસ પૂરી થાય. પછી જો રસ્તામાં આમાંની કોઇ સ્ત્રી અમને મળે તો ઊભા રાખીને કહે : "બેન, મને જોખી તો ખરી; પણ મારું વજન કેટલું થયું તે તો કહો ?" આટલી બધી સ્ત્રીઓનાં વજન મોંએ રાખવાનું કામ મુશ્કેલ હતું.

એક બહેનને દાક્તરે તપાસવા માંડયાં. નાક કાનની તપાસ કરવા માટે ઝીણી બેટરી ધરી ત્યાં તો ખુરશીમાંથી છલંગ મારીને એ બહેન પાંચ છ વાર દૂર આવેલા દાદર પાસે જઇને ઊભાં: "ના શાબ, દઝાય." ખૂબ સમજાવટ પછી, બીજી બે ત્રણ સ્ત્રીઓની તપાસ જોયા પછી એમણે આખરે તપાસ પૂરી કરાવી.

બીજાં એક માજીને તપાસવા દાક્તરે સ્ટેથોસ્કોપ કાઢયું. જ્યાં સ્ટેથો-સ્કોપ દાક્તર મૂકવા જાય છે ત્યાં તો માજી બોલી ઊઠયા : "ના ખમાય, ભાઈ ! એનો ભાર હવે મારાથી ના ખમાય. હવે ઘરડી થઈ." અનેક જાતની સમજાવટ છતાં માજી ન માન્યાં તે ન જ માન્યાં.

દાક્તરી તપાસના છેલ્લા સમયમાં બધાં ઢેઢ ભંગીને ચોરે તપાસવાનું રાખ્યું હતું. શરૂઆતમાં બધાંની સાથે તેમની તપાસ પણ રાખેલી. પણ ઉજળિયાત કોમ એવું કામ થવા દે કે ? ઢેઢની સ્ત્રીઓનાં વજન અને ઊંચાઈનાં માપ સારાં આવતાં હતાં, અને તેમના બાંધાના દેખાવ ઉપરથી અનુમાન થાય તેના કરતાંએ વજનનાં માપ ઘણી વખત વધારે આવતાં ત્યારે અમને નવાઈ થતી. અમે દાક્તરને તેનું કારણ પૂછયું, ત્યારે એમણે કહ્યું : "લગભગ દરેક સ્ત્રી સગર્ભા છે." અને તે જ વખતે એમના દરેકના હાથમાં એક વર્ષથી પણ નાનું બાળક હતું.

"લ્યો દવા તો આપતા નથી. ખાલી દવા લખેલો કાગળ આપો છો. અમારે તપાસ કરાવવી નથી." આ વાક્ય તો ત્યારે સૂત્ર બની ગયેલું.

કેટલાક માણસો માટે તો બધી સમજાવટ નિષ્ફળ જતી. "દાક્તર તો વે'મ પેસાડે. તમને આ રોગ થયો છે કહી ચિંતા કરાવે. તપાસ ના કરાવીએ તો આવું કાંઈ થાય ?"

જે દિવસે દાક્તર વિદાય થવાના હતા તે દિવસે તો ઘણી મોટી સંખ્યામાં બાકી રહી ગયેલા માણસો આવવા માંડયા. "કેમ આવ્યા છો ?" "જોખાવવા આવ્યા છીએ" (એટલે કે વજન કરાવવા અને દાક્તરી તપાસ કરાવવા). દરરોજ દરરોજ ભંગી પાસે સાદ પડાવવાં છતાં, ઘેરઘેર જઈને

સમજાવવા છતાંયે આટલી સહેલાઇથી આવડી મોટી સંખ્યા નહોતી આવતી, અને આજે કાંઈ પણ પ્રયત્ન કર્યા વગર આમ કેમ ? તપાસ કરતાં માલૂમ પડયું કે આગલે દિવસે સાંજે છેલ્લા ઉપાય તરીકે કોઇકે ગામના ભંગી પાસે સાદ પડાવેલો કે દાકતરી તપાસમાં જે નહિ આવે તેને ખાંડ ખ્યાસતેલ નહિ મળે.

ઉપર ઉલ્લેખ કર્યો છે તે મુજબ અમે અમારા કાર્ય માટે પહેલેથી વિગતવાર માહિતીપત્રો તૈયાર કરેલાં, અને તેની પૂરતી સંખ્યામાં છાપેલી નકલો અમારી સાથે લઇ ગયેલાં. આ માહિતીપત્રો ભરી અમે દરેક વ્યક્તિની, દરેક કુટુંબની, દરેક ખેડૂતની તેમજ દરેક ખેતરની વિગતો એકઠી કરી; બાકીની વિગતો ઉપર અમે નોંધો બનાવેલી.

**કાર્યપદ્ધતિ**

માહિતી એકઠી કરવા માટે અમારી પાસે બે સાધનો હતાં : (૧) સરકારી પત્રકો, (૨) લોકોની સાથેની વાતચીત. બેઉ સાધનોમાંથી એકે પર પૂરતો વિશ્વાસ મૂકી શકાય તેમ નહોતું. સરકારી પત્રકો તલાટીએ તૈયાર કરવાનાં હોય છે. આ પત્રકો તલાટી કેવી રીતે તૈયાર કરે છે એ ગામડામાં રહેતો એકેએક માણસ સારી રીતે જાણે છે. ચોરે બેઠાંબેઠાં બધાં પત્રકો તૈયાર થાય છે, તેથી તેની સચ્ચાઇ વિશે કેટલો વિશ્વાસ મૂકી શકાય એ સમજી શકાય તેવું છે.

એ વિગતોની બીજી કોઇ રીતે ચોકસાઇ કરવાની જરૂર રહે છે. એ ઉપરાંત વિગતો રાખવાની સરકારી પદ્ધતિને લીધે પણ કેટલીક મુશ્કેલી પડેલી. ખાતેદારોની વિગત નોંધતું પહાણીપત્રક ભાઇઓ વચ્ચે વહેંચાયેલી જમીનની નોંધ લેતું નથી, પરંતુ મોટાભાઇને નામે જ જમીન ચાલુ રાખે છે. ઉપરાંત જ્યાંસુધી આખા સર્વે નંબરની માલિકી ન ફેરવે ત્યાંસુધી તે સર્વે નંબરનો અમુક ભાગ બીજા કોઇની માલિકીનો હોય છતાંયે મૂળ માલિકને નામે જ ચાલુ રહે છે. વળી એક જ નામે આખો સર્વે નંબર રાખવાની પદ્ધતિને લીધે તે નંબરના ખેડૂતો જુદા હોવા છતાંયે એક જ ખેડૂતનું નામ નોંધવામાં આવે છે. આખા નંબરોનાં વેચાણ થયાં હોવા છતાંયે કેટલાક દાખલામાં તો વર્ષો થયા છતાં મોંબદલા થયેલા નહિ, તેથી મૂળ માલિકને નામે જમીન ચાલુ રહેલી. આ બધી મુશ્કેલીઓને કારણે અમારે અનેક વખત અમારી વિગતોને ફરી ફરી તપાસવી પડેલી.

સરકારી પત્રકમાંથી મેળવેલી વિગતોની સચ્ચાઇ લોકોને પૂછીને કરતાં, પરંતુ લોકો પાસેથી મેળવેલી વિગતો પણ હમેશાં વિશ્વાસપૂર્ણ ન નીકળતી. જમીનની બાબતમાં તો એમની પાસેથી મળેલી વિગતો મોટે

ભાગે વિશ્વાસપાત્ર હતી, પરંતુ તેમની ઉમર, તેમનો ખોરાક, તેમની જમીનની ઊપજ વગેરે અંગે તેમણે આપેલી વિગતો માટે ખૂબ કાળજી લેવી પડતી. આમાં બે મુશ્કેલીઓ નડતી. પહેલી મુશ્કેલી પ્રમાણના અધૂરા ખ્યાલને લીધે પડતી. ઉમર કહેતી વખતે પાંચદશ વર્ષના તફાવતની તેમને મન બહુ અગત્ય નહોતી, અને જેમ ઉમર મોટી થતી જાય તેમ તેની અગત્ય વધુ ને વધુ ઘટતી જતી. જુવાન માણસને પૂછીએ તો કહે, પચ્ચીસ ત્રીસ થયાં હશે. આધેડ વયનાને પૂછીએ તો કહે, પચાસ–સાઠ થયાં હશે. એમના રોજના ખોરાકની વિગતો એકઠી કરતી વખતે કેટલી બાજરી ખાય છે એમ પૂછ્યું, ત્યારે કહે, દોઢશેર–બશેર. પરંતુ દોઢશેર અને બશેર વચ્ચે કેટલો તફાવત છે તેની તેમને ક્યાંથી ખબર હોય? તેથી અમે એમના કહેવા પર આધાર ન રાખતાં જમવા વખતે એમને ઘેર જઈ રાંધેલો ખોરાક જોખી લેતાં. આ જ રીતે બધી જ વિગતોમાં પ્રમાણની અમારે પૂરતી કાળજી રાખવી પડતી.

બીજી મુશ્કેલી કોઈ પણ જાતના હિસાબ ન રાખવાની તેમની ટેવને લીધે પડતી. અનાજ પોતાની જરૂર જેટલું દરેક પકવતા, તેથી કેટલું પાક્યું તેનો હિસાબ રાખવાની શી જરૂર! એટલે પૂછીએ ત્યારે આશરે કહે; પરંતુ ઉપર કહ્યું તેમ તેમના આશરામાં ઘણોમોટો ફેર હોય. એ જ પ્રમાણે વર્ષમાં ખર્ચ કેટલું થયું તેની વિગત પણ તેમની પાસેથી મળે નહિ. એ વિગતનો કોઈપણ રીતે ખ્યાલ બાંધવો અમારે માટે મુશ્કેલ હતો, કારણ કે જ્યારે પૈસા હોય ત્યારે વસ્તુ લાવે, પૈસા ન હોય ત્યારે વસ્તુ વિના ચલાવી લે; એટલે એની કોઈ સરેરાશ કાઢીને ખ્યાલ બાંધવો મુશ્કેલ થઈ પડે. હિસાબ રાખવાની તો કોઈને ટેવ જ નહિ. આમાંથી માર્ગ અમે એ રીતે કાઢ્યો કે સરખી સ્થિતિના પાંચદશ માણસોને સાથે રાખી તેમની વિગતો લેતાં અને તેમાંથી વાજબી લાગતી વિગતને અમારા કાર્ય માટે ઉપયોગમાં લેતાં. આમ છતાંયે અમારે કહેવું જોઈએ કે અમારા આવક–ખર્ચના આંકડામાં અપૂર્ણતા હોવાનો પૂરેપૂરો સંભવ છે. આવક–ખર્ચ પરથી તેમની આર્થિક સ્થિતિ નક્કી કરવાનો માર્ગ અમને ખામીભર્યો લાગવાથી અમે ગામના જાણકાર ચાર માણસોને સાથે રાખી દરેક કુટુંબની આર્થિક સ્થિતિનું વર્ગીકરણ કર્યું. આવક–ખર્ચના આંકડા તો એક વર્ષના હોવાથી સાચા હોય તોપણ તે કુટુંબની તે વર્ષની સ્થિતિનો જ ખ્યાલ આપે, પરંતુ તેની હંમેશની સ્થિતિનો ખ્યાલ ન જ આપે; જ્યારે અમે કરેલું તેમનું વર્ગીકરણ તેમની હંમેશની સ્થિતિ પ્રમાણેનું હોવાથી વધારે વિશ્વાસપાત્ર ગણી શકાય.

બીજી બધી વિગતોમાં અમે ઉપર જણાવેલી બે મુશ્કેલીઓનો તોડ બને તેટલા વધુ માણસોને પૂછીને જ કરતાં, અને એ રીતે વધુમાં વધુ

ચોકસાઈ મેળવવાનો પ્રયત્ન કરતાં. ઉપરાંત જ્યાં જ્યાં બની શકે ત્યાં અમે અમારા પોતાના નિરીક્ષણ પર જ અમારી વિગતો માટે સૌથી વધારે આધાર રાખતાં. આમ અમે સરકારી પત્રકો, લોકો સાથેની વાતચીત તથા અમારું પોતાનું નિરીક્ષણ, એ ત્રણે ચીજોનો બને તેટલો સારો ઉપયોગ કરી પૂરતી ચોકસાઈ મેળવવાનો પ્રયત્ન કર્યો છે; છતાંયે વિગતોમાં અપૂર્ણતા રહી ગઈ હોય એ બનવું સંભાવત છેઃ

અમારા કાર્ય માટે અમે એક નિયમ શરૂઆતથી જ ઘડી રાખેલો. અમે લોકોની સગવડ પ્રમાણે જ કામ કરવાનું નક્કી કરેલું, અને એથી જ ચોરે કે અમારે મુકામે લોકોને બોલાવવાને બદલે અમે એમને ઘેર જઈ અમારું કામ કરતાં. તલાટી કે બીજા સરકારી અમલદારો લોકોને ચોરે બોલાવી વિગતો લેતા; એ રીતે અમને કામ કરવામાં બે રીતનો ગેરલાભ દેખાયો : એક તો સરકારી અમલદાર તરીકેની ગણતરીમાં મુકાવાથી વિગતો બધી જ ખોટી મળવાનો પૂરેપૂરો સંભવ; તેમજ અમારે અનેક વિગતો પૂછવાની હોવાથી વારેવારે તેમને ચોરે બોલાવવાથી ત્રાસરૂપ થવાનો સંભવ. આ બંને કારણોને લીધે અમે લોકોની અનુકૂળતા પ્રમાણે અને તેમનો વિશ્વાસ સંપાદન કરીને કામ કરતાં. અમને અમારી કાર્યપદ્ધતિમાં સંપૂર્ણ ફત્તેહ મળી છે. અનેક વાર અમે લોકો પાસે અનેક જાતની વિગતો લેવા ગયાં છીએ, જેમાંની કેટલીક વિગતો તો એમના ખૂબ અંગત જીવનને સ્પર્શે તેવી હતી, તે છતાંયે એમણે અમને ગમ્મત કરતાં કરતાં દરેક વખતે વિગતો આપી છે.

અમારા કાર્યમાં અમને બીજી સરસ સગવડ સ્થાનિક કાર્યકર શ્રી. નગીનદાસ છોટાલાલ ભટ્ટની મળી છે. ગામના એકેએક માણસથી તથા મુખ્ય બધી જ બિનાઓથી તેઓ માહિતગાર હોવાથી અમારું કાર્ય ઘણું સુગમતાભર્યું બની ગયેલું. કયા માણસ સાથે કેવી રીતે વાત કરવી તેનો આવા કાર્યમાં અતી મૂંઝવતો પ્રશ્ન સ્થાનિક કાર્યકરને લીધે અમે સહેલાઈથી ઉકેલી શકેલાં. ટૂંકમાં અનેક રીતે અમને આ સ્થાનિક કાર્યકર ઉપયોગી નીવડેલા. તે ઉપરાંત ગામપટેલ સામંતસીંગ મૂળજીભાઈ, તલાટી બાબુભાઈ શિવશંકર ત્રિવેદી, સહકારી મંડળીના પ્રમુખ શ્રી. કિશોરભાઈ પ્રભુદાસ પટેલ, મંત્રી છોટાલાલ માસ્તર, મદદનીશ મંત્રી જેઠાલાલ રેવાશંકર ભટ્ટ, તેમજ ગામના અન્ય આગેવાનોએ અમારા કાર્યમાં અમને ઘણી મદદ ને સહકાર આપ્યાં છે.

વડોદરા રાજ્યનાં જુદાં જુદાં ખાતાંના અમલદારોએ ગામની મુલાકાત લઈ અમને ઉપયોગી તેમજ શાસ્ત્રીય માહિતી પૂરી પાડી છે. ખેતીવાડી ખાતું,

આરોગ્ય સંરક્ષણ ખાતું, મત્સ્ય ઉદ્યોગ ખાતું, સહકારી ખાતું, તેમજ ગામ-ઠાણુ—વિસ્તાર ખાતું-આટલાં ખાતાંના અમલદારોએ ભુવેલની મુલાકાત લઇ પોતપોતાના વિષયની વિગતે તપાસ કરી અમારા કાર્યમાં કીમતી મદદ કરી છે. એમનો અમે આભાર માનીએ છીએ.

ટૂંકમાં રાજ્યની મદદથી, સ્થાનિક કાર્યકરની મદદથી, તેમજ સૌથી વધારે કીમતી ગામલોકોના પ્રેમભર્યા સહકારથી અમે અમારું કામ પાર પાડી શકયાં છીએ. અમને લાગે છે કે આ ત્રણે અંગોનો સહકાર મળે તો ગ્રામોન્નતિનું કોઈપણ કાર્ય મુશ્કેલ નથી.

ભુવેલ ખાતેનું અમારું કામ ઑગસ્ટ ૧૭, ૧૯૪૬ થી ૧૯૪૭ ના એપ્રિલ-ની આખર સુધી ( સાડા આઠ મહિના ) ચાલ્યું. અમારા કામકાજના વર્ષ તરીકે અમે ૧૯૪૫ જૂનથી ૧૯૪૬ મે આખર વચ્ચેના સમયને ગણતરીમાં લીધેલ છે.

## ૨. સામાન્ય માહિતી

### ( ૧ ) ભાદરણ પેટામહાલની કેટલીક હકીકત

ભુવેલ ભાદરણ પેટામહાલમાં આવેલું હોવાથી આખા પેટા મહાલની કેટલીક હકીકતો ભુવેલની સ્થિતિ સમજવામાં મદદરૂપ થશે.

**સીમા** ભાદરણ પેટામહાલ વડોદરા રાજ્યના વડોદરા જિલ્લામાં અને ગુજરાતના ફળદ્રુપ વિભાગ ચરોતરમાં આવેલો છે. તેની પૂર્વે ખેડા જિલ્લાનો બોરસદ તાલુકો, પશ્ચિમે ખંભાતનું નવાબી રાજ્ય, ઉત્તરે પેટલાદ અને બોરસદ તાલુકા, અને દક્ષિણે મહી નદી આવેલાં છે. આખોયે મહાલ મોટે ભાગે સપાટ મેદાનનો બનેલો છે, જો કે મહીસાગરે બનાવેલાં કોતરો પણ દક્ષિણે છે. આ મહાલમાં નદીઓ કે જંગલો નથી, પરંતુ ખૂબ પ્રમાણમાં વૃક્ષો છે. મહાલના મુખ્ય ગામ ભાદરણ જવા માટે બી. બી. સી. આઇ.ની પેટલાદ આણંદ રેલ્વેમાં જવું પડે છે. પેટલાદથી ભાદરણ જી. બી. એસ. રેલ્વેમાં જવાય છે. બી. બી. સી. આઈ.ના વાસદ સ્ટેશનેથી સીધી ભાદરણ સુધી મોટરબસ પણ જાય છે

ભાદરણ પેટામહાલનો વિસ્તાર ૮૦·૭૬ ચોરસ માઇલનો છે. મહાલમાં કુલ ૩૭½ ગામો છે, જેમાં ૨૨ સરકારી વહીવટનાં, ૮ નરવા વહીવટનાં

અને ૭૬ આંકડિયા વહીવટનાં છે. ૨૦૦૦ થી વધુ વસ્તીવાળાં ૮ ગામો છે. મહાલનાં લગભગ બધાં ગામોમાં પ્રાથમિક નિશાળ અને પુસ્તકાલય છે. કુલ ૧૫ ગામોમાં એક યા બીજા પ્રકારની સહકારી મંડળીઓ છે, જેમાંથી માત્ર ભુવેલ અને સીસવાની મંડળીઓનું કામ સારું ચાલે છે.

**ગામો**

ભાદરણ પેટામહાલની વસ્તી ૧૯૪૧ ની ગણતરી મુજબ ૫૨૮૦૦ ની છે, જેમાં ૨૭૩૯૪ પુરુષો અને ૨૫૪૦૬ સ્ત્રીઓ છે. કોમવાર ગણતરી નીચે મુજબ છે.

**વસ્તી**

| | |
|---|---|
| હિંદુ | ૪૯,૪૫૯ |
| મુસ્લિમ | ૨,૩૩૦ |
| જૈન | ૪૩૦ |
| ખ્રિસ્તી | ૧૮૮ |
| અન્ય | ૩૯૩ |
| કુલ | ૫૨૮૦૦ |

હિંદુઓમાં મોટે ભાગે પાટીદારો છે. છેલ્લાં વીસ વર્ષમાં વસ્તીમાં ૨૨ ટકાનો વધારો થયો છે. ચરોતરમાં જમીન પરનું વસ્તીનું દબાણ વધારે છે. ચરોતરના પેટલાદ ને ભાદરણ તાલુકામાં વસ્તીનું પ્રમાણ સૌથી વધારે છે. દર ચોરસ માઈલે વસ્તીનું પ્રમાણ નીચે મુજબ છે:

| માઇલ | વસ્તી | દર માઇલે સરેરાશ વસ્તી |
|---|---|---|
| ૮૬·૩૬ | ૧૯૨૧:૪૩૩૨૭ | ૫૧૬ |
| | ૧૯૪૬:૫૫૧૭૭૨ | ૬૪૮ |

ઉપરના આંકડા પરથી જણાય છે કે જમીન પરનું દબાણ છેલ્લાં વીસ વર્ષમાં વધ્યું છે.

ભાદરણ પેટામહાલની જમીન ગોરાડુ છે. બધા જ પાકોને, અને ખાસ કરીને તમાકુ જેવા પાકને આ જમીન સૌથી વધુ માફક આવે એવી છે. પાણી અને ખાતર પૂરતાં આપવામાં આવે તો પાકનું સારામાં સારું ઉત્પન્ન મળે છે.

**જમીન**

| | |
|---|---|
| ખેડી શકાય એવી જમીન : | ૮૨૦૦૯ વીઘા |
| પડતર જમીન : | ૧૨૦૩૬ વીઘા |
| કુલ | ૯૨૦૪૫ વીઘા |

કુલ ખેડાયેલી જમીન ૮૦૩૦૮ વીઘા (૧૯૪૫-૪૬)

| ખેડાતી જમીનના પ્રકાર : | ટકા |
|---|---|
| જરાયત | ૬૫·૦ |
| ભાટા | ૨·૯ |
| ક્યારી | ૧·૭ |
| બગાયત | ·૪ |
| | ૧૦૦ |

૧૯૪૫–૪૬ માં કુલ ખાતેદારો ૭૧૭૫ હતા. આમાંથી ૫૪૨૦ જાતે ખેડતા હતા, જ્યારે ૧૭૫૫ ભાગે ખેડવા આપતા હતા.

| | સંખ્યા | ટકા |
|---|---|---|
| જાતે ખેડનાર ખાતેદાર | ૫૪૨૦ | ૭૬ |
| ભાગે ખેડાવનાર ખાતેદાર | ૧૭૫૫ | ૨૪ |
| | જમીન (વીઘા) | ટકા |
| જાતે ખેડનાર ખાતેદાર | ૫૭૬૭૦ | ૭૨ |
| ભાગે ખેડાવનાર ખાતેદાર | ૨૨૬૩૮ | ૨૮ |

દર ખાતેદાર દીઠ ૧૧ વીઘા અને માથા દીઠ ૧½ વીઘો જમીન આવે છે.

| | સંખ્યા | ટકા |
|---|---|---|
| ૫ વીઘા સુધીના ખાતેદારો | ૩૦૦૯ | ૪૨ |
| ૫ થી ૨૫ વીઘા સુધીના ... | ૩૧૮૦ | ૪૪ |
| ૨૫ થી ૧૦૦ ,, ,, ... | ૯૧૦ | ૧૨ |
| ૧૦૦ થી ૨૫૦ ,, ,, ... | ૬૮ | ૧ |
| ૨૫૦ થી ૫૦૦ ,, ,, ... | ૫ | – |
| ૫૦૦ થી ઉપર ,, ,, ... | ૩ | – |

**વરસાદ** પેટામહાલનો સરાસરી વરસાદ ૩૩·૩૭ ઈંચ છે. છેલ્લાં ત્રણ વર્ષોમાં વરસાદ નીચે મુજબ પડયો હતો.

| | |
|---|---|
| ૧૯૪૩–૪૪ | ૩૨·૬૦ ઈંચ |
| ૧૯૪૪–૪૫ | ૫૮·૨૨ ઈંચ |
| ૧૯૪૫–૪૬ | ૫૪·૪૦ ઈંચ |

ઉપરના આંકડા પરથી જોઈ શકાય છે કે છેલ્લાં બે વર્ષમાં વરસાદ ઘણો વધ્યો છે.

ખેતી તેમજ પીવા માટે પાણી સારું છે. ૩૦ ફૂટ ઊંડે પાણી મળે છે. કુલ ૧૦૪૨ કૂવા છે, જેમાં ૯૯૦ પાકા, ૨૮ કાચા અને ૨૮ ટ્યૂબવેલ

છે. આમાંના ઘણા ખેતીકામમાં વપરાય છે. કૂવા પર પંપ મૂકી પાણી

**પાણીની સગવડ** પૂરું પાડવાની પ્રવૃત્તિ વેગ પકડતી જાય છે.

કુલ ખેડાયેલી જમીનમાંથી માત્ર ૪૧૯૦ વીઘા (૫·૨ ટકા) જમીન પીતવાળી હતી.

જુદા જુદા પાક તળેની જમીન નીચે મુજબ છે :

| અનાજ | ટકા | અનાજ | ટકા |
|---|---|---|---|
| ૧. ચોખા | ૮ | ૫. કોદરા | ૧૮ |
| ૨. જુવાર | ૮ | ૬. ઘઉં | ½ |
| ૩. બાજરી | ૨૩ | ૭. ચણા | ½ |
| ૪. તુવેર | ૫ | ૮. શાકભાજી-ફળાદિ | ૧૨ |
| | | કુલ | ૭૫ |

**અન્ય**

| | |
|---|---|
| ૯. કપાસ | ½ |
| ૧૦. તમાકુ | ૧૫ |
| ૧૧. તેલીબિયાં | ૧½ |
| ૧૨. દિવેલા | ૧ |
| ૧૩. ઘાસ | ૭=૨૫ |
| કુલ સરવાળો | ૧૦૦ |

ભાદરણ પેટામહાલનું મુખ્ય ગામ ભાદરણ છે. ભાદરણે આખા રાજ્યમાં નામના મેળવી છે, તેથી તેનો થોડોક ઇતિહાસ પણ ટૂંકમાં જોઈ લઈએ.

**ભાદરણ**

તેની કુલ વસ્તી ૫૯૩૮ છે, તેમાં મુખ્ય વસ્તી પાટીદારોની છે. એ લોકોએ રાજ્યની કેળવણી અને બીજી સગવડોનો સારામાં સારો લાભ લીધો છે. ગામમાં સુધરાઈ છે, જેણે વૉટરવર્ક્સ તથા જમીન નીચેના ડ્રેનેજની (પાણીના નિકાલની) વ્યવસ્થા કરી છે. આટલી નાની વસ્તીના ગામમાં આવી સગવડ આખા દેશમાં બીજે કયાંય નથી. તે ઉપરાંત ટાઉન હૉલ, ટાવર, સ્ત્રીઓ, પુરુષો તથા બાળકોનાં જુદાં જુદાં પુસ્તકાલય, ખેતીવાડી પેઢી અને તેનાં પોતાનાં મકાનો, ઇસ્પિતાલ અને પ્રસૂતિગૃહ, માધ્યમિક શાળા અને વિદ્યાર્થિગૃહ, સ્ત્રીસંસ્થાઓ, ખાદીકાર્યાલય, વ્યાયામશાળા, ઉદ્યોગાલય વગેરે આ ગામમાં છે. આ યાદી જોઈને ભાદરણની પ્રગતિનો ખ્યાલ આવી શકશે. આ સંસ્થાઓ ચલાવવા માટે ગામે એક સારું ફંડ પણ

ઊભું કર્યું છે. મોટા શહેરમાં ચાલતી એકપણ પ્રવૃત્તિ એવી નહિ હોય જે ભાદરણમાં નાના મોટા પાયા પર ન હોય. હજુ તો ભાદરણને આગળ પ્રગતિ કરવાની ઘણી હોંશ છે. ગામમાં વીજળી લાવવી છે, સામુદાયિક આનંદના સાધન તરીકે રેડિયો મૂકવો છે, છોકરીઓની જુદી માધ્યમિક શાળા શરૂ કરવી છે. લોકો ઉત્સાહી મહેનતુ અને સાહસિક છે, અને તેમણે રાજ્યે જે સવલતો આપી છે તેનો પૂરેપૂરો લાભ લીધો છે. વેપાર ધંધા અંગે આખી દુનિયા ખૂંદી વળે એવા છે. ભાદરણની અસર આજુ-બાજુનાં બીજાં મોટા પાટીદાર ગામો જેવાં કે ધરમજ કરમસદ વગેરે પર પડી છે, અને ભાદરણનું જોઈને તેમણે પણ કેટલીક પ્રવૃત્તિઓ હાથ ધરી છે, પરંતુ તાલુકાનાં નાનાં ગામો ઉપર એની અસર બિલકુલ થઈ નથી. ભાદરણના આગેવાનો ધારે તો તાલુકાનાં નાનાં ગામોને પણ પોતાની પ્રવૃત્તિઓનો લાભ અપાવી શકે તથા સારી મદદ કરી શકે. આ કામ માટે યોગ્ય દોરવણીની જ જરૂર છે.

## ભુવેલ

### (૨) ભૌગોલિક

વડોદરા રાજ્યના પેટામહાલમાં આ ગામ આવેલું છે. પાસેમાં પાસેનું રેલ્વેસ્ટેશન ખંભાત ગામથી ૭ માઇલને અંતરે છે, તેમજ બીજું નજીકનું સ્ટેશન ધરમજ સાત માઈલને અંતરે છે. ખંભાતની પૂર્વ દિશામાં આવેલ ભુવેલની ચારે બાજૂએ જુદાં જુદાં રાજ્યોની સરહદો આવેલી છે.

**સ્થળ**

વડોદરા રાજ્યના છેક સરહદ પર આવેલા આ ગામની પશ્ચિમે દોઢ માઇલને અંતરે ખંભાત રાજ્યનું ગામ ઉંદેલ આવેલું છે. પૂર્વે મુંબઇ સરકારની હદનું ખટનાલ ગામ એક માઈલને અંતરે છે; તેમજ દક્ષિણે મુંબઇ સરકારની હદનું વતરા નામનું ગામ અર્ધો માઈલને અંતરે છે. ખંભાતના અખાતની એક ખાડી ગામથી ત્રણજ માઈલ દૂર આવેલી છે. તેથી ગામને દરિયાઇ આબોહવાનો લાભ મળે છે.

ગામની ઉત્પત્તિ ઘણા જૂના સમયની છે. સિદ્ધરાજ જયસિંહના વખતમાં ભૂપતસિંહ અને ચાપસિંહ નામના બે રજપૂત ભાઇઓએ આ ગામની સ્થાપના કરેલી. ભૂપતસિંહના નામ પરથી ગામનું નામ "ભુવેલ" પડ્યું હોય એમ મનાય છે. આ મહિતીને કોઈ ઐતિહાસિક સમર્થન નથી,

**ઇતિહાસ**

સિવાય કે લોકવાયકા. છેક અત્યાર સુધી ગામની માલિકી નરવા* વહીવટ પ્રમાણે રજપૂત ભાઇઓના વારસની ગણાતી.

છેલ્લાં ચાળીસ વર્ષમાં જ આ વહીવટનો અંત લાવી ગામની જમીન તે વખતે ખેડતા ખેડૂતોને નામે ચડાવવામાં આવી છે. આ ક્રિયાને 'નરવો તોડયો' એમ કહી ઓળખવામાં આવે છે. હજુ પણ ગામનાં મુખીની નિમણૂક મૂળ માલિકોના વારસોમાંથી કરવામાં આવે છે. ગામમાં ખેડૂત તરીકે વસેલા પાટીદારો મુખ્યત્વે મોભા, ઉત્તરસંડા, અને મોઇડ (ભાલ)થી આવેલા છે.

ગામમાં ઐતિહાસિક મહત્ત્વનું કોઇ સ્થળ નથી; જો કે રામબાઈ માતાની માનતા દૂર દૂરના લોકો મને છે. રામબાઇ માતાનો ઇતિહાસ અન્યત્ર આપ્યો છે. ગામની નજીકમાં પણ ઐતિહાસિક મહત્ત્વનું કોઇ સ્થળ નથી. ગામથી ચાર માઇલ દૂર આવેલ રાજપુર ગામ કાંઠા પર વસેલું છે. સૃષ્ટિસૌંદર્યની આ એક સુંદર જગ્યા છે. ત્યાંના રહેવાસીઓ સરસ તરવૈયા છે.

ગામનું વર્ણન કરતી કવિતા (પરિશિષ્ટ નં. ૨ માં) મૂકી છે. સાથે આપેલ નકશો ગામની રચનાનો ખ્યાલ આપે છે.

**વર્ણન**

ખંભાતના રસ્તાથી ગામમાં આવતાં શરૂઆતમાં જ રામજી મંદિર આવે છે. રામજી મંદિરને આંટો લઈ મુખ્ય રસ્તો ગામમાં પ્રવેશે છે. રસ્તાનો એક ફાંટો રબારીવાડમાં જાય છે. મુખ્ય રસ્તા પર ગામનું બજાર આવેલું છે, જેમાં કરિયાણું વગેરે ચીજો વેચતી ચાર દુકાનોનો સમાવેશ થાય છે. ઉપરાંત સહકારી મંડળીનું મકાન, સરકારી ચોરો અને ધર્મશાળા પણ મુખ્ય રસ્તા પર આવેલાં છે.

ચોરા અને ધર્મશાળાની વચ્ચે આવેલી પરબડી જાહેર બેઠકનું એક સરસ સ્થળ છે. ધર્મશાળાની રસ્તા પર પડતી એક ઓરડીમાં ગામના એક જ મુસલમાનની શાકભાજીની દુકાન આવી છે. મુખ્ય રસ્તો ધર્મશાળાથી આગળ વધી નિશાળ ભણી જાય છે. નિશાળ પાસે આવેલ ગામાતી કૂવાની

---

* **નરવા વહીવટ**:—ગામની સંયુક્ત માલિકી કેટલાક મુખ્ય ખાતેદારો ધરાવતા હોય તેવી પ્રથાને નરવાદારી કહે છે. ગામની મહેસૂલ ભરવાની જવાબદારી તેમને માથે સંયુક્ત રીતે છે. જો એક પણ ખાતેદાર મહેસૂલમાં પોતે આપવાનો ફાળો ભરવામાં નિષ્ફળ જાય તો તેના વતીનું મહેસૂલ બાકીના ખાતેદારોને ભરવું પડે છે. મહેસૂલ આકારવાની પદ્ધતિ પણ આમાં વિશિષ્ટ છે. દરેક ખેતરનું જુદું જુદું મહેસૂલ આકારવાને બદલે આખાયે ગામનું ભેગું મહેસૂલ આકારવામાં આવે છે. આ પ્રથા મોટે ભાગે ખેડા જિલ્લાના નડિયાદ આણંદ અને બોરસદ તાલુકાઓમાં પ્રવર્તે છે.

અડોઅડ થઇ રસ્તો તળાવની વચ્ચે થઇ આગળ વધે છે, અને પૂર્વે ખટનાલ તરફ જતા રસ્તાને મળે છે. સરકારી મુખ્ય કચેરી ભાદરણ તરફ આ રસ્તે જ જવાય છે.

નકશા પરથી જણાશે કે દરેક કોમ મોટે ભાગે પોતપોતાના જુદા જુદા ફળિયામાં વસી છે. ઉપરાંત એ પણ જણાશે કે ઘરો ખૂબ ગીચોગીચ બંધાયેલા છે, તેમજ રસ્તાઓ ઘણા સાંકડા છે. મુખ્ય રસ્તાની પહોળાઇ બાર ફૂટથી માંડીને પચીસ ફૂટ છે. કેટલેક ઠેકાણે તો માત્ર એક સાથે એક જ ગાડું પસાર થઈ શકે એવી એની સ્થિતિ છે. ફળિયાનો તો એકેય રસ્તો દશ ફૂટથી વધારે પહોળો નથી. તેમજ છૂટી જગ્યા કયાંય નજરે પડતી નથી. ૧૮ વીઘા જમીન પર ૩૦૭ ઘરોમાં ૧૦૭૦ માણસ અને ૮૦૦ ઢોર વસે છે. આ આંકડાઓ વસ્તીની ગીચતાનો પૂરો ખ્યાલ આપે છે. ગામઠાણના નવા નિયમો પ્રમાણે આટલી જ વસ્તી માટે બીજા ૨૫ વીઘા જમીનની જરૂર ગણાઇ છે. તાજેતરમાં જ નવા ગામઠાણ માટે ૨૫ વીઘા જમીન મુકરર થઈ છે.

એક બાજૂએ આટલી ગીચતાથી ગામ વસેલું હોવાથી અને બીજી બાજૂથી નીચાણવાળી જગ્યાએ વસેલું હોવાથી ચોમાસાની ઋતુમાં ગામની દુર્દશા અનેક ગણી વધી જાય છે.

ગામના પાણીના નિકાલ માટેનો કાંસ પુરાઇ જવાથી પાણીને જરૂરી માર્ગ મળતો નથી, તેથી પાણી ગામમાં ભરાઇ જાય છે, અને ગામ વધુ ને વધુ ધોવાતું જાય છે. ગામના રસ્તાઓ આ ધોવાણનો સચોટ ખ્યાલ આપે છે. પાણીના નિકાલ માટે ખડિયાટ બાંધી તથા કાંસ સુધારી પાણીને માર્ગ કરી આપવામાં નહિ આવે તો ગામની સ્થિતિ વધારે ખરાબ બનશે. પાણી ભરાઈ જવાથી ગામને આર્થિક નુકસાન ઘણું સહન કરવું પડે છે.

સમગ્ર રીતે જોતાં ગામની રચના કોઈપણ જાતના પૂર્વ ખ્યાલ વિનાની છે. જેને જ્યાં ફાવ્યું ત્યાં ઘર બાંધ્યું એ રીતે આખું ગામ વસેલું દેખાય છે.

**તળાવ-કૂવા**

૨૦ વીઘા જમીન રોકતું એક તળાવ ગામમાં છે, પરંતુ તે ચોમાસાના ચાર મહિના ને શિયાળાના બે મહિના જ પાણીથી ભરેલું હોય છે; બાકીના છ મહિના તો ઢોરને પાવા પણ પૂરતું પાણી નથી હોતું. એને ઊંડું વ્યવસ્થિત ખોદવામાં આવે તો પાણી રહેવાથી ગામને બારે માસ તળાવનો લાભ મળે. તળાવની બંને બાજૂ પાકા આરા બાંધેલા છે, તેમજ એક બાજૂ કપડાં ધોવા માટે એક સુંદર ઓવારો પણ બાંધેલો છે. જ્યારે

પાણી હોય છે, ત્યારે એનો ઉપયોગ નાહવા ધોવા તથા ઢોરને પાણી પાવા માટે થાય છે. તળાવ પર આવેલી મહાદેવની દેરી એક સુંદર દૃશ્ય રજૂ કરે છે.

પીવાના પાણી માટે સવર્ણોનો એક કૂવો, ઢેઢ લોકોનો એક કૂવો તથા ભંગીનો એક કૂવો એમ ત્રણ કૂવા આવેલા છે. ત્રણે કૂવાનું પાણી સારું છે; જોકે ઢેઢ લોકોના કૂવા પાસે એક ભાઈએ પોતાનો ઉકરડો બનાવ્યો હોવાથી તેમના પાણીને વારંવાર નુકસાન પહોંચે છે, અને તે વખતે તેમણે સવર્ણોના કૂવે જઈ આજીજી કરવી પડે છે. પોતાના સ્વાર્થ આડે આખી વસ્તીનું અહિત થતું હોય તો તેની પણ પરવા કરવી નહિ એ વૃત્તિનો આ એક સચોટ દાખલો છે. સવર્ણોને તેમની વસ્તીના પ્રમાણમાં એક કૂવો ઓછો પડતો હોવાથી તેમણે બીજા કૂવાની માગણી કરી છે. જ્યારે તળાવમાં પાણી ખૂટી જાય ત્યારે બીજા વપરાશ માટેના પાણી માટે પણ આ કૂવા પર જ આધાર રાખવો પડે છે ગામમાં ચાલતા ખેતી માટેના બે પંપના પાણીનો પણ કપડાં ધોવા માટે કેટલાક લોકો ઉપયોગ કરે છે. ત્રણ કૂવામાં સવર્ણોનો કૂવો સરસ રીતે બંધાયેલો છે. પાકું બાંધકામ તથા ગરગડીઓ હોવા ઉપરાંત ઢોર માટે સુંદર ખડિયાટ છે.

ગામથી અઢી માઈલ દૂર કંથારિયાની ખાડી નામની જગ્યા આવેલી છે, જ્યાં ખંભાતના આખાતમાંથી એક ફાંટો નીકળી આવે છે. ભરતી વખતે આ ખાડીમાં પાણી ભરાય છે. તહેવારના દિવસોએ ભરતી વખતે ધાર્મિકવૃત્તિવાળા લોકો અહીં સ્નાન કરવા આવે છે.

**આબોહવા** ગામની આબોહવાને સમધારણ કહી શકાય. બહુ ઠંડી નહિ, બહુ તાપ નહિ. દરિયાની નજીક હોવાને લીધે આબોહવા સમધારણ છે.

**વરસાદ** વરસાદ માપવાનું ગામમાં કોઈ સાધન નથી. ખંભાત નજીકનું સ્થળ હોવાથી ત્યાંનો વરસાદ અહીંના વરસાદ તરીકે ગણી શકાય. ખંભાતનો છેલ્લાં દસ વર્ષનો વરસાદ નીચે મુજબ છે :

કોઠા નં. ૧

| સાલ | ઇંચ | સાલ | ઇંચ |
|---|---|---|---|
| ૧૯૩૬ | ૧૯·૩૪ | ૧૯૫૧ | ૩૨·૮૬ |
| ૧૯૩૭ | ૩૫·૬૫ | ૧૯૪૨ | ૩૦·૮૬ |
| ૧૯૩૮ | ૨૨·૫૦ | ૧૯૪૩ | ૨૮·૩૫ |
| ૧૯૩૯ | ૧૫·૫૫ | ૧૯૪૪ | ૩૪·૨૫ |
| ૧૯૪૦ | ૧૬·૩૦ | ૧૯૪૫ | ૪૮·૫૯ |

સરેરાશ વવસાદ ૨૮ ઇંચ આવે છે. ભાદરણની સરેરાશ ૩૬ ઇંચ આવે છે, પરંતુ ભાદરણ કરતાં ખંભાતની સરેરાશ આ ગામને વધુ મળતી ગણાય.

**રસ્તાઓ અને વાહન વ્યવહાર**

ગામનો મોટા ભાગનો વ્યવહાર ખંભાત સાથે ચાલે છે, કારણ તે નજીકમાં નજીકનું રેલ્વે સ્ટેશન તથા મોટું શહેર છે. ખંભાત અને જુવેલને સાંધતો એક મોટો રેતાળ રસ્તો છે. આ માર્ગે બધો વ્યવહાર બસ અને ગાડા મારફત ચાલે છે. આ રસ્તાની દશા જુવેલ ગામની પાદરે જ ઘણી ખરાબ છે. વરસાદની ઋતુમાં બે માણસો પાણી ભરાઇ જાય એવો મોટો ખાડો પડેલો છે, અને તેથી ચોમાસામાં બસ-વ્યવહાર તો બંધ થાય છે જ, પરંતુ ગાડા–વ્યવહાર પણ ઘણો મુશ્કેલ બની જાય છે. ગામનો મોટો વ્યવહાર ખંભાત સાથે હોવાથી આ રસ્તો બંધ થવાથી ગામને કેટલું નુકસાન પહોંચતું હશે તે સમજી શકાય તેવું છે. ગામમાં દવાખાનું ન હોવાથી કોઇ માણસ માંદો પડયો તો તેની શી વલે થાય એની તો કલ્પના પણ દુઃખદ છે, અને ચોમાસાની ઋતુમાં માંદગીનું પ્રમાણ ખાસ કરીને ગામડાંમાં વધારે હોય છે. ખંભાત જવા માટે સામાન્ય રીતે લોકો પોતાનાં ગાડાંનો ઉપયોગ કરે છે. ઉપરાંત ચોમાસાના ચાર મહિના બાદ કરતાં બાકીના સમયમાં ખંભાતથી બોરસદ વચ્ચે દોડતી મોટર ગામ પર થઇ જાય છે. બસનો સમય ટ્રેનને અનુકૂળ ન હોવાથી ખંભાતથી રેલ-માર્ગે જનારને એક રાત ખંભાત રોકાવું પડે છે. ખંભાત જવા આવવા માટે બસની બીજી સગવડ દોઢ માઇલ દૂર આવેલા ઉંદેલ ગામથી મળે છે. ખંભાત ઉંદેલ વચ્ચે દિવસમાં બે વખત બસ દોડે છે. આ બસ પણ ચોમાસામાં અનિયમિત થઇ જાય છે, તેમજ આનો વખત પણ ટ્રેનના વખતને અનુકૂળ નથી. આ બસ મારફતે પણ ઓછામાં ઓછા છ કલાક ખંભાત ગાળવા પડે છે. બસની તકલીફોનો તો કંઇ પાર જ નથી હોતો. સમયની અચોકસાઇ એ એની મોટામાં મોટી તકલીફ. આવવા જવાનો કોઇ નિયત સમય જ નહિ, જેથી બસ મેળવવા માટે ઘણો જ સમય બગાડવો પડે. કદીક તો બસ આવે નહિ. બસમાં જગ્યા મેળવવાની તકલીફ પણ એટલી જ. જગ્યા મળ્યા પછી નિરાંતે બેસવાની તો સ્વપ્નેય ઇચ્છા ન સેવાય. એ ઉપરાંત ડ્રાઇવર ક્લીનર વગેરેનું અસભ્ય અને બેહૂદું વર્તન વધારામાં. ચાલુ બસે અને પંદરની જગ્યામાં પાંત્રીસ બેસાડ્યા હોય એવી સ્થિતિમાં પણ બીડી પીનારાઓની તલપ. આ બધા સંજોગોમાં દરેક વાર બસમાં બેઠા પછી મનમાં થઇ જાય કે કદીય બસમાં ફરી બેસવું નહિ, અને છતાંય બીજી કોઇ સારી સગવડ ન હોવાથી

એનો આશ્રય લીધા વિના છૂટકો નહિ. ધીમે ધીમે માણસ એવો ટેવાઈ જાય છે કે આ સંજોગોમાં શું વાંધાભર્યું છે તેની પણ તેને સૂઝ રહેતી નથી.

ખંભાત સાથે જોડતા રસ્તાની જે સ્થિતિ છે તેવી જ સ્થિતિ બીજા રસ્તાઓની પણ છે. પૂર્વ દિશાએ આવેલ ખટનાલ ગામ જતો રસ્તો તળાવની વચ્ચે થઈ જતો હોવાથી ચોમાસામાં તળાવ ભરાઈ જવાથી એ રસ્તો પણ બંધ થઈ જાય છે. ભાદરણ જવાનો ગાડામાર્ગ આ હોવાથી આ રસ્તાની અગત્ય ઘણી છે. ઉપરાંત ગામની ઘણી જમીન એ બાજૂ હોવાથી રસ્તો બંધ થવાથી ખેડૂતોને ઘણી મુશ્કેલી પડે છે. તે જ રીતે ઉત્તર દિશામાં આવેલી ગામની જમીન તરફ જતો રસ્તો પણ ચોમાસામાં પાણી ભરાઈ જવાથી બંધ થઈ જાય છે. આ બંને રસ્તાઓ બંધ થવાથી ખેતીકામમાં ઘણી મુશ્કેલી ઊભી થાય છે.

આમ ગામના મુખ્ય ત્રણ રસ્તાઓ ખરાબ સ્થિતિમાં છે. ખેતી-સુધારણા માટે ત્રણેને તાકીદે સુધરાવવાની જરૂર છે. રસ્તાની ખરાબ દશાને લીધે તેમજ વાહનવ્યવહારની ખૂબ જ અસંતોષકારક સગવડ હોવાને લીધે ગામલોકોને ઘણી આપદા પડે છે, એટલું જ નહિ પરંતુ તેઓને ખેતીમાં સુધારણા કરવા માટે પણ સમજાવવા મુશ્કેલ થઈ પડે છે. તેઓના પાકના વેચાણ માટે એ જરૂરી છે કે તેઓને રસ્તાઓની તથા વાહનવ્યવહારની પૂરતી સગવડ મળવી જોઈએ. એ ન હોવાને કારણે નવા પાક લેવા માટે, અને ખાસ કરીને શાકભાજી–તેમજ ફળફળાદિ ઉગાડવા માટે તેમને સમ-જાવવું અશક્ય બને છે. ગામની આર્થિક સ્થિતિ સુધારવા માટે એ જરૂરનું છે કે ગામને બીજાં સ્થળો સાથે જોડતા રસ્તાઓ સુધારી આપવા જોઈએ, તેમજ વાહનવ્યવહારની સંતોષકારક સગવડ પૂરી પાડવી જોઈએ.

**પરચૂરણ**

વૈદકીય સારવાર અંગે ગામમાં કોઈ દાકતર નથી. સહકારી મંડળી દર વર્ષે રૂ. ૫૦) આપે છે, ને પ્રાંતપંચાયત તરફથી એટલી જ મદદ મળે છે. એમ કરીને રૂ. ૧૦૦) ની દવાઓ ગામખાતે રાખવામાં આવે છે, જે મંડળીનો માણસ જરૂર મુજબ અને મળેલી સૂચના મુજબ આપે છે. આનો ઉપયોગ પ્રાથમિક ઉપચાર જેટલો થાય છે. પાસેમાં પાસેનું દવાખાનું ૩ માઈલ દૂર આવેલ વટાદરા ગામે છે, જ્યાં પાટણ આયુર્વેદિક ડિપ્લોમા-વાળા દાકતર રાખી ગામ હસ્તક દવાખાનું ચલાવવામાં આવે છે. બીજી સગવડ ૭ માઈલ દૂર આવેલ ખંભાત ગામે છે, જ્યાં એમ. બી. બી. એસ. દાકતરો છે. આમ દાકતરી સારવાર અંગે ગામ માટે સ્થિતિ નિરાશાજનક છે. પરંતુ એ નજીકના ભવિષ્યમાં જ દૂર થશે, કારણ ગામે એક દાકતર ગામ ખાતે રાખવાનો ઠરાવ કર્યો છે, અને તે માટે જરૂરી ઉઘરાણું કર્યું છે.

ગામમાં પોસ્ટ ઑફિસ કે તાર ઑફિસ નથી, પરંતુ ટપાલની એક પેટી છે. ટપાલી રોજ સાંજે ગામમાં આવે છે અને રોજની ટપાલ આપતો જાય છે અને લેતો જાય છે. પોસ્ટ ઑફિસ ત્રણ માઈલ દૂર આવેલ વટાદરા ગામે છે.

ગામમાં એક સહકારી મંડળી છે. રાજ્યમાં ઘણું આગળ પડતું સ્થાન ધરાવે છે. મંડળીનું પોતાનું સુંદર મકાન છે, મંડળી અંગેની વધુ વિગતો અન્યત્ર આપી છે.

ગામમાં દારૂનું એક પીઠું છે જે ગામની વસ્તીનો કેટલોક ભાગ જેમાં રજપૂત, બારૈયા, ઢેઢ મુખ્યત્વે છે તેઓ એનો ઉપયોગ કરે છે. બહારગામથી ઘણા માણસો દારૂ પીવા આવે છે. પીઠાની હરાજીની આવક છેલ્લાં કેટલાંક વર્ષોથી સારા પ્રમાણમાં વધવા લાગી છે. ગયે વર્ષે રૂપિયા પાંચ હજારમાં પીઠું અપાયું હતું. લડાઇ પહેલાં રૂ. ૧૦૦–૧૨૫ માં અપાતું. અફીણનો ઇજારો પણ દારૂના પીઠા સાથે અપાયો છે.

ઉતારાના સાધન તરીકે સરકારી ઉતારા માટે ચોરો તથા મુસાફરો માટે ધર્મશાળા છે. ધર્મશાળા ઘણી ખરાબ હાલતમાં છે.

રામજી મંદિર, હનુમાનનું મંદિર, નીલકંઠેશ્વર મહાદેવ તથા રામબાઇ માતાનું મંદિર એટલાં મુખ્ય દેવસ્થાનો છે. જાત્રાનું કોઇ સ્થળ નથી, તેમજ આ ગામે કોઈ મેળો ભરાતો નથી.

## (૩) લોકો–વસ્તી

કોઠા નં. ૨

| સાલ | પુરુષ | સ્ત્રી | કુલ | વધારો |
|---|---|---|---|---|
| ૧૯૨૧ | ૪૨૬ | ૩૪૬ | ૭૭૨ | ... |
| ૧૯૩૧ | ૪૬૦ | ૩૯૭ | ૮૫૭ | ૮૫ |
| ૧૯૪૧ | ૫૬૨ | ૪૨૪ | ૯૮૬ | ૧૨૯ |
| ૧૯૪૬ | ૫૬૪ | ૫૦૬ | ૧૦૭૦ | ૮૪ |

| સાલ | જન્મ | મરણ | બાળમરણ | વધારો |
|---|---|---|---|---|
| ૧૯૩૭ | ૩૯ | ૨૨ | ૧૧ | ૧૭ |
| ૩૮ | ૩૬ | ૪૦ | ૧૨ | –૪ |
| ૩૯ | ૪૪ | ૨૧ | ૯ | ૨૩ |
| ૪૦ | ૪૩ | ૨૦ | ૧૫ | ૨૩ |
| ૪૧ | ૪૩ | ૪૦ | ૧૯ | ૩ |
| ૪૨ | ૪૮ | ૩૪ | ૧૪ | ૧૪ |
| ૪૩ | ૪૩ | ૩૭ | ૯ | ૬ |

| સાલ | જન્મ | મરણ | બાળમરણ | વધારો |
|---|---|---|---|---|
| ૪૪ | ૫૦ | ૪૮ | ૧૬ | ૨ |
| ૪૫ | ૪૧ | ૩૯ | ૧૬ | ૨ |
| ૪૬ | ૫૪ | ૩૮ | ૧૭ | ૧૬ |

છેલ્લાં પચીસ વર્ષમાં વસ્તીમાં ૨૯૮ માણસોનો એટલે કે ૪૦% નો વધારો થયો છે. જન્મ મરણના આંકડા મુજબ ૧૯૪૧ થી ૪૬ વચ્ચે ૪૩ નો વધારો થાય છે, જ્યારે ગણતરી મુજબ વધારો ૮૪ નો આવે છે. ૧૯૪૧ ની ગણત્રીમાં કંઈક ભૂલ થઈ હશે એ જ એનો ખુલાસો હોઈ શકે. પચીસ વર્ષના આંકડા જોતાં સળંગ સ્ત્રીઓ કરતાં પુરુષોની સંખ્યા વધુ રહી છે. આખા હિંદુસ્તાનના જન્મમરણના આંકડાઓની સાથે સરખાવતાં અહીંના જન્મમરણ બંનેના આંકડા વધુ છે. ડૉ. ઘોષની ગણત્રી મુજબ હિંદુસ્તાનનું જન્મ-પ્રમાણ દર હજારે ૪૦ અને મરણ-પ્રમાણ ૩૦ છે, જ્યારે અહીં એ પ્રમાણ ૧૯૪૬ ની સાલમાં અનુક્રમે ૪૭ અને ૩૮ છે.

હાલની ૧૦૭૦ માણસોની વસ્તીમાં ૩૪૩ પુરુષો તેમજ ૩૨૧ સ્ત્રીઓ અને ૨૨૧ છોકરા તથા ૧૮૫ છોકરીઓ છે. ૧૪ વર્ષની નીચેનાને છોકરા-છોકરીઓ ગણવામાં આવ્યાં છે. છોકરાઓનું પ્રમાણ છોકરીઓ કરતાં વધુ છે, જે તફાવત આગળ જતાં સ્ત્રીપુરુષના પ્રમાણમાં નજરે પડે છે. આ અસમ પ્રમાણનું કારણ જન્મની અસમતા છે. આ ગામમાં છોકરીઓ કરતાં છોકરા વધુ જન્મે છે. છોકરા-છોકરીઓના જન્મના છેલ્લા દશ વર્ષના આંકડા જોવાથી આપણને એ માલૂમ પડશે.

કોઠા નં. ૩

| સાલ | છોકરા | છોકરી | કુલ |
|---|---|---|---|
| ૧૯૩૬-૩૭ | ૨૧ | ૧૮ | ૩૯ |
| ૩૭-૩૮ | ૧૯ | ૧૭ | ૩૫ |
| ૩૮-૩૯ | ૨૮ | ૧૬ | ૪૪ |
| ૩૯-૪૦ | ૧૭ | ૨૬ | ૪૩ |
| ૪૦-૪૧ | ૩૧ | ૧૨ | ૪૩ |
| ૪૧-૪૨ | ૨૩ | ૨૫ | ૪૮ |
| ૪૨-૪૩ | ૧૮ | ૨૫ | ૪૩ |
| ૪૩-૪૪ | ૨૮ | ૧૨ | ૫૦ |
| ૪૪-૪૫ | ૨૨ | ૧૯ | ૪૧ |
| ૪૫-૪૬ | ૩૩ | ૨૧ | ૫૪ |
| | ૨૪૦ | ૨૦૧ | ૪૪૧ |

છેલ્લાં દશ વર્ષોમાં છોકરીઓ કરતાં ૩૯ છોકરા વધુ જન્મ્યા હતા. મરણનું પ્રમાણ બેઉનું સરખું છે. છેલ્લાં ચાર વર્ષમાં કુલ ૧૬૨ મરણોમાંથી ૮૧ પુરુષો ને ૮૧ સ્ત્રીઓ હતાં. દર હજાર પુરુષે જુવેલમાં ૯૦૦ સ્ત્રીઓ છે, જ્યારે હિંદુસ્તાનનું સરેરાશ પ્રમાણ દર હજાર પુરુષે ૯૪૦ સ્ત્રીઓનું છે.

હાલની વસ્તીનું લગ્ન પ્રમાણ નીચે મુજબ છે :

| પ્રકાર | પુરુષ | સ્ત્રી | છોકરા | છોકરી |
|---|---|---|---|---|
| પરિણીત | ૨૫૪ | ૨૪૭ | – | ૬ |
| અપરિણીત | ૬૧ | ૬× | ૨૨૧ | ૧૭૯ |
| વિધુર | ૨૮ | × | × | × |
| વિધવા | × | ૬૮ | × | × |

ઉપરના આંકડા જોતાં દેખાશે કે બાળલગ્ન કાયદાએ આપેલી છૂટની ઉમરવાળી લગભગ બધી સ્ત્રીઓ પરણેલી છે, જ્યારે પુરુષોમાં એ પ્રમાણ થોડું ઓછું છે. બાળલગ્નનો પ્રતિબંધ હોવા છતાંયે બાળલગ્નો થાય છે, જે ઉપરના આંકડાઓ પરથી જ દેખાશે. ૧૪ વર્ષથી નીચેની ઉમરની છોકરીને પરણાવવા સામે મનાઈ હોવા છતાં એવી ૬ છોકરીઓ પરણેલી છે. ૧૯૪૫–૪૬ ની સાલમાં ત્રણ બાળલગ્નો નોંધાયાં છે. લગભગ બધી જ કોમોમાં વિધવા–વિવાહની છૂટ હોવા છતાંયે વિધવાઓની સંખ્યા વધારે છે :

વસ્તીની ઉમરવાર ગણતરી નીચે મુજબ છે :

કોઠા નં ૪

| ઉમર | પુરુષ | સ્ત્રી | કુલ |
|---|---|---|---|
| ૦ –૫ | ૯૨ | ૭૬ | ૧૬૮ |
| ૫ –૧૦ | ૬૭ | ૭૦ | ૧૩૭ |
| ૧૦–૧૫ | ૭૩ | ૫૧ | ૧૨૪ |
| ૧૫–૨૦ | ૬૩ | ૫૬ | ૧૧૯ |
| ૨૦–૩૦ | ૮૩ | ૯૬ | ૧૭૯ |
| ૩૦–૪૫ | ૯૬ | ૭૦ | ૧૬૬ |
| ૪૫–૬૦ | ૬૩ | ૫૫ | ૧૧૮ |
| ૬૦ ઉપર | ૨૭ | ૩૨ | ૫૮ |
| ૦ –૧૫ | ૨૩૨ | ૧૯૭ | ૪૨૯ |
| ૧૫–૩૦ | ૧૪૬ | ૧૫૨ | ૨૯૮ |
| ૧૫–૪૫ | ૨૪૨ | ૨૨૨ | ૪૬૪ |
| ૪૫ ઉપર | ૯૦ | ૮૭ | ૧૭૭ |
| કુલ | ૫૬૪ | ૫૦૬ | ૧૦૭૦ |

× ૨૦ વર્ષથી નીચે તથા ૧૪ વર્ષથી ઉપરની સ્ત્રીઓનો આમાં સમાવેશ થાય છે.

ઉપર આપેલા ઉમર પ્રમાણે વસ્તીના આંકડા પરથી એક વસ્તુ બહુ સ્પષ્ટપણે તરી આવે છે. સ્ત્રીઓની સંખ્યા ૧૫ થી ૪૫ ની ઉમર વચ્ચે ઘટી જાય છે, તેમાંયે ૩૦ થી ૪૫ વચ્ચે સૌથી વધારે ઘટાડો થાય છે. વધારે પડતી સુવાવડને કારણે આમ થાય છે. ઉપર આપણે જોયું છે કે જન્મપ્રમાણુ ઘણું વધારે છે. સુવાવડથી થતા મૃત્યુના આંકડા નથી મળી શકયા, નહિતો એની ચોક્કસ સાબિતી આપી શકાત. પરંતુ આ વસ્તુ સિદ્ધ કરવા માટે ઉમર પ્રમાણે થતો ઘટાડો પૂરતો છે.

જેમ જેમ ઉમર મોટી થતી જાય છે, અર્થાત્ ૪૫ ની ઉપર જેમ જઈએ છીએ તેમ સ્ત્રીપુરુષની સંખ્યા વચ્ચેનો તફાવત ઘટતો જાય છે. ૬૦ વર્ષ ઉપર તો સ્ત્રીઓની સંખ્યા પુરુષો કરતાં વધે છે.

આખા ફેરફારનું કારણ આમ આપી શકાય. જન્મની શરૂઆતમાં પુરુષો સ્ત્રીઓ કરતાં વધારે છે. ત્રીસ વર્ષની ઉમર સુધી આ તફાવત ચાલુ રહે છે, થોડા આકસ્મિક ફેરફાર સાથે. ૧૫ થી ૩૦ વર્ષની ઉમર સુધી પરિણીત જીવનની બહુ અસર વર્તાતી નથી, પરંતુ ૩૦ વર્ષ પછી એની અસર બરાબર જણાય છે, અને સ્ત્રી પુરુષ વચ્ચેનો તફાવત વધતો જાય છે. વધારે પડતી સુવાવડને કારણે સ્ત્રીનું શરીર બહુ સામનો કરી શકતું નથી, અને તેથી સ્ત્રીઓનું મરણપ્રમાણુ વધે છે. ૪૫ ઉપરની ઉમરમાં સુવાવડને લીધે સ્ત્રીના શરીર પર થતો ઘસારો બંધ થાય છે, જ્યારે પુરુષના શરીરને સખ્ત મજૂરીને કારણે લાગતો ઘસારો ઉમરને કારણે વધતો જાય છે, તેથી પુરુષોની સંખ્યા સ્ત્રીઓ કરતાં ઓછી થાય છે. અહીંના આંકડા હિંદુસ્તાનના આંકડા સાથે સરખાવીએ. છેલ્લામાં છેલ્લી માહિતી ૧૯૩૮ ની સાલની મળે છે, જે મુજબ ઉમર વાર વસ્તીનું પ્રમાણુ નીચે મુજબ છે:

| હિંદુસ્તાન (૧૯૩૮) | | ભુવેલ (૧૯૪૬) | |
|---|---|---|---|
| ઉમર | પ્રમાણુ | ઉમર | પ્રમાણુ |
| ૦–૧૪ | ૩૯.૮ | ૦–૧૫ | ૪૦.૧ |
| ૧૫–૩૯ | ૪૧.૨ | ૧૫–૪૫ | ૪૩.૩ |
| ૪૦ ઉપર | ૧૮.૨ | ૪૫ ઉપર | ૧૬.૬ |

ઉપરના આંકડાઓ પરથી જણાય છે કે ઉમર પ્રમાણે વસ્તીના પ્રમાણુમાં બેઉ આંકડામાં ખાસ તફાવત નથી.

ગામમાં કુલ કુટુંબો ૨૦૮ છે. કુટુંબવાર ૫ માણુસની સરેરાશ આવે છે.

નાતવાર કુટુંબો તથા માણુસોની વસ્તી નીચે મુજબ છે:

કોઠા નં ૫

| નાત | કુટુંબની સંખ્યા | માણસોની સંખ્યા | કુટુંબની સરેરાશ | છેલ્લાં દશ વર્ષમાં જન્મ | છેલ્લાં ચાર વર્ષમાં મરણ |
|---|---|---|---|---|---|
| લે. પાટીદાર | ૩૩ | ૧૬૩ | ૫. | ૭૪ | ૧૭ |
| ક. પાટીદાર | ૨૩ | ૧૨૯ | ૫.૬ | ૬૨ | ૨૫ |
| બારૈયા | ૩૦ | ૧૨૦ | ૪ | ૫૨ | ૨૪ |
| ઢેડ | ૨૮ | ૧૫૦ | ૫.૩ | ૬૨ | ૧૭ |
| રજપૂત | ૨૩ | ૧૨૪ | ૫.૪ | ૫૩ | ૧૯ |
| બ્રાહ્મણ | ૧૪ | ૭૭ | ૫.૫ | ૨૨ | ૮ |
| રબારી | ૧૨ | ૫૩ | ૪.૪ | ૧૦ | ૯ |
| રાવળ | ૧૧ | ૬૦ | ૫.૫ | ૨૭ | ૧૦ |
| કુંભાર | ૮ | ૩૯ | ૪.૯ | ૧૧ | ૬ |
| વાળંદ | ૭ | ૫૨ | ૭.૪ | ૧૭ | ૫ |
| ભંગી | ૬ | ૧૯ | ૩ | ૧૦ | ૭ |
| ચમાર | ૫ | ૨૬ | ૫ | ૧૫ | ૭ |
| સુતાર | ૩ | ૧૪ | ૫ | ૮ | ૪ |
| લુહાર | ૧ | ૫ | ૫ | ૨ | ૩ |
| દરજી | ૧ | ૭ | ૭ | ૧ | ૦ |
| પૂજારી | ૧ | ૮ | ૮ | ૪ | ૦ |
| વોરા | ૧ | ૨૦ | ૨૦ | ૧૦ | ૦ |
| ઓડ | ૧ | ૮ | ૮ | ૧૦ | ૧ |
| કુલ | ૨૦૮ | ૧૦૭૦ | ૫ | ૪૪૧ | ૧૬૨ |

વાણિયાની ગેરહાજરી નોંધપાત્ર છે. સહકારી મંડળીની સ્થાપના પહેલાં ગામમાં વાણિયાની વસ્તી હતી. ત્યાર પછી ધીમે ધીમે એ ઘટતી ચાલી. આજે ગામમાં લેશ પણ વાણિયાની વસ્તી નથી. સહકારી મંડળીના કામકાજનું આ સુંદર પ્રમાણપત્ર છે.

**ધંધોરોજગાર**

મુખ્યત્વે ધંધો ખેતીનો છે. લગભગ ૮૨ ટકા વસ્તી માત્ર ખેતી પર આધાર રાખે છે. બીજા વ્યવસાયોમાં વેપાર, નોકરી, લુહારી-સુતારી કામ, માટીકામ વગેરે છે. આ લોકો પણ થોડે વત્તે અંશે ખેતી પર આધાર રાખતા હોય છે. જુદા જુદા કામકાજમાં રોકાયેલ વસ્તી નીચે મુજબ છે :

કોઠા નં. ૬

| ધંધો | સંખ્યા | પુરુષ | સ્ત્રી |
|---|---|---|---|
| ખેડુત | ૧૮૦ | ૧૮૦ | – |
| ખેતીમજૂર | ૧૬૦ | ૧૦૮ | ૬૦ |
| ખેતીકામ | ૩૪૮ | ૨૮૮ | ૬૦ |
| વેપાર | ૧૩ | ૧૩ | – |
| નોકરી | ૩૩ | ૩૧ | ૨ |
| રબારી | ૪ | ૪ | – |
| માછીકામ | ૧૧ | ૧૧ | – |
| હજામત | ૫ | ૫ | – |
| સુતાર | ૨ | ૨ | – |
| લુહાર | ૨ | ૨ | – |
| દરજી | ૨ | ૨ | – |
| ચમાર | ૨ | ૨ | – |
| પૂજારી | ૧ | ૧ | – |
| અન્ય | ૫ | ૫ | – |
| કુલ | ૪૨૮ | ૩૬૬ | ૬૨ |

ઉપર આંકડાઓને મુખ્ય પાંચ વિભાગોમાં મૂકી ગુજરાત તથા અખિલ હિંદના આંકડા સાથે સરખામણી કરીએ.

| ધંધો | ભુવેલ (૧૯૪૬) | ગુજરાત (૧૯૩૧) | હિંદ (૧૯૩૧) |
|---|---|---|---|
| | ટકા | ટકા | ટકા |
| ખેતીકામ | ૮૪ | ૭૦ | ૬૫.૮૪ |
| વેપાર | ૩ | ૬ | ૫.૫૩ |
| નોકરી (ખાનગી) અને સરકારી | ૮ | ૪ | ૨.૮૬ |
| ઉદ્યોગ સરકારી | ૪ | ૧૨ | ૧૦.૩૮ |
| અન્ય | ૧ | ૮ | ૧૫.૩૯ |
| કુલ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦૦ |

ઉપરના આંકડાઓ પરથી જોઇ શકાય છે કે ખેતીકામમાં રોકાયેલા માણસોની સંખ્યા આ ગામમાં ઘણી વધારે છે. આનું કારણ તમાકુની પીત ખેતી છે. તમાકુની ખેતીમાં વધારે માણસોની જરૂર પડે છે, તથા પીત ખેતી હોવાથી ચોમાસુ પાક ઉપરાંત બીજો પાક લઇ શકાય છે. તેથી ખેતીકામમાં

વધારે માણસો રોકાય છે. આને કારણે જ મજૂરોની પણ વધારે જરૂર પડે છે. અહીં ખેડૂત દીઠ એક મજૂર જોઈએ છે. ૧૯૩૧ની ગણતરી મુજબ અખિલ હિંદમાં દર સો ખેડૂત દીઠ ૪૦ મજૂર આવતા હતા. પ્રમાણમાં આટલો મોટો ફેર રહેવાનું કારણ તમાકુની ખેતી છે. તમાકુની ખેતીને લીધે કામમાં કેટલો વધારો થાય છે તેની ચર્ચા આગળ ખેતીવાડીના પ્રકરણમાં કરી છે.

ઉદ્યોગમાં માત્ર ચાર જ ટકા રોકાયેલા છે. આ ચાર ટકા પણ ખેતીને સહાયક એવા ઉદ્યોગો–સુતારીકામ, લુહારીકામ, ચામડાંનું કામ વગેરેમાં રોકાયેલા છે. એ સિવાયનો અહીં કાંઈ ઉદ્યોગ નથી.

૧૪ વર્ષની ઉપરની ઉમરનાને કામ કરવા લાયક ગણીએ તો એવા પુરુષોની સંખ્યા ૩૪૩ છે. ઉપર બતાવેલ આંકડામાં કામ કરતા પુરુષોની સંખ્યા ૩૬૬ છે, કારણ તેમાં ૧૪ વર્ષની નીચેના ૨૩ છોકરાઓનો સમાવેશ થાય છે, જે બધા જ ખેતીમજૂર તરીકે કામ કરે છે.

ઉપર જણાવેલ આંકડા મુજબ કામ કરતી સ્ત્રીઓની ગણતરી ૬૨ છે. પરંતુ તેમાં ઘરકામ કરતી સ્ત્રીઓનો સમાવેશ કર્યો નથી, કારણ કોઈજાતનું આર્થિક ઉત્પન્ન તેમને ઘરકામમાંથી મળતું નથી. છતાં બીજા કામ કરતાં એ સહેજે હળવું નથી. એવું કામ કરતી સ્ત્રીઓની સંખ્યા ૨૯૦ની છે. એમને ગણતરીમાં લેતાં કામ કરતી સ્ત્રીઓની સંખ્યા ૩૫૨ ની થાય છે, જ્યારે ૧૪ વર્ષની ઉપરની ઉમરની સ્ત્રીઓની સંખ્યા ૩૨૧ છે. એનું કારણ એ છે કે કામ કરતી સ્ત્રીઓમાં ૧૪ વર્ષની નીચેની ૩૧ સ્ત્રીઓનો સમાવેશ થાય છે. કુંભારોમાં કામ કરતા પુરુષોની જ ગણતરી કરી છે. પરંતુ એ અહીં નોંધવું જોઈએ કે ઘરકામ કરવા ઉપરાંત સ્ત્રીઓ પુરુષોને માટીકામમાં પણ ઘણી જ મદદ કરે છે. ખરી રીતે જોતાં કુંભારસ્ત્રીઓનું ઘરકામ ગૌણ બને છે, જ્યારે માટીકામ મુખ્ય બને છે. નોકરીધંધા અર્થે બહારગામ વસનારાઓની સંખ્યા ૬૯ની છે. અન્યમાં કામ કરવાને સાવ અશક્ત માણસોનો સમાવેશ થાય છે.

રોજના વપરાશની ચીજો વેચતી ચાર દુકાનો ગામમાં છે. આ ચારે દુકાનો પાટીદારની છે. હમણાં જ એક નવી દુકાન વોરાએ શરૂ કરી છે.

**દુકાનો** આ લોકો બધી ચીજો ખંભાતથી લાવે છે. ખંભાતથી લાવેલી વસ્તુઓ પર ૨૦ ટકાથી માંડીને ૧૦૦ ટકા સુધીના વધુ ભાવો ચડાવી ગામમાં વેચે છે. બધો વ્યવહાર કયાં તો ઉધાર અથવા દાણાથી ચાલે છે, બહુ ઓછો વ્યવહાર રોકડ નાણાથી ચાલે છે. ઉધાર વ્યવહારમાં ૨૦ ટકા સુધીની ભાવની ફેર-

ધ્યારી રહે છે. લોકો પાસે રોકડ નાણું બહુ રહેતું ન હોવાથી તેઓ દાણા આપીને ચીજ વસ્તુ ખરીદે છે. આમાં તેમને ભાવની ફેરફારીને લીધે સરવાળે ગેરફાયદો રહે છે, પરંતુ લાંબે ગાળે એ વસ્તુ તેમને વધારે ફાવતી આવે છે. રોકડ પૈસા હોય તો ગમે તે રીતે વપરાઇ જ જાય છે, એટલે દાણાથી વ્યવહાર કરવામાં એક જાતની આડકતરી ત્રેવડ થાય છે. વજન ઓછું-વત્તું જોખવાના તથા ઉધાર હિસાબમાં ગોટાળો કરવાના બનાવો પણ બને છે. ગામમાં શાકભાજીનું વાવેતર નથી, તેથી શાકભાજીની ખરીદી પાસેના નવાબી ગામથી આવતા છૂટક વેચનારાઓ પાસેથી કરવામાં આવે છે.

અહીંના લોકો સ્વભાવે ઘણા આનંદી છે. ઘડીભર નવાઈ થાય એટલા પ્રમાણમાં તેઓ મશ્કરા છે. આખાબોલા પણ ખૂબ છે. ચરોતરી સ્વભાવની બધી જ વિશિષ્ટતાઓ તેમનામાં છે. વિવિધ શક્તિ-

**લોકોની ખાસિયતો**

વાળા પણ છે. એક ભાઇ પ્રાંતપંચાયતના સભ્ય છે. ત્રણ જણા સરસ ભૂંગળ વગાડી જાણે છે. નાટક કંપનીમાં થોડોક વખત કામ કરી આવેલ એક ભાઇ પાસે ટૂચકાઓનો અખૂટ ભંડાર છે. ટૂચકા તથા બીજી ગમ્મતભરી વાતોનો પૂરેપૂરો ઉપયોગ કરનારાઓની તો મોટી સંખ્યા છે. ભજનમંડળીના શોખીન પણ સારા પ્રમાણમાં છે. દર પૂનમે ડાકોર જનારાઓની મંડળી પણ ઠીકઠીક છે. ચાના જબરા શોખીન છે. પૈસેટકે બાજૂનાં ગામોથી વધારે સમૃદ્ધ હોવાથી તે ગામોમાં રેશનિંગમાં વહેંચાતી ખાંડ ગમે તેટલા પૈસા આપીને અહીંના લોકો ખરીદી લાવે છે. લોકોની બીજી ખાસિયત સમયના ખ્યાલનો સંપૂર્ણ અભાવ છે. કલાકોના કલાકો સુધી ગપાટા હાંકતાં કે ખાલી મૂંગા બેસી રહેતાં પણ તેઓ કંટાળતા નથી. જ્યારે કામ કરવાનું હોય છે ત્યારે ઢોરની માફક કરે છે. બાકીના સમયમાં ખૂબ પ્રમાદી બની જાય છે. પહેલી સ્થિતિના પરિણામરૂપે બીજી સ્થિતિ આવતી હશે.

આખુંયે જીવન શારીરિક મજૂરીના પાયા પર ઘડાયેલું હોવાથી જાતમહેનતના ગૌરવની કીમત તેમને સમજાવવાની હોય નહિ. ગરીબ કે પૈસાદાર બંને કોઈપણ જાતનું શારીરિક કામ કરવામાં શરમ અનુભવતા નથી. ખેતરમાંથી વાઢીને ચાર લાવવાની હોય કે છાણમૂતરનો ટોપલો ઉકરડે નાખી આવવાનો હોય, બંને કામ ગરીબ અને પૈસાદાર જાતે કરે છે. તેમાંય ખાસ કરીને સ્ત્રીઓમાં આ વસ્તુ વધારે પ્રમાણમાં છે. બીજાઓ કરતાં પ્રમાણમાં વધારે સુખી પાટીદારો ખેતીનું કેટલુંક કામ મજૂરો મારફત કરાવે છે, તેમને ય જાતે કામ કરવાની કોઈ જાતની શરમ નથી.

વધારે પ્રમાણમાં ખેતી હોવાથી પહોંચી ન વળાય એટલે, તેમજ પૈસાની છૂટ હોવાથી મજૂરો પાસે કામ કરાવે એટલું જ. પહેરવેશ પણ બધાંનો સરખો હોવાથી, પૈસાદાર ગરીબ વચ્ચે દેખીતો ફેરફાર કાંઈ જ નજરે પડતો નથી.

ચરોતરમાં આવેલા આ ગામમાં ચરોતરી ગુજરાતી બોલાય છે. 'કેમ' ને 'ચમ', 'બેન' ને 'બોન', 'સાથે'ને 'હાથે', 'આનો' ને 'ઑનો', 'પાણી' ને 'પોણી' વગેરે ઉચ્ચારોવાળી ચરોતરી ગુજરાતીનો અહીં વપરાશ છે. 'કાકી' ને 'કાચી' કહે છે. ખાસ શબ્દ-પ્રયોગોમાં કોઈપણ વસ્તુનાં બહુ જ વખાણ કરવાં હોય ત્યારે 'ફૂહેવું પડે' શબ્દ પ્રયોગ વાપરે છે. આપણે કોઈપણ વસ્તુમાં કશીયે ખામી ન રહી હોય ત્યારે કહીએ "કશુંયે કહેવાપણું રાખ્યું નથી," ત્યારે એ જ વસ્તુ કહેવા માટે અહીંના લોકો કહેશે "ફૂહેવું પડે." કંઈક અણગમતી વસ્તુ થતી હોય ત્યારે 'ગોદ ઘાલી' એવો શબ્દપ્રયોગ વપરાય છે. બે ભાઈઓ પોતાની મિલકત વહેંચે તે ક્રિયાને 'લાંભવું' કહેવામાં આવે છે. પુરુષને, લોકો, ખાસ કરીને સ્ત્રીઓ 'દાઢિયારા' તરીકે ઓળખે છે. પોતાની આજુબાજુના વાતાવરણનો કેવી સરસ રીતે ઉપયોગ કરે છે તેનું એક દૃષ્ટાંત અન્યત્ર આપેલાં તેમનાં ગીતો પરથી મળશે. બીજું દૃષ્ટાંત તેમની ઉપમાઓમાંથી જાણવા મળશે. એવી જાણવા મળેલી બે ઉપમાઓ અહીં નોંધીએ છીએ :

ભાષા

એક જ્ઞાતિનું પંચ એકઠું મળેલું. પંચના એક સભ્યને પંચના આગેવાનો તેની બે દીકરીઓના વિવાહ કાયમ રાખવા માટે સમજાવતા હતા. એ ભાઈ એક દીકરીનો વિવાહ કાયમ રાખવા તૈયાર હતા. બીજી દીકરીનો વિવાહસંબંધ રદ કરવા માગતા હતા. સમજાવટમાં ધાકધમકીનો ઉપયોગ પણ થતો. આ સમજાવટ વખતે એક આગેવાને તે ભાઈને કહેલું : "ઉઘાડે પગે બાવળિયાના વનમાં આપણે ફરવા નીકળ્યા છીએ, પછી એમાં કાંટા વાગવાની ચિંતા રાખ્યે પાલવે ?" લગનસંબંધો જોડવાની આપણી કાર્યપદ્ધતિનો આ ઉપમા સુંદર ખ્યાલ નથી આપતી ? અને આનાથી વધારે બળવાન ટીકા એ કાર્યપદ્ધતિની કઈ હોઈ શકે ?

બીજી ઉપમા જમીન અને ઘર વિશેનો ગ્રામજનોનો શો ખ્યાલ છે તે સચોટ રીતે રજૂ કરે છે. જમીનને એ લોકો દીકરા જેવી ગણે છે, ઘરને દીકરી જેવી. દીકરા માટે ગમે તેટલું ખર્ચ કરીએ તો તે ઊગી નીકળવાનું છે; દીકરી પારકે ઘેર જવાની એટલે એની પાછળ કરેલું બધું ખર્ચ નકામું જવાનું. એ જ રીતે જમીન પાછળ જેટલું ખર્ચ કરીએ તે બધું ઊગી નીકળવાનું, પરંતુ ઘર પાછળ કરેલા ખર્ચનું એવું ઓછું થવાનું

છે? દશ પંદર હજાર રૂપિયા ખર્ચીને બનાવેલું ઘર વેચવા નીકળીએ ત્યારે ગામડામાં એટલા પૈસા આપી કોણ ખરીદવાનું?

## (૪) કેળવણી

વડોદરા રાજ્યમાં ૧૯૦૬ થી પ્રાથમિક કેળવણી ફરજિયાત છે. પરિણામે રાજ્યમાં લગભગ બધાં ગામોમાં (૧૦૦૦ ની વસ્તી ઉપરના દરેક ગામમાં) પ્રાથમિક નિશાળ હોય છે. આ ગામમાં તો તે પહેલાંની એટલે કે સને ૧૮૯૫ થી કામ કરતી ગુજરાતી પ્રાથમિક શાળા છે. કન્યાશાળાની જુદી સગવડ ન હોવાથી છોકરા–છોકરી બંને આ શાળામાં ભેગું શિક્ષણ લે છે. વધુ અભ્યાસ માટે વિદ્યાર્થીઓને ગુજરાતી સાત ચોપડી સુધીના અભ્યાસ માટે અડધો માઈલ દૂર વતરા ગામે જવું પડે છે, અને અંગ્રેજી બે ચોપડીના અભ્યાસ માટે દોઢ માઈલ દૂર આવેલ ઊંદેલ જવું પડે છે. એથી વધુ અભ્યાસ માટે ૭ માઈલ દૂર આવેલ ખંભાત જવું પડે છે, જ્યાં મેટ્રિક સુધીનો અભ્યાસ કરાવતી શાળા છે. વાહનવ્યવહારની તેમજ રસ્તાની મુશ્કેલી ઉપર વર્ણવી છે. આ મુશ્કેલીને કારણે ખંભાત રહેવાની સગવડ ન હોય તેવો કોઈ વિદ્યાર્થી એનો લાભ લઈ શકતો નથી; એટલે વધુ અભ્યાસ માટે વિદ્યાર્થીને ખંભાત આણંદ કે વડોદરા વસવાટ કરવો પડે છે. આ મુશ્કેલી-ને કારણે વધુ અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ ઘણા જૂજ છે. અત્યાર સુધીમાં ૬ જ વિદ્યાર્થીઓ મેટ્રિક થયા છે, જ્યારે હાલ બે વિદ્યાર્થીઓ મેટ્રિકમાં છે. વધુ અભ્યાસની નજીકમાં સગવડ થાય તો વધારે વિદ્યાર્થીઓ એનો લાભ ઉઠાવે એવું વાતાવરણ ગામમાં છે. ગામમાં જ અંગ્રેજી ત્રણ ધોરણ સુધીનું શિક્ષણ આપે એવી શાળા શરૂ કરવાના પ્રયત્ન થાય છે.

ચાલુ શાળાનું મકાન ત્રણ ઓરડાવાળું, સારા મેદાનવાળું તથા ગામ બહાર ખુલ્લી જગ્યામાં આવેલું છે. છાપરાનાં નળિયાં ઘણા વખતથી તૂટી ગયેલાં છે, તેથી ચોમાસામાં બહુ મુશ્કેલી પડે છે. વળી મેદાનની વાડ તૂટી ગઈ હોવાથી અને લોખંડના તારવાળી વાડ સિવાય ચાલે તેમ ન હોવાથી મેદાનનો વિદ્યાર્થીઓને ફળફૂલ ઉછેર શીખવવા માટે ઉપયોગ થઈ શકતો નથી, કારણ ઢોર પેસી જવાથી કરેલી મહેનત નિષ્ફળ જાય છે. ખાતાને આ બે મુશ્કેલી દૂર કરવા લખવામાં આવ્યું હોવા છતાં એ અંગે કાંઈ થયું નથી. વિદ્યાર્થીઓના વિકાસ માટે એ જરૂરી છે કે ખાતા પર આધાર ન રાખતાં ગામલોકોએ તુરત એનો બંદોબસ્ત કરવો જોઈએ. નિશાળનાં અન્ય સાધનોમાં ત્રણ ખુરશી–ટેબલ, ત્રણ પાટિયાં, થોડાક જરૂરી નકશા એટલેથી જ સમાપ્તિ થઈ જાય છે. રમતગમત માટેનાં કે શિક્ષણકાર્ય–અંગેનાં બીજાં સાધનો નથી.

નિશાળમાં અત્યારે ૭૧ છોકરા અને ૫૯ છોકરીઓ મળી કુલ ૧૩૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. આમાં ૨૫ અસ્પૃશ્ય બાળકોનો સમાવેશ થાય છે. આ બાળકોને બીજા સવર્ણ બાળકો સાથે કાયદાને લીધે બેસવા દેવામાં આવે છે. નિશાળે જવાલાયક બધા વિદ્યાર્થીઓ નિશાળે જાય છે તેનું કારણ રાજ્યનો પ્રાથમિક શિક્ષણ માટેનો ફરજિયાત કાયદો છે. આ કાયદાનું પાલન સારી રીતે થાય છે. કાયદાના અમલ વિના આટલી હાજરી હોત નહિ એ તો દેખીતું છે, જો કે ઉપર જણાવ્યું તેમ લોકો કેળવણીની અગત્ય સમજતા થયા છે, અને વધુ સગવડ માટે તેઓ માગણી કરતા થયા છે. જે બાળકો ગેરહાજર રહે છે તેમનો દંડ કરવામાં આવે છે. આવા દંડના બનાવો મુખ્યત્વે પછાત કોમના બાળકો માટે બને છે કે જેઓનાં માબાપ ગરીબ હોવાથી એક યા બીજા કામમાં તેમને રોકાવું પડે છે. છેલ્લાં પાંચ વર્ષમાં દંડના બનેલા બનાવો પરથી આ બિના સ્પષ્ટ થશે :

| સાલ | દંડની રકમ | કઈ નાતના બાળક પાસેથી |
|---|---|---|
| ૧૯૪૧–૪૨ | ૦–૮–૦ | (૧) બારૈયા |
| ૪૨–૪૩ | ૪–૦–૦ | (૩) કુંભાર, (૨) રાવળ, (૧) રજપૂત, (૧) ઢેઢ |
| ૪૩–૪૪ | ૨૭–૦–૦ | (૧) પાટીદાર, (૨) રબારી, (૩) રજપૂત (૭) ઢેઢ, (૧) ચમાર, (૩) બારૈયા, (૨) રાવળ |
| ૪૪–૪૫ | ૧૭–૧૨–૦ | (૩) ઢેઢ, (૩) ચમાર, (૪) રાવળ, (૩) રબારી (૨) બારૈયા, (૧) કુંભાર |
| ૪૫–૪૬ | ૪૮–૧૦–૦ | (૮) ઢેઢ, (૩) રબારી, (૪) રાવળ, (૧) કુંભાર (૭) બારૈયા, (૩) ચમાર, (૧) પાટીદાર, (૨) રજપૂત |

છેલ્લાં ત્રણ વર્ષમાં દંડની વધેલી રકમ એ બતાવે છે કે અહીંના મુખ્ય પાક તમાકુના ભાવમાં છેલ્લાં ત્રણ વર્ષમાં ઘણો ઉછાળો આવવાથી મજૂરીના દર વધેલા, અને તેથી ગરીબ માબાપોએ વધી ગયેલી મોંઘવારી-માંથી રાહત મેળવવા પોતાનાં બાળકોને નિશાળ છોડાવી મજૂરીએ મોકલવાં શરૂ કરેલાં. આર્થિક સંજોગોની શિક્ષણ પર થતી અસરનું આ સચોટ દૃષ્ટાંત છે.

શાળાના અભ્યાસક્રમમાં ગણિત, ઇતિહાસ, ભૂગોળ, વાચન અને લેખનનો સમાવેશ થાય છે. શહેરના વિદ્યાર્થીઓના જેવો જ આ અભ્યાસક્રમ છે. ગામડાંનાં બાળકોને અનુલક્ષીને કોઈ જોગવાઈ તેમાં કરવામાં આવી નથી. જે બાળકો આગળ જતાં ખેતીકામમાં રોકાવાનાં છે તેમનો ખેતી-કામ માટેનો રસ જાગ્રત થાય, ખેતી સુધારવાની ઇચ્છા થાય, ખેતીકામમાં

થતા નવા ફેરફારોનો લાભ લેવાની ઇચ્છા થાય એ દૃષ્ટિ ચાલુ અભ્યાસ-ક્રમમાં ગેરહાજર છે. એ વાત સાચી છે કે તેઓ નાનપણથી જ ખેતી અંગેની તાલીમ અનુભવની શાળામાં લેતા હોય છે. પરંતુ જે ખેતી આજે તેઓ પૂરતા રસથી નથી કરતા અને લાંબી દૃષ્ટિથી નથી કરતા તે રસ અને તે દૃષ્ટિ જગાડવાનું કાર્ય શાળાનો અભ્યાસક્રમ જરૂર કરે. આજે તો તેઓને તેમના દેખીતા લાભની વસ્તુ અપનાવવાનું સમજાવવું પણ મુશ્કેલ પડે છે, કારણ તેમની દૃષ્ટિમર્યાદા ઘણી ટૂંકી છે. એ વિકસાવવાનું કામ યોગ્ય શિક્ષણથી જ થઇ શકશે. આજનો અભ્યાસક્રમ તેમના જીવન સાથે બહુ ઓછો સંબંધ ધરાવતો હોવાથી તેમજ તેને પાછળથી ચાલુ રાખવાની કોઇ સંતોષકારક જોગવાઇ ન હોવાથી વિદ્યાર્થીઓ શાળા છોડયા પછી તુરત તે ભૂલી જાય છે. જે લોકો વાચનની ટેવ ચાલુ રાખે છે તેમના સિવાયના બધા માત્ર પોતાની સહી કરવા સિવાયનું કશું જ જાણતા હોતા નથી, અને આમ પૈસા તેમજ શક્તિનો વ્યય થાય છે, તથા જે ઉદ્દેશથી પ્રાથમિક શિક્ષણનો ફરજિયાત કાયદો પસાર કરેલો છે તે ઉદ્દેશ પણ સરતો નથી.

શાળાના સમય દરમ્યાન વિદ્યાર્થીઓને દેશી રમતો રમાડવામાં આવે છે, તેમજ અવારનવાર કવાયત કરાવવામાં આવે છે. શાળાના અભ્યાસ-ક્રમમાં શારીરિક શિક્ષણ માટે અઠવાડિયે એક જ કલાક રાખેલ હોવાથી, શારીરિક શિક્ષણ માટેનાં સાધનોનો અભાવ હોવાથી તથા શારીરિક શિક્ષણની જવાબદારી મુખ્ય શિક્ષકને માથે આવતી હોવાથી શારીરિક શિક્ષણ અંગે ખરી રીતે કંઇજ થઇ શકતું નથી. મુખ્ય શિક્ષકે ટ્રેનિંગ કૉલેજ તેમજ પેટલાદ વ્યાયામ વર્ગમાં શારીરિક શિક્ષણની તાલીમ લીધી છે. શાળાનું મેદાન પણ એને માટે પૂરતું છે. પરંતુ ઉપર જણાવેલી મુશ્કેલીઓને કારણે શારીરિક શિક્ષણ પ્રત્યે દુર્લક્ષ્ય છે. શારીરિક શિક્ષણના વિકાસ માટે આવશ્યક છે કે આ મુશ્કેલીઓને દૂર કરવી જોઇએ. 'બૉય સ્કાઉટ' કે 'ગર્લ–ગાઇડ'ની તેમજ પ્રાથમિક ઉપચારની કોઇ તાલીમ શાળામાં અપાતી નથી. ચોમાસામાં તળાવ ભરેલું હોય છે ત્યારે તરવાની તાલીમ અપાય છે. ગામડાંના લોકોનાં શરીર હૃષ્ટપુષ્ટ હોય છે એવી કલ્પના લઇને અમે શહેરમાંથી આવેલા. અમારી એ કલ્પના ખોટી ઠરી છે. સ્વચ્છ હવા અને સ્વચ્છ ખોરાકપાણીનો લાભ મેળવતાં બાળકોનાં શરીર કેમ તંદુરસ્ત નથી એનાં કારણો શોધતાં પહેલું તો એ લાગ્યું કે વધારે બાળકોના જન્મને કારણે બાળકોનો બાંધો જન્મથી જ નબળો હોય છે. ઉપરાંત લગભગ દરેક કુટુંબ ભેંસ રાખતું હોવા છતાં દૂધનો વપરાશ ઘણો જ ઓછો હોય છે. દૂધનું

ઉત્પન્ન ઘણું જ ઓછું છે, અને તેમાંથીએ કેટલુંક દૂધ વેચી દેવામાં આવે છે. શાકભાજીનો વપરાશ નહિ જેવો હોય છે. આર્થિક સંજોગો જ આમાં મોટો ભાગ ભજવતા હોય છે, જો કે તેમની કેટલીક ટેવો પણ કેટલેક અંશે જવાબદાર છે જ. આ કારણોથી ખોરાક શરીર માટે જોઈતાં તત્ત્વો પૂરાં પાડે તેવો નથી હોતો. ઘરોની બાંધણી પણ આરોગ્યને હાનિકારક છે. વળી સ્ત્રીઓ પોતાના કામકાજમાં એટલી બધી રોકાયેલી હોય છે કે બાળકના ઘડતર વખતે આપવું જોઈતું ધ્યાન તે આપી શકતી નથી. આ કારણોને લીધે બાળકોની તંદુરસ્તી જોઈએ તેવી રહેતી નથી. સ્વચ્છતા માટેની કાળજી-ને અભાવે નિશાળનાં મોટા ભાગનાં બાળકો ચામડીનાં દર્દોથી પિડાતાં હતાં.

નિશાળમાં એકડિયાથી ચાર ધોરણ સુધીનું શિક્ષણ અપાય છે. આ પાંચ વર્ગો માટે ત્રણ શિક્ષકો છે, જેમાંના એક મુખ્ય શિક્ષક છે. નિશાળની સાફસુફી કે એવા બીજા કામ માટે કોઇ પટાવાળો નથી. વિદ્યાર્થીઓ તે જાતે કરી લે છે. ત્રણે શિક્ષકો ટ્રેઇન્ડ અને અનુભવી છે, તેમજ ત્રણે ગામ-ના જ વતની છે. તેમનો સરાસરી પગાર ૩૨ રૂપિયા છે. અત્યારસુધી તેમને ૯ રૂપિયા મોંઘવારી પેટે મળતા, જે હવે વધારી રૂ. ૨૦ કરવામાં આવ્યા છે. મુખ્ય શિક્ષક ઘણા ઉત્સાહી તેમજ બુદ્ધિશાળી છે. શાળાના કામ ઉપરાંત ગામની સહકારી મંડળીના તેઓ મદદનીશ મંત્રી તરીકે કામ કરે છે, અને એ રીતે આખા ગામને ખૂબ ઉપયોગી થઇ પડયા છે. હાલ પેન્શન પર ઊતરેલ શાળાના પહેલાંના મુખ્ય શિક્ષક સહકારી મંડળીના મંત્રી તરીકે કામ કરે છે, અને તેમના સુંદર કામકાજે આ ગામની સહકારી મંડળીને પ્રથમ પંક્તિમાં લાવી મૂકેલ છે. ચાલુ શિક્ષકોમાંથી એક પુસ્તકાલયનું કામ સંભાળે છે. આમ આ શિક્ષકો શાળાના કામકાજ ઉપરાંત અન્ય રીતે પણ ગામને ઘણા ઉપયોગી થાય છે.

નિશાળની ગામ પર શી અસર થઇ છે એનો વિચાર કરતાં લાગે છે કે એનું સીધું પરિણામ એ આવ્યું છે કે લોકોમાં કેળવણીની ભૂખ જાગી છે. ભણતરને કારણે વાચનનો રસ જાગવાથી પુસ્તકાલયમાંનાં પુસ્તકોનો તેમ જ દૈનિક છાપાંનો પણ સારો ઉપયોગ થાય છે, અને લોકો ચાલુ બનાવોથી માહિતગાર હોય છે. નવી વસ્તુઓ ઝીલવાની તેમની તૈયારી પણ ઠીક ઠીક છે. અમારી જુદી તરી આવતી રહેણીકરણી તરફ મોટા અચંબાની લાગણી નહિ જણાઇ તેનું કારણ પણ આ જ હોઇ શકે. ગામમાં વીજળી તેમ જ રેડિયો લાવવાની તેમની ઇચ્છા પણ આને જ પરિણામે છે એમ કહી શકાય.

ફરજિયાત કાયદાના ૪૦ વર્ષના અમલ પછી અક્ષરજ્ઞાન જાણતા લોકોની સંખ્યા ગામમાં ૧૦૭૦ ની વસ્તીમાંથી ૪૯૦ ની છે. નિશાળે ન જઇ

શકે એવાં બાળકોને ગણુતરીમાંથી બાદ કરીએ તો બાકીની વસ્તીના ૬૦% જેટલું પ્રમાણુ આવે છે. વડોદરા રાજ્યમાં ૧૯૩૧ માં અક્ષરજ્ઞાનનું પ્રમાણુ ૨૦ ટકા હતું. અક્ષરજ્ઞાન જાણુતા ૪૯૦ માંથી ૩૫૮ પુરુષો અને ૧૩૨ સ્ત્રીઓ છે. પુરુષોનું પ્રમાણુ ૮૨ ટકા અને સ્ત્રીઓનું ૩૪ ટકા આવે છે. પુરુષોમાં ખૂબ ઘરડા અને અશક્ત હોય તે સિવાયના બધા જ લગભગ અક્ષરજ્ઞાન પામેલા છે. સ્ત્રીઓનું પ્રમાણુ ઓછું હોવાનું કારણુ એ છે કે અહીંના લોકો વડોદરા રાજ્ય બહારનાં ગામો સાથે બેટી-વ્યવહાર રાખતા હોવાથી તે ગામોમાં ફરજિયાત કાયદાના અભાવને લીધે બહારગામથી આવતી સ્ત્રીઓ નિરક્ષર હોય છે. બે વર્ષ પહેલાં મુખ્ય શિક્ષકે પ્રૌઢશિક્ષણુ વર્ગ શરૂ કરેલ, જેમાં ૧૭ જણુા હાજરી આપતા. પણુ તે લાંબો ચાલ્યો નહિ. સ્ત્રીઓને પ્રૌઢશિક્ષણુ માટે ખેંચવી એ અનેક કારણોને લીધે મુશ્કેલ છે, જેમાંનું સૌથી મોટું કારણુ ઘરકામનો વધારે પડતો બોજો છે.

શાળાના મકાનમાં જ પુસ્તકાલયનાં પુસ્તકો રાખવામાં આવ્યાં છે. ઉપર કહ્યું તેમ શાળાના એક શિક્ષક તેની વ્યવસ્થા કરે છે. પુસ્તકાલયમાં

**પુસ્તકાલય**

હાલ ૬૦૦ ગુજરાતી પુસ્તકો છે, જેમાં બધા જ વિષય પરનાં સારાં પુસ્તકોનો સમાવેશ થાય છે. પુસ્તકાલય ખાતે દૈનિક 'વંદેમાતરમ્', 'સયાજીવિજય', અને સામયિકોમાં 'બાલમિત્ર', 'પુસ્તકાલય', 'ગ્રામજીવન' તથા 'આયુર્વેદ કલ્પતરુ' મંગાવવામાં આવે છે. પુસ્તકોનો તેમજ છાપાં સામાયિકોનો ખર્ચ ગામ-મદદ તથા સરકારી મદદમાંથી નીકળે છે. ૧૯૪૫-૪૬ ના વર્ષમાં ખર્ચની નીચે મુજબ જોગવાઇ થયેલી :

| | | |
|---|---|---|
| ૫૦ | રૂ. | સહકારી મંડળી તરફથી મદદ |
| ૩૩ | રૂ. | ગામલોકો તરફથી ,, |
| ૧૦ | રૂ. | ગ્રામપંચાયત તરફથી ,, |
| ૩૫ | રૂ. | સરકારી મદદ |
| ૩૫ | રૂ. | પ્રાંતપંચાયત તરફથી મદદ |
| ૧૬૩ | રૂ. | કુલ |

આમાંથી રૂ. ૩૫ કાયમી ફંડમાં જતાં બાકીની રકમમાંથી રૂ. ૧૧૫નાં પુસ્તકો તેમ જ છાપાં-સામયિકો મંગાવવા પાછળ ખર્ચ કરેલો, અને રૂ. ૧૩) સિલક રહેલી. આ વર્ષે સહકારી મંડળીએ રૂ. ૬૦) ની મદદ આપવાનું ઠરાવ્યું છે.

પુસ્તકાલયનો લોકો એકંદરે સારો લાભ ઉઠાવે છે. સ્ત્રીઓ ઘણો જ ઓછો લાભ ઉઠાવે છે. છેલ્લાં ચાર વર્ષના વાચકોના આંકડા નીચે મુજબ છે :

| સાલ | પુરુષ | સ્ત્રી | ચાલુ વિદ્યાર્થીઓ | જૂના વિદ્યાર્થીઓ | કુલ |
|---|---|---|---|---|---|
| ૧૯૪૨–૪૩ | ૪૯ | ૨ | ૬૨ | ૨૩ | ૧૩૬ |
| ૪૩–૪૪ | ૬૦ | ૫ | ૩૬ | ૨૦ | ૧૨૧ |
| ૪૪–૪૫ | ૩૦ | ૩ | ૩૦ | ૪ | ૬૭ |
| ૪૫–૪૬ | ૨૪ | ૦ | ૧૦ | ૩ | ૩૭ |

પુસ્તકાલયના મંત્રીના મત મુજબ છેલ્લાં વર્ષોમાં વાંચકોની સંખ્યા ઘટવાનું કારણ આર્થિક સંજોગો છે. ભાવો ઊંચા જવાથી તથા મોંઘવારી વધવાથી આર્થિક પ્રવૃત્તિમાં ઘણો વધારો થયો છે, તેથી લોકોને વાંચવાની નવરાશ મળતી નથી.

૧૯૪૫–૪૬ માં ૨૩૭ પુસ્તકો વંચાયાં હતાં. વાંચકોમાં મુખ્યત્વે પાટીદાર તથા બ્રાહ્મણો હોય છે. બીજી નાતોનાં માણસો પણ પુસ્તકો લઈ જાય છે. વંચાતાં પુસ્તકોમાં અનુક્રમે નવલકથા તથા ઇતિહાસ આવે છે. સ્વાભાવિકપણે જ બાળકોમાં બાળસાહિત્ય વધારે વંચાય છે. પુસ્તકાલય માટે જુદું મકાન ન હોવાથી જોઈએ એટલો લાભ લેવાતો નથી. શાળાના સમય દરમિયાન છુટ્ટીના વખતમાં પુસ્તકો આપવામાં આવે છે. પુસ્તકો વાંચવા માટે જુદી જગ્યાની જો સગવડ મળે તો વાચકોનો વધારો થાય એવો મંત્રીનો મત છે. ગામમાં જ આ મકાનની સગવડ થાય તો સ્ત્રીઓ પણ પુસ્તકોનો લાભ લેતી થાય.

## (૫) સાર

ટૂંકમાં રેલ્વે સ્ટેશન વિનાનું, પોસ્ટ ઑફિસ કે તાર ઑફિસ વિનાનું, દવાખાના વિનાનું, સારા રસ્તા કે વાહનવ્યવહાર વિનાનું, દારૂનું પીઠું તેમ જ અફીણની દુકાન ધરાવતું, પ્રાથમિક ચાર ધોરણ સુધીની નિશાળવાળું, મોટે ભાગે ખેતી પર આધાર રાખનારું ચરોતરનું આ ગામડું હિંદનાં સાત લાખ ગામડાંના એક પ્રતિનિધિસમું છે. આપણી જૂની ગ્રામરચનાને કેટલેક અંશે જાળવી રહેલ આ ગામનો પછીનાં પાનાંમાં આવતો વિગતવાર અહેવાલ માનીએ છીએ કે કંઈક ઉપયોગી સૂચનો પૂરાં પાડશે.

## ૩. ખેતીવાડી

### (૧) ઔદ્યોગિક

ગામની કુલ જમીન ૨૧૩૮ વીઘા છે, અને તે નીચે પ્રમાણે જુદા જુદા ઉપયોગમાં લેવાય છે.

જમીન

કોઠા નં. ૭

| | વીઘા વસા |
|---|---|
| ખેડવા ન લઇ શકાય તેવી | ૧૯૮–૧૦ |
| ઘાસચારા માટે પડતર રાખેલી | ૭૮–૧૦ |
| ખેડાણ | ૧૮૬૧—૦ |
| કુલ | ૨૧૩૮—૦ |

ખેડવા ન લઈ શકાય તેવી જમીન નીચેના ઉપયોગમાં આવે છે :

| | વીઘા વસા | |
|---|---|---|
| તળાવ | ૧૮–૪ | |
| ગોચર | ૧૦૫–૧૦ | (રાજ્યના કાયદા મુજબ કુલ જમીનના ૫ ટકા ગોચર માટે રખાવી જોઇએ. તે મુજબ ગોચરની જમીન અહીં રખાયેલી છે, પરંતુ તેની બરાબર સંભાળ રખાતી ન હોવાથી તેનો ઉપયોગ થઈ શકતો નથી.) |
| નિશાળનો ખરાબો | ૦–૮ | |
| તળાવડીનો ,, | ૧–૩ | |
| પડતર સરકારી કૂવો | ૦–૩ | |
| મસાણ સારુ મુકરર | ૩–૦ | |
| ઈંટ બનાવવા સારુ | ૪–૧૮ | |
| માટી રેતી કાંકરી સારુ | ૪–૧૭ | |
| ગામઠાણ | ૧૯–૧૫ | (બીજી ૨૫ વીઘા જમીન ગામની નજીક-ની જ જે હાલ તમાકુ ઉગાડવા માટે વપરાય છે તે ગામઠાણ વિસ્તાર માટે મંજૂર થઈ છે.) |
| રસ્તાઓ | ૪૦–૧૨ | |
| કુલ | ૧૯૮–૧૦ | |

ઉકરડા માટે જગ્યા અત્યાર સુધી મુકરર થઈ નહોતી, તે હમણાં જ કરવામાં આવી છે. આ જગ્યા પણ ચાલુ ખેડાણ જમીનમાંથી લેવામાં આવી

છે. ઉકરડા માટે નક્કી કરેલી ૩ વીઘા જમીન તથા ગામઠાણુ માટે નક્કી કરેલી ૨૫ વીઘા જમીન મળી કુલ ૨૮ વીઘા જમીન ખેડાણુ જમીનમાંથી ઓછી થવાની, અને તે ય સારામાં સારી જમીનમાંથી. ખેતી પર આધાર રાખતાં કુટુંબો માટે પૂરતી ખેડાણુ જમીન ગામમાં નથી, તેમાંથીયે આમ ઓછી થવાની.

લગભગ બધી જ જમીન રેતાળ માટોની છે. ફક્ત ૩ ટકા જેટલી જમીન કાળી છે, જેમાં ડાંગર વાવવામાં આવે છે. જુદે જુદે ઠેકાણેથી જમીનના ૭ નમૂનાઓ લઈને તપાસ કરાવતાં જમીનમાં નીચેનાં તત્ત્વો માલૂમ પડયાં હતાં : માટીનું પ્રમાણુ, ૧૦ થી ૩૦ ટકા

ઝીણી રેતીનું પ્રમાણુ, ૫૦ થી ૭૫ ટકા

કાંપનું પ્રમાણુ, ૧૦ ટકાથી ઓછું.

ક્ષાર નથી

બધી જ જમીન ફળદ્રુપ તેમજ પીનને લાયકની માલૂમ પડી હતી.

### પાક

જુદા જુદા પાક તળેની જમીન છેલ્લાં ચાર વર્ષોમાં નીચે મુજબ છે :

કોઠા નં. ૮

| પાકનું નામ | ૧૯૪૩-૪૪ | ૪૪-૪૫ | ૪૫-૪૬ | ૪૬-૪૭ |
|---|---|---|---|---|
| ૧. ધાન્ય | વીઘા વસા | વીઘા વસા | વીઘા વસા | વીઘા વસા |
| કોદરા | ૩૦૨-૧૦ | ૩૦૧-૧૦ | ૩૦૨-૧૦ | ૪૧૮—૧ |
| બાજરી | ૬૪૮-૧૭ | ૬૫૦-૧૫ | ૬૫૨-૧૫ | ૮૦૦—૦ |
| ડાંગર | — | ૭૦—૪ | ૭૦—૪ | ૧૧૧—૫ |
| જુવાર | ૧૭૬—૫ | ૧૫૦-૧૫ | ૧૫૦-૧૫ | ૬૬—૧ |
| બાવટો | ૬૫-૧૦ | ૪૫—૫ | ૪૫—૫ | ૧૬—૩ |
| ઉનાળુ બાજરી (પીત) | આંકડા મળ્યા નથી. | આંકડા મળ્યા નથી. | ૫૦—૦ | ૮૦—૫ |
| શિયાળુ ઘઉં (પીત) | ,, | ,, | ૨૦—૦ | ૧૮—૬ |
| કુલ | ૧૧૯૩-૨ | ૧૨૧૮-૯ | ૧૨૯૧-૯ | ૧૫૧૦—૧ |

* ૧૯૪૬-૪૭ ના વર્ષની ગણતરીમાં કઠોળને અનાજમાં ભેગું ગણી લેવામાં આવ્યું છે.

| પાકનું નામ | ૧૯૪૩-૪૪ | ૪૪-૪૫ | ૪૫-૪૬ | ૪૬-૪૭ |
|---|---|---|---|---|
| ૨. કઠોળ | | | | |
| મઠ | ૨૨૫-૪ | ૨૧૫—૪ | ૨૧૫—૪ | |
| તુવેર | ૭૫-૭ | ૮૦—૫ | ૮૧—૫ | |
| ગવાર | ૬૧-૬ | ૫૦—૬ | ૫૦—૬ | |
| ઝાલર | ૧૨-૮ | ૧૫—૮ | ૧૫—૮ | |
| ચોળા | ૨-૧૦ | ૪-૧૦ | ૪-૧૦ | |
| કુલ | ૩૭૬-૧૫ | ૩૬૫-૧૩ | ૩૬૬-૧૩ | |
| ૩. ચીકટ પદાર્થ | | | | |
| તલ | ૨૫-૧૫ | ૩૦-૧૫ | ૩૦-૧૫ | ૩૦-૧૫ |
| દિવેલાં | ૨—૫ | ૧—૫ | ૧—૫ | ૧—૫ |
| કુલ | ૨૮-૦ | ૩૨-૦ | ૩૨—૦ | ૩૨—૦ |
| ૪. કેફી પદાર્થ | વીઘા વસા | વીઘા વસા | વીઘા વસા | વીઘા વસા |
| તમાકુ (પીત) | ૩૦૫-૧૦ | ૨૫૦-૧૦ | ૪૨૬—૦ | ૩૩૫-૧૪ |
| ૫. શાકભાજી | ૮—૩ | ૮—૨ | ૨-૧૦ | ૨-૧૦ |
| ૬. તેજાના મસાલા | ૨-૧૫ | ૨—૦ | ૨—૧૨ | ૩—૬ |
| ૭. વાસલ પડતર | — | ૮૨-૧૬ | — | ૭૨-૧૯ |
| કુલ | ૧૯૧૪-૫ | ૧૯૫૯-૧૦ | ૨૧૨૧-૪ | ૧૯૫૬-૧૦ |
| બીજા પાક તરીકે ખેડાયેલી જમીન બાદ | ૫૩-૫ | ૯૮-૧૦ | ૨૬૦-૪ | ૯૫-૧૦ |
| કુલ ખેડાણુ જમીન | ૧૮૬૧—૦ | ૧૮૬૧—૦ | ૧૮૬૧—૦ | ૧૮૬૧—૦ |
| પીત | ૩૦૫-૧૦ | ૨૫૦-૧૦ | ૪૯૬—૦ | ૪૩૪—૫ |
| બિનપીત | ૧૫૫૫-૧૦ | ૧૬૧૦-૧૦ | ૧૩૬૫—૦ | ૧૪૨૬-૧૫ |
| કુલ | ૧૮૬૧—૦ | ૧૮૬૧—૦ | ૧૮૬૧—૦ | ૧૮૬૧—૦ |

૧૯૪૩–૪૪ તથા ૪૪–૪૫ના પીતના આંકડામાં ઉનાળુ બાજરી તથા શિયાળુ ઘઉં જે પીતથી થાય છે તેનો સમાવેશ થતો નથી, ઉપરાંત પહાણી પત્રક બનાવતી વખતે જ જે જમીનમાં તમાકુ ઉગાડવાનું નક્કી કર્યું હોય તે જમીનનો જ સમાવેશ થાય છે. પરંતુ કેટલીક જમીનમાં પાછળથી તમાકુ રોપાય છે. એટલે એ ગણતરીમાં લેતાં ચારે વર્ષોની સરાસરી પીત જમીન ૪૫૦ વીઘા મૂકી શકાય. કુલ ખેડાણ જમીનના લગભગ ૨૫ ટકા થયા. પીત જમીનની બધી જ ખેતી ગામના ખેડૂતો કરે છે, એટલે ગામના ખેડૂતોથી ખેડાતી કુલ જમીનના (૧૩૩૫ વીઘા) લગભગ ૩૩ ટકા થયા.

**જમીનનું ધોવાણ**

ખેડાણ તેમ જ બિનખેડાણ બધી જમીનમાં વરસાદ અને પવનથી થયેલ ધોવાણ નજરે પડે છે, પરંતુ આ ધોવાણ તથા તેનાથી થયેલા નુકસાનનું પ્રમાણ બહુ નથી. ગામઠાણમાંનાં કેટલાંક ઝાડનાં મૂળિયાં ૩ થી ૪ ફૂટ જમીન પર આવી ગયાં છે.

ગામના નકશા પરથી જણાશે કે બધી જમીન નાના નાના ટુકડાઓમાં વહેંચાયેલી છે. ખેતીવાડીના વિકાસમાં જમીનના નાના ટુકડા અનેક રીતે અવરોધો ઊભા કરે છે, પરંતુ જમીનના ધોવાણને અટકાવવાની એક ઉપયોગી ફરજ પણ બજાવે છે ખરા. દરેક ટુકડાને સરખી સપાટીવાળો બનાવવામાં આવતો હોવાથી તેમજ એક ટુકડાને બીજાથી જુદો પાડવા બનાવેલી વાડોને લીધે જમીનના ભારે ધોવાણ સામે તેને રક્ષણ મળે છે.

ધોવાણનું વધારે પ્રમાણ ગાડારસ્તા પર અને કાંસ પર આવેલાં ખેતરોમાં છે. ગોચરમાં તેમજ ગામઠાણના સીમાડાઓ પર પણ એનું પ્રમાણ વધારે છે.

**ધોવાણ અટકાવવાના ઉપાય**

જ્યાં જ્યાં જમીનનું આવું ધોવાણ નજરે પડે છે ત્યાં ત્યાં તે તે ખેતરોના માલિકો ઉપાયો લેતા જણાયા છે. દરેક ટુકડાને સરખી સપાટીવાળો બનાવવામાં આવે છે, અને એ રીતે વધુ ધોવાણ થતું અટકે એવો પ્રયાસ કરવામાં આવે છે. ખાસ કરીને પીત જમીન, જ્યાં એકથી વધુ પાક લેવામાં આવે છે ત્યાં, આ કાળજી વધારે લેવાય છે. દરેક ખેતરની ચારે બાજૂએ ઘાસચારા માટે શેઢા રાખવાનો રિવાજ પણ ધોવાણ અટકાવવામાં સારી મદદ કરે છે. ગામઠાણની સરહદ પર જ્યાં ધોવાણનું પ્રમાણ વધારે દેખાય છે ત્યાં લોકોએ ધોવાણ અટકાવવા પાકું બાંધકામ કરેલું, પરંતુ અત્યારે તો તે નાશ પામ્યું છે.

ખેતરોને સરખી સપાટીવાળાં બનાવવા, ખેતરની ચારે બાજુ, ખાસ કરીને બિન-પીત જમીનમાં વાટબંધી કરવી, ખેતરના શેઢાઓ પર કાયમને માટે ઘાસ ઉગાડવું, ખાઈઓ પૂરી દેવી, ખેતરમાંથી કાંસમાં પાણી જવાનો માર્ગ મોકળો કરી દેવો-આવા કેટલાક ઉપાયો લેવાથી જમીનના વધુ ધોવાણને અટકાવી શકાશે. ગોચરમાં જીંઝ અને કુવાડિયા જેવા બિનજરૂરી છોડવા જ ઊગેલા છે. આ બિનજરૂરી છોડવાને દૂર કરી, ખાઈઓ પૂરી દઈ, સારું ઘાસ ઉગાડી તથા ચરાણ નિયમિત કરી જમીનના ધોવાણને અટકાવવા ઉપરાંત ગામને અનુભવવી પડતી ઘાસની તંગી પણ દૂર કરી શકાશે. ગોચરમાં એક તળાવ બાંધવાથી વધારાના પાણીને તળાવમાં એકઠું કરી શકાશે, તથા ઢોરને પીવાના પાણીની સગવડ પૂરી પડાશે. પાણીને લીધે ગોચરની જમીનનું થતું ધોવાણ પણ આ રીતે અટકાવી શકાશે.

ચોમાસામાં ભારે વરસાદ વખતે ગામનું તળાવ ઊભરાઈ જવાથી આજુબાજુનાં ખેતરોમાં પાણી ભરાય છે, અને પાકને ઘણું નુકસાન પહોંચે છે, તથા જમીન ધોવાય છે. ખેતરમાં જવાના રસ્તાઓ પણ પુરાઈ જાય છે. મુશ્કેલી ઊભી થવાનું કારણ ગામનો કાંસ પુરાઈ ગયો છે એ છે. કાંસ પુરાઈ જવાથી પાણીને માર્ગ મળતો નથી, તેથી તળાવ ઊભરાય છે. કાંસ સુધરાવવાથી આ મુશ્કેલી દૂર થઈ શકે એમ છે.

**પાણીનાં સાધનો**

છેલ્લાં દસ વર્ષનો સરાસરી વરસાદ ૨૮ ઇંચ છે. છેલ્લાં બે વર્ષથી ૫૦ ઇંચ ઉપર વરસાદ પડે છે. લગભગ બધો જ વરસાદ નૈઋત્ય દિશામાંથી આવતો હોવાથી વરસાદના પાણી વડે ખરીફ પાક લેવાય છે.

બે કૂવાઓ પર ઑઇલ-એન્જિન પંપ મૂકી શિયાળુ તેમજ ઉનાળુ પાક લેવાય છે. આ રીતે લગભગ ૪૦૦ થી ૫૦૦ વીઘા જમીન પવાય છે. આમાંની મોટા ભાગની જમીનમાં તમાકુની ખેતી થાય છે. બાકીની જમીનમાં ઘઉં, બાજરી, જુવારના પાકો લેવાય છે.

ગામમાં અત્યારે ખેતી ઉપયોગી ૨૫ કૂવા છે. આટલી મોટી સંખ્યા હોવાનું કારણ એ કે અહીં પહેલાં અફીણ અને ગળીનું વાવેતર થતું હતું. પંપ મુકાયા પહેલાં બધા જ કૂવાઓ પર કોસ ફરતા હતા ૩૦ વર્ષ પહેલાં પહેલવહેલો પંપ મૂકવામાં આવ્યો. બે વર્ષ પછી બીજો પંપ મૂકવામાં આવ્યો. પંપ આવ્યા પછી બધા કોસ ફરતા બંધ થયા છે. પંપ પહેલાં કોસથી ૧૦૦ વીઘા જમીનમાં પીતખેતી થતી. આજે દર વર્ષે ૪૦૦ થી ૫૦૦ વીઘા જમીનમાં પીતખેતી થાય છે. બધા કૂવાનું પાણી ખેતી માટે અનુકૂળ છે એમ રાસાયનિક તપાસમાં જણાયું હતું. હાલ જે કૂવાઓ પર

પંપ મૂકવામાં આવ્યા છે તે કૂવાઓનું તથા તેની આજુબાજુના બે કૂવા-ઓનું પાણી ગામલોકોની દૃષ્ટિએ તમાકુની ખેતી માટે સારામાં સારું છે. જે બે કૂવાઓ પર પંપ મૂકવામાં આવ્યા છે તે બંને ગામની ઘણા જ નજીક છે, તથા એકબીજાની અડોઅડ છે. ગામની નજીકની જમીનને આ કૂવાઓ નળ વાટે પાણી પૂરું પાડે છે.

આ સિવાય બીજા બે કૂવાઓ પર પણ પંપ મૂકવામાં આવ્યા હતા, પરંતુ પાણી અનુકૂળ ન જણાવાથી તેમજ બીજા પંપો સાથે હરીફાઈમાં ન ટકી શકવાને કારણે થોડાં વર્ષો ચલાવી ઉઠાવી લેવામાં આવ્યા હતા. ચાલુ બે પંપના માલિકો પોતાની જમીન પાવા ઉપરાંત ગામના બીજા ખેડૂતોને ભાડે પાણી આપે છે.

બધા કૂવાની સરેરાશ ઊંડાઈ ૭૦ ફૂટ છે. બોરિંગ કરવાથી બધા કૂવાનું પાણી પૂરતું થાય એમ છે. ચાલુ પંપના કૂવાઓમાં ૮૫ તથા ૧૧૦ ફૂટનું બોરિંગ કરેલું છે. ૨૫ માંથી ૮ કૂવાઓ જીર્ણ છે, બાકીના સારી સ્થિતિમાં છે. જે કૂવાઓ જીર્ણ છે તેમાંના ૪ પંપને લાયક નથી, ફક્ત કોસને લાયક છે. બીજા સારા કૂવાઓમાંથી ૩ પંપને લાયકના નથી, માત્ર કોસને લાયકના છે. આમ ૧૪ પંપને લાયક સારા તેમજ ૪ સુધરાવવા જેવા મળી કુલ ૧૮ કૂવા છે. ઉપર કહ્યું તેમ રાસાયનિક તપાસમાં બધા કૂવાનું પાણી ખેતી માટે અનુકૂળ જણાયું છે. ખેડૂતોની દૃષ્ટિએ પણ જે કૂવાનું પાણી તમાકુ માટે અનુકૂળ નથી તે બીજા પાકો માટે તો અનુકૂળ છે. જમીનની તપાસ પણ બધી જમીનને પીતલાયકની ઠેરવે છે. આમ વધુ કૂવાઓ પર પંપ મૂકી પીત જમીનમાં વધારો કરવાની આ ગામમાં પૂરેપૂરી શકયતાઓ છે. હાલ કઈ જમીન પીતવાળી છે, અને નવી કઈ જમીન પીત તળે તુરત લાવી શકાય એમ છે એનો ખ્યાલ પાસેનો નકશો રજૂ કરે છે.

સહકારી પાયા પર ત્રીજો પંપ મૂકવાનો કેટલાક ખેડૂતોએ હમણાં જ નિર્ણય કર્યો છે. બીજા એક મોટા ખાતેદારે પણ પોતાની જમીન પાવા માટે પોતાના કૂવા પર પંપ મૂકવાનો ઠરાવ કર્યો છે. આ બે નિર્ણયો અમલમાં આવશે તો ઓછામાં ઓછી બીજી ૩૦૦ વીઘા જમીન પીતવાળી બનશે. એન્જિન તેમજ પંપ મેળવવાની મુશ્કેલી દૂર થાય તો તો તરતજ આ ફેરફાર થાય એમ છે. વીજળીની સગવડ થવાની સાથે તો બધા જ કૂવાઓ પર પંપ મૂકીને ગામની બધી જ જમીન પીતવાળી બનાવી શકાય એમ છે.

તમાકુવાળી જમીનમાં જેટલા પ્રમાણુમાં ખાતર નંખાય છે તેટલા પ્રમાણુમાં વાવેતરની જમીનમાં નથી નંખાતું. તમાકુની જમીનમાં ખાતર

ભર્યા પછી જો સાધનની છૂટ રહે તો જ વાવેતરની જમીનમાં ખાતર ભરે છે. સારી સ્થિતિવાળા ખેડૂતો જમીનમાં વીઘે ૨૫ થી ૪૦ ગાડાં ખાતર ભરે છે. આવો વર્ગ ચાર આની છે. બીજો આઠ આની વર્ગ વીઘે પંદર ગાડાં ખાતર ભરે છે. બાકીનો ચાર આની વર્ગ પાંચથી દશ ગાડાં ખાતર ભરે છે. મોટા ભાગની ઊપજ તમાકુમાંથી થતી હોવાથી દરેક જણ પોતાની શક્તિ અનુસાર તે જમીનમાં ખાતર ભર્યા વિના રહેતો નથી. વાવેતરની જમીનમાં તો ખેડૂતોનો ચાર આની ભાગ જ ખાતર ભરે છે. તેઓ વીઘે સરેરાશ એક ગાડું ખાતર ભરે છે.

**ખાતર**

મુખ્યત્વે અહીં છાણિયું ખાતર વપરાય છે. ખોળનો ઉપયોગ જોઈએ તેવો અત્યારસુધી નહોતો થતો. ગયે વર્ષે જ સહકારી મંડળીએ ખેતીવાડી ખાતા પાસેથી ૨૦૦૦ મણ ખોળ મંગાવ્યો હતો. રાસાયનિક ખાતરનો ઉપયોગ તો કોઈજ કરતું નથી. રાસાયનિક ખાતરને લીધે જમીનનો રસકસ ચાલ્યો જાય એવી માન્યતાને પરિણામે એનો ઉપયોગ થતો નથી.

ઉકરડા ખૂબ સંભાળપૂર્વક બનાવવામાં આવે છે. ઉકરડાની જગ્યા મુકરર ન થઈ હોવાથી ગમે ત્યાં ઉકરડા બનાવે છે. ખાતરની કીમત બહુ આપવી પડતી હોવાથી સહેજ પણ કચરો નકામો જવા દેવામાં આવતો નથી. રસ્તામાં વેરવિખેર પડેલા ઢોરના છાણને પણ તરત જ ભેગું કરી લેવામાં આવે છે અને ઉકરડા ભેગું કરવામાં આવે છે. છાણનો બળતણ તરીકે ઉપયોગ કરવાની વાત તો અહીં સંભવી શકે જ નહિ.

ગામને ખાતરની બહુ જ તંગી પડે છે. તેમની જરૂરિયાત ગામમાં પૂરી ન થવાથી આજુબાજુનાં ગામોમાંથી તેઓ ગાડે રૂ. ૧૦) આપીને પણ ખાતર ખરીદી લાવે છે. ખાતરનો આ ખર્ચ તેમને બહુ ભારે પડે છે. તેમના ખેતીખર્ચમાં આથી મોટો વધારો થાય છે, અને પરિણામે ચોખ્ખી આવક ઘટે છે. આજુબાજુનાં ગામોના પ્રમાણમાં આ ગામ સમૃદ્ધ હોવાથી વધારે પૈસા આપીને પણ તેઓ ખાતર ખરીદે છે, તેથી તે ગામોની પંચાયતો ખાતરની નિકાશ પર પ્રતિબંધ મૂકે છે. પરિણામે તો ભાવ ઘણા વધી જાય છે. પોતાની જરૂરિયાત પૂરતું ખાતર ગામ પોતે જ તૈયાર કરે એવો માર્ગ તેમને બતાવવાની ખાસ જરૂર છે. ખોળ તેમજ રાસાયનિક ખાતરનો સમજપૂર્વકનો ઉપયોગ વધારવાની પણ બહુજ જરૂર છે. આગળ ઉપર આપણે જોઈશું કે બધા પાકોની ઉત્પન્ન અહીં ઘણી ઓછી આવે છે. ઉત્પન્ન ઓછી આવવાનું મુખ્ય કારણ ખાતરની તંગી છે. ખાતરની તંગી દૂર કરવાથી ઉત્પન્નમાં લગભગ ૫૦ ટકા જેટલો વધારો થઈ શકે એમ છે.

સારું બી લાવીને વાપરવાનો રિવાજ અહીં નથી. દરેક જણ પોતાનું બી પોતે જ તૈયાર કરી લે છે. બાજરીની સુધારેલી

**બી**

જાત નડિયાદ ૨૦૭ તથા ઘઉંની સુધારેલી જાત આઈ. પી. ૪ નો વપરાશ અહીં દાખલ કરવાની જરૂર છે. સહકારી મંડળીએ સુધારેલાં બી ખેડૂતોને પૂરાં પાડવાનું કામ હાથમાં લેવું જોઈએ. સારાં બી વાપરવાથી બીજા ૨૦ ટકાનો ઉત્પન્નમાં વધારો થઈ શકશે.

ચરોતરમાં વપરાતાં દેશી ઓજારો–દેશી હળ, કળપી અને વાવણિયો અહીં વપરાય છે. રેતાળ જમીન હોવાથી એ. જી. હો

**ખેતીનાં ઓજારો**

(A. G. Hoe) ચોમાસાના બિનજરૂરી ઘાસને નાબૂદ કરવા ઘણું ઉપયોગી થઈ શકે. ચોમાસુ પાક લીધા પછી શિયાળુ પાક માટે જમીનને દેશી હળથી ખેડવા માટે એક વાર પાણી પાવું પડે છે. સતલજ અથવા હૈદ્રાબાદનાં હળ વાપરે તો પાણી પાવાની જરૂર ન રહે.

ગામમાં અત્યારે ૮૯ બળદ છે. મોટા ભાગના ખેતીકામ માટે હજુ બળદનો જ ઉપયોગ થાય છે. પંપ પહેલાં પાણી ખેંચવા માટે પણ એનો ઉપયોગ થતો. પંપ પછી કોસના કામમાંથી બળદને નિવૃત્તિ મળી છે. ૧૯૩૦–૩૧ માં ૧૩૨ બળદ હતા, ૧૯૩૮–૩૯ માં ૮૧ હતા. બળદની સંખ્યા ઓછી થવાનું કારણ તેને મળતું કામ ઓછું થયું છે. પંપ આવવાથી કોસનું કામ ઓછું થયું. અવરજવર માટે મોટરબસની સગવડ થઈ છે. માલની હેરફેર માટે પણ ટ્રકનો ઉપયોગ વધવા માંડયો છે. આમ તેને મળતા કામમાં ઉત્તરોત્તર ઘટાડો થયો છે અને થાય છે. અત્યારે તો તેનો ઉપયોગ માત્ર ખેતીકામમાં જ થાય છે. બળદની જોડી દીઠ આ ગામમાં ૩૨ વીઘા ખેડાણ જમીન છે. એક વખતની ખેડનું વીઘે રૂ. ૨૫) ભાડું લેવામાં આવે છે. બળદની જોડના ભાવ પણ અત્યારે ઘણા ઊંચા છે.

આ સંજોગોમાં ટ્રેક્ટરનો ઉપયોગ શકય છે કે નહિ તે તપાસવા જેવું છે. આર્થિક રીતે તો ટ્રેક્ટરના ઉપયોગથી ખેડૂતને લાભ થાય એમ છે જ. દર વર્ષે ટ્રેક્ટરને ૧૨૦૦ વીઘા જમીન ખેડવા મળે તો દર વીઘા દીઠ રૂ. ૮) નો ખર્ચ આવે છે. આમ ખેડામણમાં ખેડૂતને વીઘે રૂ. ૧૭) નો ફાયદો થાય એમ છે. વળી ખેતીકામ સિવાયના બીજા કામમાંથી બળદનો ઉપયોગ ઓછો થયો છે, એટલે બાકીના સમયમાં એને પોષવાનો ખર્ચ પણ ખેડૂતને માથે પડે છે. ટ્રેક્ટરના ઉપયોગથી એ સ્થિતિ ટળી જાય અને તેના બદલામાં ખેડૂતો વધારે સંખ્યામાં દૂઝણાં ઢોર રાખી શકે, જે

એમની આવકમાં વધારો કરવાને મદદરૂપ થઈ પડે.

સહકારી મંડળી ગામ ખાતે એક ટ્રેક્ટર વસાવી ખેડૂતોને વાજબી દરે વાપરવા આપી શકે. ટ્રેકટરને લીધે વખતસરની ખેડ થઈ શકે છે. વખતસરની ખેડ પાકની ઉત્પન્નમાં વધારો કરે છે.

**ઉત્પન્ન**

દરેક પાકનું વીઘે સરેરાશ ઉત્પન્ન નીચે મુજબ છે :

કોઠા નં. ૯

| પાક | ભુવેલનું ઉત્પન્ન ( મણમાં ) | આણંદ ખેતીવાડી ફાર્મ પર આવતું ઉત્પન્ન ( મણમાં ) |
|---|---|---|
| કોદરા | ૧૦ | ૨૯ |
| બાજરી | ૫ | ૨૫ |
| ડાંગર | ૮ | – |
| જુવાર | ૨૫૦ પૂળા | – |
| બાવટો | ૯ | – |
| મઠ | ૫ | – |
| તુવેર | ૮ | ૧૧ |
| ગવાર | ૫ | – |
| ઝાલર | ૦॥ | – |
| ચોળા | ૦॥ | – |
| તલ | ૩ | ૧½ |
| ઘઉં | ૧૫ | ૨૫ |
| તમાકુ (ભૂકો) | ૧૦ | ૧૭ |
| તમાકુ (પીત) | ૨૦ | – |

ઉપર આપેલા ઉત્પન્નના આંકડા પરથી જોઈ શકાય છે કે અહીંનું ઉત્પન્ન કેટલું બધું નીચું છે. આણંદ ખેતીવાડી ફાર્મ કરતાં અહીં બાજરી પાંચમા ભાગની, કોદરા ત્રીજા ભાગના, ઘઉં તેમજ કોરાટ તમાકુ (ભૂકો) અર્ધાં થાય છે. આટલી ઓછી ઉત્પન્ન આવવાનું મુખ્ય કારણ ખાતરની તંગી જ છે. તમાકુ સિવાય બીજા પાકો માટે ખાતરનો પૂરતો ઉપયોગ નથી થતો એ ઉપર જોયું. ખાતરને લીધે ઉત્પન્નમાં કેટલો ફેર પડે છે તેનો ખ્યાલ જુદા જુદા પ્રમાણમાં ખાતર ભરતા ખેડૂતોના ઉત્પન્નના આંકડાઓ પરથી મળશે. ખાતરની ચર્ચા કરતી વખતે જોયું હતું કે ચાર-આનો ભાગ ૨૫ થી ૪૦ ગાડાં ખાતર તમાકુની જમીનમાં ભરે છે, આઠ

આની ભાગ ૧૫ ગાડાં, તેમજ બાકીનો ચાર આની ૫ થી ૧૦ ગાડાં ખાતર ભરે છે. આ ત્રણે વર્ગો વીઘે કેટલા મણ તમાકુનું ઉત્પન્ન મેળવે છે તેના આંકડા નીચે આપ્યા છે :

| વર્ગ | વીઘે સરેરાશ ઉત્પન્ન મણમાં |
|---|---|
| ૨૫ થી ૪૦ ગાડાં ખાતર ભરનાર | ૨૫ |
| ૧૫ ગાડાં ખાતર ભરનાર | ૧૮ |
| ૫ થી ૧૦ ગાડાં ખાતર ભરનાર | ૧૫ |

તમાકુના ઉત્પન્નના ઉપર આપેલા આંકડા તમાકુ જકાત અમલદાર પાસેથી મેળવેલા છે. જકાતને કારણે વજનની પૂરતી ચોકસાઈ રાખવી પડતી હોવાથી તેમાં ભૂલ હોવાનો સંભવ નથી.

મુખ્ય પાકોના વીઘે સરેરાશ આવક ખર્ચના આંકડા જોઈએ.

### કોઠા નં. ૧૦

| પાક | ઊપજ (રૂ. માં) | ખર્ચ (રૂ. માં) | ચોખ્ખી આવક (રૂ. માં) |
|---|---|---|---|
| (૧) બાજરી (ચોમાસુ)–ખાતર ભર્યા વિનાની જમીનમાં | ૬૬ | ૩૦ | ૩૬ |
| (૨) બાજરી (ઉનાળુ)–ખાતર ભરેલી જમીનમાં | ૧૩૩ | ૭૫ | ૫૮ |
| (૩) કોદરા (ચોમાસુ)–ખાતર વિના | ૬૨ | ૪૦ | ૨૨ |
| (૪) ડાંગર | ૬૪ | ૩૦ | ૩૪ |
| (૫) જુવાર (ચોમાસુ) | ૩૭½ | ૩૦ | ૭½ |
| (૬) જુવાર ( ઉનાળુ )–ખાતરવાળી જમીનમાં | ૯૦ | ૬૦ | ૩૦ |
| (૭) તમાકુ (પીત) | ૫૦૦ | ૨૫૦ | ૨૫૦ |

ઉપરના આંકડાઓ જોતાં જણાય છે કે જમીનની ઊપજ ઘણી ઓછી છે, ખર્ચ ઘણું વધારે છે, અને પરિણામે ચોખ્ખી આવક ઘણી ઓછી છે. ખર્ચ વધારે આવવાનું કારણ ખાતરના તથા પાણીના આપવા પડતા ઊંચા ભાવ છે. ઉપરના આંકડાઓ પરથી બીજી એક વાત પણ તરત નજરે ચડે એવી છે, અને તે તમાકુ તથા બીજા પાકોમાંથી થતી આવકમાં રહેલો ઘણો મોટો તફાવત.

પાકના સરેરાશ ઉત્પન્ન ઉપરથી ગણતરી કરતાં ગામમાં ૧૯૪૫–૪૬ નું અનાજ-ઉત્પાદન ૯૬૯૨ મણ થાય છે. ગામની કેટલીક જમીન બહાર-

ગામના ખાતેદારોની હોવાથી તેમજ તે બહારગામના ખેડુતો ખેડતા હોવાથી એ જમીનનું ઉત્પાદન ગામના વપરાશમાં નથી આવતું.

**અનાજ ઉત્પાદન** આવું અનાજ ૩૩૦૦ મણ થાય છે, એટલે ગામના વપરાશ માટે તો માત્ર ૬૩૯૨ મણ અનાજ રહે છે. વડોદરા રાજ્યમાં ઠરાવેલ માપબંધીના ધોરણ મુજબ દર વ્યક્તિને વર્ષે ૯ મણ અનાજ જોઈએ, એ રીતે આ ગામને ૯૬૩૦ મણ અનાજ જોઇએ. ગામનું અનાજ—ઉત્પાદન માત્ર ૬૩૯૨ મણનું છે, એટલે ગામને પોતાની જરૂરિયાતો પૂરી કરવા માટે ૩૨૩૮ મણ બહારથી લાવવું પડે છે. આમ ગામનું અનાજ–ઉત્પાદન તેની જરૂરિયાત કરતાં ૩૫ ટકા ઓછું છે. અત્યાર સુધી આજુબાજુના પ્રદેશોમાંથી અનાજ મેળવવામાં આવતું. ભાલનો ઘઉં પેદા કરતો મુલક નજીકમાં જ આવેલો છે. હાલ ખૂટતું અનાજ માપબંધી-યોજનામાંથી મેળવવામાં આવે છે.

રાજ્યમાં લેવી–યોજના ફક્ત ડાંગરના પાક માટે છે. આ ગામમાં ડાંગરનું ઉત્પાદન ઘણું ઓછું છે, એટલે લેવીમાં અનાજ આપવાનો સવાલ ઊભો થતો નથી.

ફરજિયાત વાવેતરની યોજના મુજબ દરેક ખેડુતે ૧૦૦ વીઘા જમીન-માં ૬૦ વીઘા વાવેતર અને ૪૦ વીઘા તમાકુનું રોપાણ એ પ્રમાણ જાળવવાનું હોય છે. આ યોજનાના પાલન માટે કશી તકેદારી રાખવામાં આવતી નથી. અનાજ વધુ ઉત્પન્ન કરવા માટે રાજ્ય તરફથી કશી ખાસ સગવડ પણ આપવામાં આવતી નથી, સિવાય કે અનાજનિરીક્ષકની મૌખિક સૂચનાઓ. આ ગામમાં જો કે ઉપરનું પ્રમાણ જળવાય છે, છતાં એ નોંધવા જેવું છે કે છેલ્લાં બે વર્ષમાં તમાકુનું રોપાણ વધ્યું છે, જ્યારે વાવેતરની જમીનમાં ઘટાડો થયો છે.

ગામને અનાજની તૂટ પડે છે, છતાં અનાજ–ઉત્પાદન વધવાને બદલે તમાકુનું ઉત્પાદન વધે છે એ હકીકત વિચારણીય છે. દેશ સમગ્રમાં પણ આજ સવાલ છે. અમને લાગે છે કે આનો ઉકેલ ઉપર આપેલા સરેરાશ આવકખર્ચના આંકડાઓમાંથી મળી રહે છે. તમાકુમાંથી મળતી આવક અને બીજા પાકોમાથી મળતી આવક વચ્ચે એટલો મોટો તફાવત રહે છે કે ખેડૂત અનાજને બદલે તમાકુ રોપવા પ્રેરાય એની નવાઈ ન થવી જોઈએ. એને ખરીદવી પડતી વસ્તુઓના ભાવ એટલા બધા ઊંચા ગયા છે કે એ જો વધારે ઊપજ આપતા પાકો નથી ઉગાડતો તો એને માટે જીવન-સંગ્રામમાં ટકી રહેવું અશક્ય બની જાય છે, મુશ્કેલ તો હતું જ. અમને લાગે છે કે અનાજ–ઉત્પાદનમાં અસરકારક વધારો લાવવા માટે નીચેના ત્રણ

ઉપાયો તાત્કાળિક લેવા જોઈએ; એ સિવાય માત્ર પ્રચાર કે કાયદાની તલવાર બહુ સફળ નહિ થાય :

(૧) અનાજ અને બીજા પાકો વચ્ચે રહેલા ભાવના મોટા તફાવતને ઘટાડવો.

(૨) અનાજના ભાવ એ રીતે નક્કી કરવા કે જેથી ખેડૂતને અનાજ ઉત્પાદન કરવું પોસાય. એ માટે જરૂર પડે તો ચાલુ અનાજ-ભાવમાં વધારો કરી આપવો. જ્યાંસુધી એને પોસાય એટલા ભાવો પણ નહિ મળે-નફાની વાત જવા દઈએ-ત્યાંસુધી ખેડૂતને અનાજ-ઉત્પાદન વધારવા તરફ પ્રેરવો અશક્ય છે. જો બીજી બધી વસ્તુઓના ભાવ એ રીતે નક્કી થતા હોય તો ખેડૂતે શો ગૂનો કર્યો ?

(૩) વીઘે અનાજનું ઉત્પન્ન ઘણું ઓછું આવે છે, તે વધારવાના પ્રયત્નો કરવા. તે માટે જરૂરી ખાતર, પાણી વગેરે પૂરાં પાડવા તરફ પૂરતું લક્ષ્ય આપવું. આજે તો ખેડૂતને ખાતર નથી મળતું, તેમજ પાણીની સગવડ માટે એન્જિન, પંપ, સિમેન્ટ વગેરેની માગણી કરતી તેની અરજીઓ મહિનાઓ સુધી સરકારી ખાતાંમાં અટવાય છે. આ સંજોગોમાં અનાજ-ઉત્પાદનના વધારાની આશા કેવી રીતે રખાય !

અનાજ-ઉત્પાદન વધારવું હશે તો ઉપરના ત્રણ ઉપાયોનો અસરકારક અમલ કરવો જોઈશે.

**શાકભાજી અને ફળ-ઉછેર**

શાકભાજીની ગેરહાજરી ઉપરના પાકના આંકડાઓમાંથી દેખાઈ આવે છે. ફક્ત ૩ વીઘા જમીનમાં જ શાકભાજી કરવામાં આવે છે. આમ થવાનું મુખ્ય કારણ તમાકુ છે. તમાકુના સારા ભાવ ઊપજતા હોવાથી કોઈ બીજી તરફ નજર જ દોડાવતું નથી. એમની જરૂરિયાતનું શાક પણ તેઓ બહારથી મેળવી લે છે. આની સાથે સરખામણી કરવા પાસેના ઊંદેલ ગામે શાકભાજી ઘણા સારા પ્રમાણમાં થાય છે એ નોંધવા જેવું છે. એ ગામે મોટા પ્રમાણમાં શાકભાજી થવાનું મુખ્ય કારણ એ છે કે ખંભાતના બજારની તેને સગવડ છે. ખંભાત રાજ્યનું ગામ હોઈ તથા ખંભાત સાથે મોટર વ્યવહારથી જોડાયેલું હોઈ શાકભાજીના વેચાણની તેને પૂરી સગવડ છે. આ સગવડ આ ગામને નથી. રસ્તાઓની દુર્દશા તો શરૂઆતમાં જ જોઈ. ચોમાસાના ચાર મહિના તો ગામ આજુબાજુના પ્રદેશથી વિખૂટું પડી જાય છે. શાકભાજીનું વાવેતર નહિ થવાનું આ પણ અગત્યનું કારણ છે. ફળ-ઉછેર પણ આ કારણોથી જ બહુ જૂજ છે. વાડી જેવું તો અહીં ક્યાંયે નથી. છૂટાછવાયા થઈ ગામમાં ૪૦૦ આંબા છે.

શાકભાજી તથા ફળ-ઉછેર માટે આ ગામની જમીન અનુકૂળ છે, તેમજ ગામમાં કૂવાઓ પણ છે. પરંતુ ઉપર જણાવેલાં કારણોસર એનો વિકાસ થયો નથી. ૧૯૩૦માં વાડી કરવાનો એક પ્રયત્ન થયેલો, અને લગભગ ૫૦ વીઘા જમીનમાં શાકભાજી તથા ફળ-ઉછેર કરેલાં. પરંતુ ૧૯૩૨ની મંદીમાં આ પ્રયત્ન તૂટી ગયો. ખંભાત સાથે જોડી આપતો સારો રસ્તો તેમજ વાહન વ્યવહારની સગવડ પૂરી પાડવામાં આવે તો આ ગામમાં શાકભાજીના વાવેતરની તથા ફળઉછેરની સારી શક્યતાઓ છે. અહીં કેરી, લીંબુ, મોસંબી, દ્રાક્ષ, અનનાસ, કેળાં, પપૈયાં અને ચીકુ જેવાં ફળો, તથા બટાકા, ટમેટા, કોબિજ, ફ્લાવર, ગાજર વગેરે શાક થઈ શકે એમ છે.

**ઢોર**

ગામમાં ઢોરની વસ્તી નીચે મુજબ છે:

**કોઠા નં. ૧૧**

| | | | |
|---|---|---|---|
| બળદ | ૮૯ – | ૧૨ સારા | – કીમત ૪૦૦ રૂ. |
| | | ૭૧ મધ્યમ કોટિના | – ,, ૩૦૦ રૂ. |
| | | ૬ નબળા | – ,, ૨૦૦ રૂ. |
| ગાય | ૩ – | ચરવાની જગ્યાને અભાવે ઘણી જૂજ સંખ્યા છે. પાસેના ગ્રામ વતરામાં ચરવાની જગ્યાની છૂટ હોવાને લીધે ૨૦૦ ઉપરાંત ગાયો છે. | |
| ભેંસ | ૧૭૦– | ૪ સારી | – કીમત રૂ. ૨૦૦ |
| | | ૧૫૩ મધ્યમ | – ,, રૂ. ૧૫૦ |
| | | ૧૩ નબળી | – ,, રૂ. ૧૦૦ |
| પાડાપાડી | ૧૨૦ | | |
| ઘોડા | ૬ | | |
| ગધેડાં | ૨૦ | | |
| બકરાં-ઘેટાં | ૪૦૦ | | |
| કુલ | ૮૦૮ | | |

કુલ જમીનના ૫ ટકા ગોચર માટે કાઢવા એવો રાજ્યનો નિયમ છે તે મુજબ:૧૦૫ વીઘા જમીન ગોચર માટે છે, પરંતુ ઢોરને ચરવાના કામમાં તે આવતી નથી.

વર્ષના ૭ મહિના ગામતળાવમાંથી ઢોરોને પાણી પાવામાં આવે છે. બાકીના વખત દરમિયાન ગામના કૂવા પર બાંધેલા ખડિયાટમાં પાણી

ભરી રાખવામાં આવે છે, જેમાંથી પાણી પાવામાં આવે છે. ખડિયાટને બરાબર સાફ રાખવામાં આવતો ન હોવાથી ખડિયાટનું પાણી બગડે છે, અને તેથી ઢોરોને રોગ લાગુ પડે છે.

ગોચર બિનઉપયોગી હોવાથી લગભગ બધાં જ ઢોરને ( બકરાં–ઘેટાં બાદ કરતાં ) ઘેર ખવડાવવામાં આવે છે ( Stall feeding ). ચોમાસામાં લીલું ઘાસ ખવડાવે છે. જુવાર, ડાંગર તેમજ કોદરીના પૂળા પણ ખવડાવે છે. કેટલીક વખત ભરડેલાં કઠોળ ખવડાવે છે. મળે ત્યારે કપાસિયા પણ ખવડાવે છે. આ ખોરાક માત્ર દુધાળાં તેમજ કામ કરતાં ઢોરને જ આપવામાં આવે છે. બાકીનાંને તો માત્ર ઘાસ જ ખવડાવવામાં આવે છે. બકરાં–ઘેટાંને બાવળના ઝાડનો પાલો તથા તેનાં ફળ જેને પૈડા તરીકે ઓળખવામાં આવે છે તે ખવડાવવામાં આવે છે.

ઢોરની કાળજી સારા પ્રમાણમાં લેવાય છે. દિવસમાં ત્રણ વખત પાણી પાવું, નિયમિત ઘાસ નાખવું, જરૂર પડે ઢોરના દવાખાનાનો ઉપયોગ કરવો–આમ બધી રીતે લોકો પોતાના ઢોરની પૂરતી દરકાર લે છે.

તેમની મોટામાં મોટી મુશ્કેલી ઢોરને રાખવાની જગ્યાની છે. ગામ એટલું ગીચપણે વસેલું છે કે દરેક જણ પોતાનાં ઢોર પોતાના આંગણામાં જ બાંધે છે. તેમાંયે ભેંસની સ્થિતિ વધારે ખરાબ છે. બળદને તો ખેડૂત બીજી જગ્યા ન હોય તો પોતાના ઘરના એક ખૂણામાં બાંધે છે, પરંતુ ભેંસ તો બારે મહિના ઘરના આંગણામાં માથે કોઈપણ જાતના રક્ષણ વિના બંધાયેલી રહે છે.

ગામની દૂધની સરાસરી આવક સવારે ૪૦૦ રતલ અને સાંજે ૩૦૦ રતલ મળી રોજની કુલ ૭૦૦ રતલ છે. ૧૭૦ ભેંસમાંથી દૂધ આપતી ૧૦૦ ભેંસની સરાસરી ગણીએ તો ભેંસ દીઠ રોજનું ૭ રતલ દૂધ થયું. અખિલ હિંદનું પ્રમાણ ભેંસ દીઠ રોજના ૮ રતલ દૂધનું છે. ચરોતરની ભેંસ માટે રોજનું ૭ રતલ દૂધ ઘણું ઓછું ગણાય. સારી ભેંસ રોજનું સરાસરી ૧૮ થી ૨૧ રતલ દૂધ આપે. એ રીતે ભુવેલનું ચાલુ ઉત્પાદન હોવું જોઈએ તે કરતાં ત્રીજા ભાગનું છે. પૂરતા પોષક ખોરાકને અભાવે તથા જાતની અધોગતિ ( deterioration in breed ) ને કારણે આમ થતું હશે.

લગભગ ચોથા ભાગનું દૂધ પાસેના ગામ વતરામાં આવેલી ડેરીમાં વેચાવા જાય છે, એટલે ગામ માટે તો રોજનું ૫૨૫ રતલ દૂધ રહે છે. ગામની ચાલુ વસ્તીને ( ૧૦૭૦ ) પોતાની ચા દૂધ–છાશ–ઘી વગેરેની જરૂરિયાતો પૂરી કરવા રોજનું અર્ધા શેર મુજબ દૂધ મળે છે. આદર્શ ખોરાકની દૃષ્ટિએ દરેક માણસને રોજનું ૧ શેર દૂધ મળવું જોઈએ; ઘી તો

વધારામાં. જરૂરિયાત કરતાં લોકોને અત્યારે અર્ધાથી પણ ઓછું દૂધ મળે છે. જેમ ગામ અનાજમાં તંગી ભોગવે છે તેમ ઘી-દૂધમાં પણ તંગી ભોગવે છે. અનાજની તંગી બહારથી અનાજ લાવીને પૂરી કરવામાં આવે છે, પરંતુ ઘી-દૂધ વિના તો ચલાવી લેવાની વૃત્તિ લોકોની હોય છે. દાક્તરી તપાસના અહેવાલમાં લોકોના ઘી-દૂધના ઓછા વપરાશને કારણે તંદુરસ્તી પર થતી અસર જણાવવામાં આવી છે.

દૂધની નિકાશ પર પ્રતિબંધ હોવા છતાં પાસેના ગામની ડેરીમાં દૂધ ભરાય છે. ગામને વેચાણમાંથી વાર્ષિક રૂા. દસ હજારની આવક થાય છે. દૂધનો ચાલુ ભાવ શેરના ચાર આના છે.

દૂધમાંથી ઘી બનાવી વેચવાને બદલે તૈયાર દૂધ વેચવાને લીધે લોકો છાશનો લાભ ગુમાવે છે. દૂધની અવેજીમાં છાશ પણ શરીરની કેટલીક જરૂરિયાતો પૂરી પાડે છે. રોકડ રકમની લાલચે લોકો આ લાભ જતો કરે છે. સહકારી ધોરણે ઘીના વેચાણની સગવડ કરી આ લાભ જાળવી રાખવાની જરૂર છે. ઢોરની જાત સુધારી તથા તેના ખોરાકનાં સાધનો વધારી દૂધનું ઉત્પાદન વધારવાના પ્રયત્નો પણ કરવા ઘટે છે. ગોચરને સુધારવાથી ઢોરના ખોરાકનો પ્રશ્ન કંઈક અંશે ઉકેલી શકાશે.

છેલ્લે રાજ્યના ખેતીવાડી ખાતા તરફથી ખેડૂતોને શી મદદ મળે છે તે જોઈએ. આ ગામના ખેડૂતોને ખાતા તરફથી કશી જ ઉપયોગી મદદ મળતી નથી એમ કહીએ તો ખોટું નથી. ખાતું સારાં બી પૂરાં પાડે છે, તથા કેટલેક ઠેકાણે અખતરા કરે છે. પરંતુ આ ગામની નજીકમાં ખાતાનું કોઈ કેન્દ્ર નથી, જ્યાંથી ખેડૂતો ખાતા તરફથી મળતી મદદ મેળવે. એ માટે તેમણે છેક વડોદરે જવું પડે, અને વડોદરે જઈનેય પોતાને જોઈતી મદદ કે માહિતી મેળવવાની કશી ખાત્રી હોતી નથી, તેથી એટલે દૂર જવાનું કોઈ પસંદ કરતું નથી. ખાતા અને ખેડૂતો વચ્ચે ખૂબ ગાઢો અને જીવંત સંપર્ક ઊભો કરવાની ઘણી જરૂર છે. એ વિના ખાતું ખેડૂતોને મદદરૂપ નહિ બની શકે.

**ખેતીવાડી ખાતું**

પ્રાંત પંચાયત કે ભાદરણ ખેતીવાડી પેઢી પાસેથી પણ ખેડૂતોને કંઈ મદદ ખેતીઅંગે મળતી નથી.

## (૨) અર્થકારણ

### (ક) **જમીનની વહેંચણી**, કદ, ગણોત.. **ખેતીમજૂરી વગેરે**

ગામના કામ કરતા માણસોની ગણતરીએ લગભગ ૮૨ ટકા વસ્તી માત્ર જમીન પર પોતાના નિર્વાહ માટે આધાર રાખે છે. કુટુંબની ગણતરીએ

જમીન પર આધાર રાખનારા ૮૨ ટકા છે. આમ લગભગ ૮૨ ટકા વસ્તીને જમીન પર આધાર રાખતી ગણી જમીન પર નિર્વાહ કરનાર શકાય. બાકીની ૧૮ ટકા વસ્તી પણ પોતાના નિર્વાહ માટે થોડે વત્તે અંશે જમીન પર આધાર રાખે છે.

છેલ્લાં ૨૫ વર્ષમાં ૩૦૦ માણસોનો વસ્તીમાં વધારો થયો છે, જ્યારે ગામની જમીન એની એ જ રહી છે. વળી મિલઉદ્યોગના વિકાસને લીધે શાળકામ કરતા વણકરો પણ આજે ખેતી પર આધાર રાખતા થયા છે. એ રીતે જમીન પરનું દબાણ દેખીતું વધ્યું છે. નીચેના આંકડાઓ પણ એની સાબિતી પૂરે છે :

કોઠા નં. ૧૨

| સાલ | ખાતેદાર | સર્વે નં. (પેટા નં. સાથે) | ખેડાણ જમીન (વીઘામાં) |
|---|---|---|---|
| ૧૯૨૨ | ૨૦૫ | ૬૧૫ | ૧૯૩૪ |
| ૧૯૨૭ | ૨૦૫ | ૬૧૫ | ,, |
| ૧૯૩૨ | ૨૦૮ | ૬૧૮ | ,, |
| ૧૯૩૭ | ૨૦૯ | ૬૧૭ | ,, |
| ૧૯૪૨ | ૨૧૫ | ૬૨૦ | ,, |
| ૧૯૪૭ | ૨૧૭ | ૬૨૦ | ,, |

પચીસ વર્ષમાં ખાતેદારોની સંખ્યામાં ૧૨નો વધારો થયો છે. ૧૯૨૨માં દર ખાતેદારે ૯½ વીઘા જમીન આવતી, આજે ૯ વીઘા આવે છે. ખાતેદાર દીઠ ½ વીઘો જમીન ઘટી.

પરંતુ આની સાથે જ પીત જમીનમાં પણ સારો વધારો થયો છે. પચીસ વર્ષ પહેલાં પીત જમીન ૧૦૦ વીઘાથી પણ ઓછી હતી. આજે પીત જમીન ૪૦૦ વીઘાથી પણ વધુ છે. વળી મિલઉદ્યોગને કારણે ગામ બહાર જનારાઓની સંખ્યા પણ ઠીક ઠીક થઈ છે. નિર્વાહઅર્થે અત્યારે ગામ બહાર રહેનારાઓની સંખ્યા ૬૯ ની છે. આમ વસ્તીના વધારાની થવી જોઈતી આર્થિક અસર આ ગામ પર થઈ નથી.

ઉપર આપેલા આંકડાઓમાંથી બીજી એક વસ્તુ પણ નોંધવા જેવી છે. છેલ્લાં પચીસ વર્ષમાં સર્વે નં. માં માત્ર પાંચનો જ વધારો થયો છે. એનો અર્થ એ કે જમીનના નાના નાના ટુકડા પાડવાની પ્રવૃત્તિ અહીં ઓછી છે. બને ત્યાંસુધી આખા નંબરની જ વહેંચણી કરે છે. નહિ તો નંબરની વહેંચણી થવા છતાં તે નંબરના ટુકડા બને ત્યાંસુધી નથી કરતા.

જો કે હાલ જે સ્થિતિ છે તે જ ઘણી નિરાશાજનક છે. આની વધુ ચર્ચા આગળ કરીશું.

ગામની કુલ ખેડાણ જમીન ૧૯૩૪ વીઘા છે, ખાતેદારો ૨૧૭ છે અને કુલ સર્વે નં. ૬૨૦ છે. ગામની બધી ખેડાણ જમીનના માલિક ગામના ખાતેદારો નથી. લગભગ ત્રીજા ભાગની જમીન બહારગામના ખાતેદારોની છે. ગામના ખાતેદારો તથા બહારગામના ખાતેદારોની જમીનની વિગત નીચે મુજબ છે :

**ખાતેદારો**

કોઠા નં. ૧૩

| | સંખ્યા | સર્વે નં. | ક્ષેત્રફળ (વીઘા) | ટકા |
|---|---|---|---|---|
| ગામના ખાતેદારો | ૧૪૬ | ૪૬૬ | ૧૨૭૩–૧૩ | ૬૬ |
| બહારગામના ,, | ૭૧ | ૧૫૪ | ૬૬૦–૭ | ૩૪ |
| કુલ | ૨૧૭ | ૬૨૦ | ૧૯૩૪–૦ | ૧૦૦ |

બહારગામના ખાતેદારો ઊંદેલ ( ખંભાત રાજ્યનું ગામ )ના, ખંભાતના તથા પેટલાદના છે. મોટો ભાગ ઊંદેલના ખાતેદારોનો છે. ઊંદેલના બધા ખાતેદારો બારોટ છે. ઊંદેલ તેમજ ભુવેલની સીમ અડોઅડ આવેલી છે. ઊંદેલ તરફની સીમની માલિકી ઊંદેલના ખાતેદારોની છે. તેઓ ઘણાં વર્ષોથી આ જમીનની માલિકી ધરાવે છે. આ જમીનની માલિકી તેમની પાસે ક્યાંથી આવી તેનો ઇતિહાસ ખોળતાં જણાયું છે કે ગામના મૂળ માલિકો રજપૂતોએ આ જમીન ઊંદેલના બારોટોને ભેટ આપેલી. ડાયરો જામ્યો હોય, કસૂંબા પાણી લેવાતાં હોય, અને એવે વખતે કોઈ બારોટ આવી 'બાપા' 'બાપા' કહી ઠાકોરનાં વખાણ કરે કે તરત જ ઠાકોર ખુશ થઈ એ બારોટને બે પાંચ વીઘા જમીન ભેટ આપી દેતા. આમ ને આમ ત્રીજા ભાગની જમીન બારોટોને ભેટ આપી દીધી.

ખંભાતના વાણિયાઓ જે પહેલાં આ ગામમાં ધીરધારનો ધંધો કરતા તેઓ ગામની કેટલીક જમીનના માલિક છે. પેટલાદના બ્રાહ્મણો પાસે અહીંની થોડીક જમીન બક્ષિસ પેટે આવી છે. ઊંદેલના બારોટો જમીન જાતે ખેડે છે, જ્યારે બહારગામના બીજા ખાતેદારો ભાગે આપી દે છે.

ગામના ૧૪૬ ખાતેદારો પાસે ૧૨૭૩ વીઘા જમીન છે. ખાતેદાર દીઠ ૮.૭ વીઘા જમીન થઈ. વસ્તીની ગણત્રીએ માથા દીઠ એક વીઘો જમીન થઇ. જુદા જુદા ખાતેદારો વચ્ચે જમીનવહેંચણીના આંકડા નીચે મુજબ છે ( હવે પછીની બધી વિગતો ગામના ખાતેદારોની જ આપી છે. ):

### કોઠા નં. ૧૪

| કેટલી જમીનના ખાતેદાર | | સંખ્યા | ક્ષેત્રફળ વીઘા વસા |
|---|---|---|---|
| ૧ | વીઘાથી ઓછી | ૩ | ૧–૭ |
| ૫ | ,, | ૬૨ | ૧૭૦–૪ |
| ૧૦ | ,, | ૪૦ | ૨૮૦–૧૩ |
| ૧૫ | ,, | ૨૧ | ૨૫૭–૮ |
| ૨૫ | ,, | ૮ | ૧૪૭–૮ |
| ૨૫ | વીઘાથી વધારે | ૧૨ | ૪૧૬–૧૩ |
| કુલ | | ૧૪૬ | ૧૨૭૩–૧૩ |

જમીનની અસમાન વહેંચણી બતાવવા ઉપરના કોઠાની છેલ્લી રકમ પૂરતી છે. કુલ ખાતેદારોના માત્ર ૮ ટકા પાસે કુલ જમીનના ૩૩ ટકાની માલિકી છે.

જુદી જુદી જ્ઞાતિવાર જમીનની વહેંચણી નીચે મુજબ છે :

### કોઠા નં. ૧૫

| જ્ઞાતિ | ખાતેદારોની સંખ્યા | ટકા | ક્ષેત્રફળ વીઘા વસા | ટકા | વસ્તીના ટકા |
|---|---|---|---|---|---|
| પાટીદાર | ૪૦ | ૨૭ | ૫૦૬–૧૦ | ૪૦ | ૨૭·૪ |
| બારૈયા | ૨૩ | ૧૬ | ૧૦૫–૨ | ૮ | ૧૧·૨ |
| બ્રાહ્મણ | ૨૨ | ૧૫ | ૧૬૩–૫ | ૧૩ | ૭·૨ |
| રજપૂત | ૧૮ | ૧૨ | ૨૬૯–૩ | ૨૧ | ૧૦·૭ |
| ઢેડ | ૧૧ | ૮ | ૪૨–૪ | ૩ | ૧૪·૧ |
| કુંભાર | ૬ | ૪ | ૧૩–૯ | ૧ | ૩·૬ |
| રબારી | ૫ | ૩·૫ | ૨૧–૧૦ | ૨ | ૫· |
| વાળંદ | ૫ | ૩·૫ | ૩૦–૧ | ૨·૫ | ૫· |
| રાવળ | ૪ | ૩ | ૧૧–૨ | ૧ | ૫·૬ |
| ચમાર | ૪ | ૩ | ૨૫–૭ | ૨ | ૨·૪ |
| સુથાર | ૩ | ૨ | ૧૮–૧૦ | ૧·૫ | ૧·૩ |
| ભંગી | ૨ | ૧·૨ | ૧૫–૨ | ૧ | ૧·૮ |
| દરજી | ૧ | ·૬ | ૪–૩ | – | ·૭ |
| પૂજારી | ૧ | ·૬ | ૩૬–૧૧ | ૩ | ·૮ |
| વહોરા | ૧ | ·૬ | ૧૧–૪ | ૧ | ૧·૯ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| લુહાર | – | – | – | – | ૦૫ |
| ઓડ | – | – | – | – | ૦૮ |
| કુલ | ૧૪૬ | | ૧૨૭૩–૧૩ | | |

ઉપરના આંકડા પરથી જોઇ શકાય છે કે મોટા ભાગની જમીન પાટીદાર અને રજપૂત પાસે છે. તેમનું વસ્તીનું પ્રમાણ વધારે છે, પરંતુ વસ્તીના પ્રમાણ કરતાંયે વધુ જમીનની માલિકી તેઓ ધરાવે છે. એક મળીને વસ્તીના ૨૭ ટકા થાય છે, જ્યારે તેઓ બંને ૬૧ ટકા જમીનની માલિકી ધરાવે છે.

ખેડૂત તેમ જ બિનખેડૂત ખાતેદારો વચ્ચે જમીનની વહેંચણીના આંકડા નીચે મુજબ છે:

કોઠા નં. ૧૬

| | સંખ્યા | ક્ષેત્રફળ | ટકા |
|---|---|---|---|
| ખેડૂત | ૧૦૩ | ૯૦૪–૬ | ૭૧ |
| બિનખેડૂત | ૪૩ | ૩૬૯–૭ | ૨૯ |
| કુલ | ૧૪૬ | ૧૨૭૩–૧૩ | ૧૦૦ |

બિનખેડૂત ખાતેદારોની વધુ વિગત નીચે મુજબ છે:

કોઠા નં. ૧૭

| જ્ઞાતિ | સંખ્યા |
|---|---|
| બ્રાહ્મણ | ૨૧ |
| રજપૂત | ૬ |
| બારૈયા | ૫ |
| પાટીદાર | ૨ |
| સુથાર | ૨ |
| રબારી | ૨ |
| ભંગી | ૨ |
| ચમાર | ૧ |
| વાળંદ | ૧ |
| દરજી | ૧ |
| કુલ | ૪૩ |

૪૩ બિનખેડૂત ખાતેદારોમાંથી ૨૦ ગામમાં રહે છે, જ્યારે બાકીના ૨૩ બહારગામ રહે છે. બિનખેડૂત ખાતેદારોના લગભગ અર્ધોઅર્ધ બ્રાહ્મણો છે. તેમની સામાજિક અને ધાર્મિક ફરજોના બદલામાં આ જમીન તેમને




ભુવેલની સીમ

મળી છે. તેઓ જાતે જમીન ખેડતા નથી, પરંતુ ભાગે આપી દે છે. પોતાના નિર્વાહાર્થે તેઓ શિક્ષણકાર્ય અથવા વેપારધંધો કરે છે. બાકીના બિનખેડૂત ખાતેદારોમાં કેટલાક સગીર ઉમરના છે, જ્યારે થોડાક નોકરી ધંધા અંગે બહારગામ રહેતા છે.

છેલ્લાં દસ વર્ષમાં ખેડૂતોએ ૫૭ વીઘા જમીન બિનખેડૂતોને વેચી તથા ૪૩ વીઘા જમીન બિનખેડૂતો પાસેથી ખરીદી છે. એટલે બિનખેડૂતો પાસે ૧૪ વીઘા જમીન ગઈ. એ જ રીતે છેલ્લાં દસ વર્ષમાં ખેડૂતોએ ૧૧૯ વીઘા જમીન બિનખેડૂતોને ત્યાં ગીરો મૂકી, તથા ૨૫ વીઘા જમીન બિનખેડૂતો પાસેથી ગીરો લીધી, એટલે બિનખેડૂતો પાસે ૯૪ વીઘા જમીન ગીરો રહી.

આ આંકડાઓ પરથી જોઈ શકાય છે કે ગીરો તેમજ વેચાણ જમીન બિનખેડૂત વર્ગ પાસે ગઈ તો છે જ, પરંતુ તેનું પ્રમાણ મોટું નથી.

ગામનાં ૧૩૩ કુટુંબો ૧૩૩૪ વીઘા જમીન ખેડે છે. ગામના ખાતેદારોની બધી જ જમીન તેઓ ખેડે છે. તે ઉપરાંત ગામની બહારગામના ખાતેદારોની માલિકીની કેટલીક જમીન પણ તેઓ ખેડે છે. ખેતી કરતા કુટુંબ દીઠ દસ વીઘા ખેડેલી જમીન આવે છે, જ્યારે વસ્તીની ગણત્રીએ માથા દીઠ સવા વીઘો ખેડેલી જમીન આવે છે.

**ખેડૂતો**

૧૩૩૪ વીઘા ખેડેલી જમીન ૫૨૩ ટુકડાઓમાં વહેંચાયેલી છે. ટુકડા દીઠ સરેરાશ અઢી વીઘા જમીન થઈ. ખેડૂત દીઠ ખેડેલી જમીનના આવા ચાર ટુકડા થયા.

નાનામાં નાનો ટુકડો અર્ધા વીઘાનો છે, જ્યારે મોટામાં મોટો ટુકડો ૧૬ વીઘાનો છે. જે જમીન તમાકુવાડાની ગણાય છે, એટલે કે જે જમીનમાં છેલ્લાં કેટલાંય વર્ષોથી તમાકુ ઉગાડાય છે તે જમીનના ટુકડા વધારે નાના છે. આ જમીન ઘણી કીમતી હોવાથી તેમજ તેમના નિર્વાહનો આધાર તેના પર હોવાથી ખેડૂતો આ જમીનનો એક પણ ટુકડો જતો કરવા તૈયાર હોતા નથી. આ જમીનના બધા ટુકડા અર્ધા વીઘાથી બે વીઘા સુધીના છે. બે વીઘાથી મોટા ટુકડો ક્વચિત જ નજરે પડે છે; જ્યારે બાકીની જમીનમાં ૮ થી ૧૬ વીઘાના ટુકડા સામાન્ય છે. (જુઓ પાસેના પાના ૫૨ આપેલો નકશો.)

ટુકડા નાના છે, તે ઉપરાંત કોઈપણ ખેડૂતના બધા ટુકડા એકસાથે નથી. ઉપર આપણે જોયું કે ખેડૂત દીઠ સરેરાશ ૧૦ વીઘા જમીન છે, અને અઢી વીઘાના ચાર એવા ટુકડાઓમાં વહેંચાયેલી છે. પરંતુ આ ચારે

ટુકડાઓ એક ઠેકાણે હોવાને બદલે જુદે જુદે સ્થળે આવેલા છે. મોટા ખેડૂતોની પણ આ જ સ્થિતિ છે. ૫૦ વીઘા જેટલી જમીન ખેડતા હોય, પણ બધી જ વેરવિખેર તેમજ નાના નાના ટુકડાઓમાં. પરિણામે ખેડૂતને કામમાં અનેકગણો વધારો થાય છે, તેમજ તે તેની ખેતીને સુધારી શકતો નથી. જમીન વેરવિખેર અને નાના નાના ટુકડાઓમાં વહેંચાયેલી હોવાથી સારાં સાધનોનો ઉપયોગ ખેડૂત કરી શકતો નથી. ખેતીસુધારણા માટે મોટામાં મોટો કોઈ પ્રશ્ન ઉકેલવાનો હોય તો તે આ નાના વેરવિખેર ટુકડાઓને એક જથ્થે કરવાનો.

જુદા જુદા ખેડૂતો વચ્ચે ખેડેલી જમીનની વહેંચણી નીચે મુજબ છે :

કોઠા નં. ૧૮

| ખેડેલી જમીન | ખેડૂતની સંખ્યા | ક્ષેત્રફળ (વીઘામાં) | | |
|---|---|---|---|---|
| | | પીત | બીનપીત | કુલ |
| ૧ વીઘાથી ઓછી | ૩ | — | ૨–૧૬ | ૨–૧૬ |
| ૫ ,, ,, | ૪૫ | ૩૩–૧૨ | ૯૪—૦ | ૧૨૭–૧૨ |
| ૧૦ ,, ,, | ૩૧ | ૫૮–૧૩ | ૧૭૪–૪ | ૨૩૨–૧૭ |
| ૧૫ ,, ,, | ૨૪ | ૯૮–૧૫ | ૧૮૧–૧ | ૨૭૯–૧૬ |
| ૨૫ ,, ,, | ૧૯ | ૯૩–૧૦ | ૨૪૯–૧૮ | ૩૪૩—૮ |
| ,, ,, વધારે | ૧૧ | ૧૪૬—૨ | ૨૦૨–૨ | ૩૪૮—૪ |
| કુલ | ૧૩૩ | ૪૩૦–૧૨ | ૯૦૪–૧ | ૧૩૩૪–૧૩ |

૨૩ ટકા ખેડૂતો ૫૦ ટકા જમીન ખેડે છે, જ્યારે બાકીના ૭૭ ટકાને ભાગે ૫૦ ટકા જમીન આવે છે.

ખેડેલી જમીનની જ્ઞાતિવાર વહેંચણી નીચે મુજબ છે :

કોઠા નં. ૧૯

| જ્ઞાતિ | ખેડૂતની સંખ્યા | ક્ષેત્રફળ | ટકા | વસ્તીના ટકા |
|---|---|---|---|---|
| પાટિદાર | ૪૭ | ૭૧૩–૧૫ | ૫૩·૧ | ૨૭·૪ |
| બારૈયા | ૧૮ | ૧૨૬–૧૭ | ૧૦·૫ | ૧૧·૨ |
| ઢેડ | ૧૮ | ૧૧૧–૧૨ | ૮·૪ | ૧૪·૧ |
| રજપૂત | ૧૮ | ૨૨૫—૩ | ૧૭· | ૧૦·૭ |
| બ્રાહ્મણ | ૫ | ૨૧–૧૨ | ૧·૫ | ૭·૨ |
| રબારી | ૩ | ૧૨–૧૧ | ૧ | ૫· |
| રાવળ | ૫ | ૨૦—૮ | ૧·૪ | ૫·૬ |
| કુંભાર | ૫ | ૧૦–૧૯ | ૧· | ૩·૬ |
| ઘાળંદ | ૬ | ૩૮—૮ | ૩· | ૫· |

| | | | | |
|---|---|---|---|---|
| ભંગી | ૨ | ૧૫—૨ | ૦૨ | ૧૦૮ |
| ચમાર | ૪ | ૨૧—૫ | ૧૦૫ | ૨૦૪ |
| સુથાર | ૧ | ૫-૧૭ | ૦૪ | ૧૦૩ |
| લુહાર | — | — | — | ૦૫ |
| દરજી | — | — | — | ૦૭ |
| પૂજારી | — | — | — | ૦૮ |
| વહોરા | ૧ | ૧૧—૪ | ૧ | ૧૦૯ |
| ઓડ | — | — | — | ૦૮ |
| કુલ | ૧૩૩ | ૧૩૩૪૦૧૩ | ૧૦૦ | ૧૦૦ |

ઉપરના આંકડા પરથી જોઇ શકાય છે કે જમીનની માલિકીની માફક ખેડેલી જમીનમાં પણ પાટીદાર તથા રજપૂત અગ્રસ્થાને છે. કુલ ખેડૂતોના ૫૦ ટકા આ બે જ્ઞાતિઓમાંથી આવે છે, જ્યારે તેઓ કુલ જમીનના ૭૦ ટકા ખેડે છે. બાકીના ૫૦ ટકાને ભાગે ૩૦ ટકા જમીન આવે છે, તેથી તેમાંના મોટાભાગનાને મજૂરી પર નિર્વાહ કરવો પડે છે.

**બ્રહ્મોત**

ગામનાં ૧૩૩ ખેડૂત કુટુંબો ૧૩૩૪ વીઘા જમીન ખેડે છે તે આપણે ઉપર જોયું. તેમાંથી ૭૦૫ વીઘા જમીનની માલિકી તે જમીન ખેડતાં ખેડૂત કુટુંબોની જ છે. બાકીની ૬૨૯ વીઘા જમીન ભાગે ખેડાય છે. આ ૬૨૯ વીઘા જમીનની વધુ વિગતો નીચે મુજબ છે:

કોઠા નં. ૨૦

| | | |
|---|---|---|
| બહારગામના | ખાતેદારોની | ૬૦ વીઘા |
| ગામના બિનખેડૂત | ,, | ૩૬૯ વીઘા |
| ખેડૂતોએ અંદર અંદર આપલે કરેલી | | ૨૦૦ વીઘા |
| કુલ ભાગે ખેડાયેલી | | ૬૨૯ વીઘા |

ઉપરના કોઠાની પહેલી બે રકમો તો સ્પષ્ટ છે. ત્રીજી રકમ સ્પષ્ટતા માગી લે એવી છે. ખેડૂતો પોતાની માલિકીની બધીજ જમીન જાતે ખેડતા નથી હોતા. તેમાંની કેટલીક તેઓ જાતે ખેડે છે, અને કેટલીક ભાગે ખેડવા આપે છે, અને એ જ રીતે બીજી કેટલીક જમીન તેઓ ભાગે ખેડવા પણ રાખે છે. આમ કરવાનું કારણ એ છે કે તેમની જમીન ઉપર કહ્યું તેમ બધે પથરાયેલી હોય છે, એક ઠેકાણે નથી હોતી, તેથી તેઓ બધે પહોંચી શકતા નથી. બધે દોડાદોડ કરવાનું શક્ય ન હોવાથી તેઓ અંદરોઅંદર આવી કેટલીક આપલે કરી લઇ જમીનના વેરવિખેર નાના ટુકડાઓથી થતા

ગેરલાભ ટાળવાના પ્રયત્ન કરે છે. પોતાની પાસે આવેલા બીજા માલિકના એક ટુકડાને તે ભાગે રાખે છે, જ્યારે પોતાનો દૂર આવેલ ટુકડો તેની પાસેના કોઈ ખેડૂતને ભાગે ખેડવા આપે છે.

આમ કુલ ખેડાતી જમીનના ૫૧ ટકા તેના માલિકોથી અને ૪૯ ટકા ભાગે ખેડાય છે.

ભાગે અથવા દાણે જમીન નીચેની ચાર રીતોએ અપાય છે :

(૧) જમીનનો માલિક પોતે જમીન ખેડે છે, તથા પાક તૈયાર કરે છે. પરંતુ મજૂરીનું બધું કામ–વાઢવાનું, નીંદવાનું, મસળવાનું વગેરે કોઈકને સોંપી દે છે, તથા પાક સાચવવાની જવાબદારી પણ એને સોંપે છે. મજૂરીના તથા સાચવવાના બદલામાં પાકનો ચોથો ભાગ તે માણસને મળે છે.

(૨) જમીનનો માલિક ખેડૂતને અધભાગે જમીન ખેડવા આપે છે. ખાતરનો ખર્ચ, મહેસૂલ, તથા જમીનની કાયમી સુધારણાનો ખર્ચ માલિકને શિરે છે. બાકીનો બધો જ ખર્ચ ખેડૂતને શિરે. બીનું ખર્ચ પણ ખેડૂતને શિરે. ખેડૂત અને માલિક બંને સરખે ભાગે પાક વહેંચી લે છે.

(૩) ઉપરની જેમ જ, પરંતુ પીત જમીન હોવાને કારણે પીતને કારણે થતો ખાતરનો ખર્ચ માલિકને માથે, જ્યારે પિયાવાનો ખર્ચ ખેડૂતને શિરે. સરખે ભાગે પાક વહેંચે છે.

(૪) ઉપરના ત્રણ પ્રકારોની માફક આમાં પાક વહેંચવામાં આવતો નથી, પરંતુ અમુક રોકડ રકમ નક્કી કરવામાં આવે છે, જેને દાણ કહેવામાં આવે છે. જમીનમાં ગમે તેટલો પાક થાય, પણ ખેડૂતે નક્કી કરેલી દાણ ભરવાની હોય છે. જમીનમહેસૂલ તથા જમીનમાં કાયમના સુધારા અંગે થતો ખર્ચ માલિકને શિરે. બાકીનો બધો ખર્ચ ખેડૂતને શિરે.

ગામમાં મુખ્યત્વે ઉપરના ચાર પ્રકારે જમીન ભાગે અથવા દાણે અપાય છે. સંજોગો પ્રમાણે એમાં થોડાક ફેરફાર થાય છે. ઉપરના ચાર-માંથી બીજો ને ત્રીજો વધુ સામાન્ય છે.

ભાગનો અથવા દાણનો કરાર જેને ગણવતપટો કહેવામાં આવે છે તે દર વર્ષે નવો કરવામાં આવે છે. આ કરારમાં પાકની વહેંચણીની શરત ઉપરાંત મુખ્યત્વે નીચેની શરતો હોય છે :

(૧) જમીન પડતર રાખે તો અમુક ચોક્કસ નક્કી કરેલી રકમ આપવાની હોય છે.

(૨) જમીનનાં ચાલુ ઝાડ તથા નવાં ઉછેરેલાં ઝાડની માલિકી જમીનના માલિકની છે.

રિવાજ તરીકે ગણવતપટો દર વર્ષે કરવામાં આવે છે, પરંતુ

સામાન્ય રીતે જૂના ખેડૂતને ચાલુ રાખવામાં આવે છે. દશ, પંદર કે વીશ વર્ષ જૂના ખેડુતોના દાખલા સામાન્ય છે. ખેડૂત અને માલિક વચ્ચેના સંબંધો પર એનો આધાર રહે છે. જમીનની જાત પર પણ એનો આધાર રહે છે. સારી જમીન હોય તો ખેડૂત બીજે વર્ષે રાખવા લલચાય છે, નહિ તો પડતી મૂકે છે.

જાતે ખેડાતી તથા ભાગે અપાતી જમીનની ખેતીમાં ચોક્કસ પણે એક જાતનો ફેર રહેતો હોય છે. પોતાની જ જમીન હોય તો ખેડુત એની જાત સુધારવાના બધા ઉપાયો લે છે, ઝાડ ઊછેરે છે, વાડો બરાબર રાખે છે, ખાતર પણ બરાબર ભરે છે. ભાગે લીધેલી જમીનમાં તે આટલી દરકાર લેતો નથી, કારણકે તે જ જમીન બીજે વર્ષે મળવાની તેને ખાત્રી હોતી નથી. પરિણામે તુરતનો લાભ આપે એવા પાકો લેવા તરફ એનું ધ્યાન દોરાય છે. આને લીધે જમીનની જાત પણ હલકી થાય છે.

સામાન્ય રીતે જમીનના જે માલિકો ગામમાં જ રહે છે તે જમીનની સારી દરકાર લે છે. બહાર ગામ રહેતા ખાતેદારો ખાસ દરકાર લેતા નથી.

કયો પાક લેવો તે ભાગે આપેલી જમીનમાં જમીનનો માલિક નક્કી કરે છે, જ્યારે દાણે આપેલી જમીનમાં ખેડૂત નક્કી કરે છે. પાકની વહેંચણી માલિકને ઘેર થાય છે. માલિકને ઘેર વહેંચણી થતી હોવાથી વહેંચણી અંગેના ઝઘડા પડતા નથી, પરંતુ ખેતરમાંથી સીધો પાક ચોરી જવાના બનાવો બને છે ખરા.

પાકના ભાગ ઉપરાંત ખેડૂતના બળદ જમીનનો માલિક જ્યારે જરૂર પડે ત્યારે પોતાના ઉપયોગમાં લે છે. આ સિવાય બીજી કોઈ મદદ રિવાજ તરીકે ખેડુત જમીનમાલિકને આપવા બંધાયેલો નથી. એક બીજાના સંબંધોને લીધે થતી વ્યવસ્થાની વાત જુદી છે.

ખેતરની મજૂરી પર નિર્વાહ કરનારાઓની સંખ્યા ૧૬૮ની છે, જેમાં ૮૯ પુરુષો, ૪૬ સ્ત્રીઓ તથા ૩૩ બાળકોનો સમાવેશ થાય છે. ૧૦ વર્ષની

**ખેતી મજૂર**

ઉમરના બાળકથી માંડી ૬૫ વર્ષના વૃદ્ધનો પણ એમાં સમાવેશ થાય છે.

આ લોકો નીચેની જ્ઞાતિઓમાંથી આવે છે:

કોઠા નં. ૨૧

| | | | |
|---|---|---|---|
| રજપૂત | ૧ | રબારી | ૨૨ |
| બ્રાહ્મણ | ૧ | વાળંદ | ૨ |
| બારૈયા | ૨૪ | ભંગી | ૧૧ |
| રાવળ | ૨૪ | ઢેઢ | ૮૩ |
| | | કુલ | ૧૬૮ |

ઉપરના આંકડાઓ પરથી જોઈ શકાય છે કે ખેતીમજૂરો મુખ્યત્વે ઢેઢ, ભંગી, બારૈયા રાવળ તેમજ રબારીમાંથી આવે છે. આ લોકો પાસે જમીન ઘણી ઓછી છે, તેમજ નિર્વાહનું બીજું કોઈ સાધન તેમની પાસે નથી. તેથી તેમને મજૂરી પર આધાર રાખવાનો હોય છે. ૧૬૮ માંથી ૬૦ પાસે બધી મળીને ૧૩૩ વીઘા જમીન છે. બાકીના ૧૦૮ જણ પાસે સમૂળગી જમીન નથી. આમાંના કેટલાક એકેક બે બે વીઘા જમીન ભાગે ખેડવા રાખે છે, પણ તે પ્રમાણ ઘણું ઓછું છે.

૧૬૮ની સંખ્યા આખું વર્ષ મજૂરી પર આધાર રાખનારની છે, પરંતુ પાક ઉતારવાની ઋતુ વખતે તેમાં ઘણો વધારો થાય છે. ઉપર ગણાવેલી જ્ઞાતિઓમાંથી વધુ માણસોની ભરતી થાય છે. સ્ત્રીઓને ઘરકામ છોડાવી તથા બાળકોને નિશાળ છોડાવી મજૂરીએ મોકલવામાં આવે છે, કારણ કે મજૂરીના દરમાં વધારો થયો હોય છે, તથા કામ પણ વધ્યું હોય છે. આ ઉપરાંત પાસેના ગામ વતરાથી પણ મજૂરોને લાવવામાં આવે છે. આમ લગભગ બસો માણસોનો પાક ઉતારવા વખતે વધારો થાય છે. પાક ઉતારવાની ઋતુ સિવાય સામાન્ય રીતે બીજે વખતે પણ ગામમાં મજૂરોની તંગી જણાવાથી વતરાથી મજૂરો લાવવામાં આવે છે. આખા વર્ષ દરમિયાન આવી રીતે વતરાના ૫૦ માણસો આ ગામમાંથી રોજી મેળવે છે.

મજૂરો સવારે આઠ વાગ્યે કામ શરૂ કરે છે તે બપોરના બાર સુધી. જમ્યા પછી ફરી બે વાગ્યે શરૂ કરે છે તે ૭ સાત સુધી. આમ રોજના આઠ નવ કલાક કામ કરવાનું હોય છે. મજૂરીના દર પાકની ઋતુ દરમિયાન આખા રોજનો દોઢ રૂપિયો તથા અર્ધા રોજના બાર આના, અને બાકીના સમયમાં રોજનો એક રૂપિયો અને અર્ધા રોજના આઠ આના છે. આ ઉપરાંત પાકની ઋતુ દરમિયાન સવાર બપોરની ચા તથા બપોરના રોટલા પણ મજૂરી ઉપરાંત આપવામાં આવે છે. મજૂરી રોકડ રકમમાં ચૂકવાય છે. બાજરીને જ્યારે પગર કરવામાં આવે છે ત્યારે અને ઊપણવામાં આવે છે ત્યારે દાણા આપે છે. લડાઈ પહેલાં મજૂરીના દર આખા દિવસના ચાર થી છ આના હતા.

ગામના પ્રમાણમાં મજૂરોની સંખ્યા મોટી છે. પરંતુ આટલી સંખ્યામાં મજૂરો હોવા છતાં ગામને મજૂરોની તંગી પડે છે, એટલે બહાર ગામથી મજૂરો લાવવા પડે છે. મજૂરોની આટલી જરૂર પડવાનાં બે કારણો છે: પીત ખેતી હોવાને કારણે તેમજ તમાકુની ખેતી હોવાને કારણે કામનું પ્રમાણ ખૂબ હોય છે. ચોમાસામાં બાજરી, ડાંગર, જુવાર વગેરે પાક લેવામાં આવે છે. શિયાળામાં ઘઉંનો પાક લેવાય છે, તથા તમાકુની ખેતીનું

કામ ચાલે છે. ઉનાળામાં તમાકુનો પાક તૈયાર થાય છે, એટલે એને ઉતારવાનું તથા એને અંગેનું ઘણું કામ રહે છે. વળી ઉનાળુ બાજરી તથા જુવાર પણ લેવાય છે. આમ આખું વર્ષ ખેતીકામ ચાલ્યા કરે છે, તેથી મજૂરોની જરૂર આખા વર્ષ દરમિયાન પડે છે. કામના પ્રમાણનો પૂરતો ખ્યાલ તમાકુની ખેતીની વધુ વિગતો જાણવાથી આવી શકશે. વરસના મહિના બાર અને કામના મહિના તેર એવી ઉક્તિ અહીંના લોકો તમાકુની ખેતી માટે વાપરે છે તે યથાર્થ જ છે.

તમાકુના પાકની તૈયારી પહેલા વરસાદથી શરૂ થાય છે. તે પહેલાં જમીનમાં ખાતર ભરી રાખે છે, શેઢા તૈયાર કરે છે, તથા વાડો સાફ કરી રાખે છે. પહેલા વરસાદ પછી જેઠ, અસાડ તથા શ્રાવણ ખેડાણમાં જાય છે. ભાદરવો તથા આસો રોપાણમાં જાય છે. કારતકથી મહા સુધી પાણી વાળવાનું, પીલા તથા ડોકા કાઢવાનું તથા રાંપડી કાઢવાનું કામ ચાલે છે. મહામાં પાક તૈયાર થાય છે. તેને પાડવાનું તથા બાંધવાનું કામ છેક ચૈત્ર સુધી ચાલે છે. વૈશાખમાં બાંધેલી તમાકુને હેરફેર કરવાનું તથા પકવવાનું કામ ચાલે છે, તથા બીજા પાક માટે જમીનમાં ખાતર ભરવાનું શરૂ થાય છે. જેઠમાં પણ એ જ પ્રમાણે ચાલે છે. પાક વેચાય નહિ ત્યાં-સુધી તેને હેરફેર કરવાનું તથા પકવવાનું કામ ખેડૂતને ચાલુ રાખવું પડે છે. આ કામ પતે તે પહેલાં તો બીજા પાકની તૈયારીઓ શરૂ કરવી પડે છે. આમ આખું વર્ષ તમાકુની ખેતીમાં કામ રહેતું હોય છે.

કામ વધવાનું બીજું એક કારણ એ છે કે પાટીદારો મોટે ભાગે ખેતીનું બધું કામ મજૂરો પાસે કરાવે છે. ઘણું ઓછું કામ તેઓ જાતે કરતા હોય છે. તમાકુની આવક હોવાથી તેઓ એશઆરામી બન્યા છે. તેમની ખેતી થોડેવત્તે અંશે વેપારીખેતી બની છે. આને લીધે પણ મજૂરોની જરૂર વધારે પડે છે. પરિણામે મજુરોને લગભગ આખું વર્ષ કામ મળી રહે છે. વર્ષના બધા દિવસ બધાને કામ મળે એવું નથી હોતું, પરંતુ એમ કહી શકાય કે ખેતીમજૂરમાંથી કોઈને વર્ષમાં વધારેમાં વધારે બે મહિનાથી વધુ વખત કામ વિના રહેવું પડતું નથી.

મજૂરો તથા ખેડૂતો સાથેના સંબંધોમાં ઠરાવ્યા કરતાં ઓછા દર આપવાના, દિવસની ગણત્રીમાં ગોટાળો કરવાના વગેરે બનાવો બને છે. મજૂર સ્ત્રીઓ સાથે આડો સંબંધ રાખવાના બનાવો પણ બને છે. મજૂરોના હિતનું રક્ષણ કરતો કાયદો અમલમાં નથી, કે તેમનું પોતાનું કોઈ સંગઠન નથી. બહારગામથી આવતા મજૂરો ઓછે દરે કામ કરતા હોવાથી દરમાં વધારો થઈ શકતો નથી.

## (ખ) જમીન મહેસૂલ

૧૯૨૧-૨૨માં થયેલ રિવિઝન સેટલમેન્ટ પ્રમાણે જમીન-મહેસૂલના દર નીચે મુજબ છે :

| | | | રૂ. આ. પા. |
|---|---|---|---|
| (૧) જરાયત જમીન– | ઊંચામાં ઊંચો દર | વીઘે | ૬—૦—૦ |
| | નીચામાં નીચો દર | ,, | ૦-૧૧—૦ |
| | સરાસરી દર | ,, | ૪—૦—૦ |
| (૨) ક્યારી જમીન– | સરાસરી દર | ,, | ૩-૧૧—૦ |

ગામમાં ક્યારી જમીન ફક્ત ૭૦ વીઘા છે, જ્યારે બગાયત જમીન બિલકુલ નથી.

ગામની કુલ ખેડાણ જમીન ૧૯૩૪ વીઘાનું જમીન મહેસૂલ રૂા. ૫૯૪૯-૧૨-૦ છે, જ્યારે ખેડવા સિવાયના બીજા વપરાશ માટેની જમીન જેવી કે ગૌચર વગેરેનું મહેસૂલ રૂા. ૯૪-૨-૦ આકારાયેલું છે, પરંતુ તે માફ થયેલું છે.

બારખલી નામે ઓળખાતી જમીનનું મહેસૂલ જેટલું આકારાયું હોય છે તેટલું લેવામાં આવતું નથી, પરંતુ ઓછું લેવાય છે. આનું કારણ એ હોય છે કે એ જમીન જુદે જુદે વખતે જુદી જુદી સેવાઓ જેમણે બજાવી હોય છે, અથવા જેઓ હાલ બજાવતા હોય છે તેમને તે જમીન આપવામાં આવી હોય છે. એમની સેવાઓના બદલામાં રાજ્ય તેમની પાસેથી ઓછું મહેસૂલ લે છે. બારખલી જમીનની વિગતો નીચે મુજબ છે. બારખલીમાં પણ જુદા જુદા પ્રકારો હોય છે.

કોઠા નં. ૨૨

| બારખલીનો પ્રકાર | ક્ષેત્રફળ વીઘા વસા | આકારાયેલ મહેસૂલ રૂા. આ. પા. | ઉઘરાવવામાં આવતું મહેસૂલ રૂા. આ. પા. | ખોટ રૂા. આ. પા. |
|---|---|---|---|---|
| ૧ દેવસ્થાન | | | | |
| અ નીલકંઠેશ્વર મહાદેવ | ૨-૧૩ | ૭—૧—૦ | ૧—૩—૦ | ૫-૧૪—૦ |
| બ શ્રી માતાજી | ૧—૪ | ૩-૧-૦ | ૦—૪—૦ | ૨-૧૩—૦ |
| ૨ જાત ધર્માદા | ૧૦૭—૪ | ૩૧૫-૧-૦ | ૧૨૭—૬-૧૦ | ૧૮૭-૧૦—૨ |
| ૩ હડિયા | ૩૬—૯ | ૩૬-૫-૦ | ૧૨—૯—૮ | ૨૩-૧૧—૪ |
| ૪ ઈનામ | ૬-૧૯ | ૨૧-૩-૦ | ૨-૧૦—૫ | ૧૮—૮—૭ |
| ૫ વેચાણિયા | ૩૦—૪ | ૭૯-૧૦-૦ | ૩૧—૪-૧૧ | ૪૮—૫—૧ |
| ૬ ધર્માદાચાકરી | ૩૮-૧૨ | ૧૧૪-૧૨-૦ | ૨૪-૧૦—૨ | ૯૦—૧-૧૦ |
| ૭ વતન | ૩૦—૬ | ૧૧૭-૧-૦ | ૯૬—૨—૯ | ૨૦-૧૪—૩ |
| કુલ | ૨૫૩-૧૧ | ૬૯૪-૨-૦ | ૨૯૬—૩—૯ | ૩૯૭-૧૪—૩ |

આ રીતે લગભગ ૪૦૦ રૂ. નું મહેસૂલ આકારાયા કરતાં ઓછું લેવાય છે. આમાંથી પહેલા પાંચ પ્રકાર કાયમના છે. તે જમીનોના માલિકો પાસેથી જે કોઈ ખરીદે તેને પણ ઓછું મહેસૂલ ભરવાનું હોય છે. છેલ્લા બે પ્રકાર કાયમના નથી. નવા ખરીદનારને આકારાયેલ મહેસૂલ ભરવું પડે છે.

મહેસુલ ન ભરવું પડે એવી જમીન બિલકુલ નથી. ચાલુ મહેસૂલ ૧૯૩૯–૪૦ના ધોરણ મુજબનું છે. એ પહેલાં મહેસુલની રકમ રૂ. ૮૦૫૨–૭–૦ હતી. ૧૯૩૯–૪૦માં હિમ પડવાથી પાકને ઘણું નુકસાન થયેલુ તેથી રાજ્યે નીચે મુજબની રાહત આપેલી :

(૧) કાયમની માફી ચાર આના
(૨) તે વર્ષ પૂરતી માફી ચાર આના
(૩) તેહકુબી ચાર આના

તે વર્ષે ખેડૂતોને માત્ર ચાર આની ભરવી પડેલી. તે સાલથી ચાર આનાની કાયમી માફી મળી છે. અત્યારે ગામ મહેસૂલ પેટે રૂ. ૫૯૪૯–૧૨–૦ ભરે છે.

મહેસૂલ ભરવા માટે ખેડૂતોને બે હપ્તા મળે છે. પહેલો હપ્તો ચોમાસુ પાક પછી, ને બીજો તમાકુ ઘેર આવ્યા પછી. જેમની મહેસૂલ ન ભરાઈ હોય તેવા ૫૧ ખાતેદારો છે. મહેસૂલ બાકી ખાતેદારોમાં મોટા ભાગના ઉદેલના છે. મહેસૂલ ઉઘરાવવા અંગે અહીં ખાસ કંઈ મુશ્કેલી પડતી નથી. તમાકુની ખેતીને લીધે આમ બને છે.

આ ગામમાંથી મહેસૂલ કરતાં અનેકગણી આવક રાજ્યને તમાકુની જકાતમાંથી મળે છે. ગામમાંથી જે તમાકુ રાજ્યની હદ બહાર જાય છે

**જકાત**

તેના પર દર રતલે ૯ આના લેખે મણે રૂ. ૨૨–૮–૦ જકાત લેવાય છે. આ ગામની મોટા ભાગની તમાકુ રાજ્યની બહાર જાય છે તેથી રાજ્યને જકાતની આવક આ ગામમાંથી સારી થાય છે. રાજ્યને અત્યારે જકાતની આવક આ ગામમાંથી સરેરાશ દોઢ લાખ રૂપિયાની થાય છે.

જે વેપારીઓ ગામની તમાકુ ખરીદે છે તેમના દલાલો તેમના વતી જકાત ભરી દે છે. ગામમાં આવા ચાર દલાલો છે. આ લોકો વેપારીઓ વતી બધી જ તમાકુ ખેડૂતો પાસેથી ખરીદે છે.

**(ગ) વેચાણ**

અહીં થતો તમાકુ સિવાયનો પાક લોકોની જરૂરિયાત પૂરતો હોવાથી તેને વેચવાનો સવાલ ઊભો થતો નથી. તમાકુના વેચાણ માટે જ ખેડૂતોએ વિચાર કરવાનો રહે છે.

અહીંની બધી તમાકુ તપખીર બનાવવાના કામમાં વપરાય છે. મોટા ભાગની તમાકુ શિહોરના તપખીર બનાવનારા વેપારીઓ ખરીદે છે. બાકીની આણંદ તથા ઉમરેઠના તપખીર બનાવનારા વેપારીઓ ખરીદે છે.

આ વેપારીઓ વતી તેમના દલાલો જે આ ગામના છે તેઓ ખેડુતો પાસેથી બધી તમાકુ ખરીદે છે. વેપારીને સીધી ખેડૂત વેચતો નથી, કારણ તેને બહાર ગામના માણસ સાથે લેવડદેવડમાં ઊતરવું ફાવતું નથી. બધી જ તમાકુ ગામમાં જ વેચાય છે, એટલે ખેડૂતને તેના માલનાં વેચાણ માટે ગામ બહાર જવાની જરૂર પડતી નથી. પાક તૈયાર થાય ત્યારે વેપારી ગામમાં આવે છે અને જુદા જુદા ખેડૂતોની તમાકુ જોઈ પસંદ કરી તેની ખરીદી કરવાનું કામ પોતાના દલાલને સોંપે છે. કેટલીક વખત તો ઊભા પાકના પણ સોદા થાય છે. માલના વેચાણ માટે ખેડૂતને દલાલ પર આધાર રાખવાનો હોય છે. જો દલાલ ધારે તો તેના માલના બે ટકા તેને વધારે અપાવી શકે, અને ધારે તો બે ટકા ઓછા પણ અપાવે. આ દલાલો પોતે પણ તમાકુ ઉગાડતા હોય છે, અને એમને માટે એમ કહેવાતું હતું કે તેઓ પોતાના માલના એ જ કોટીના બીજા ખેડૂતના માલ કરતાં બે ચાર ટકા વધુ મેળવતા.

દલાલને તેની મહેનતના બદલામાં ખેડૂત તરફથી એક ટકો અને વેપારી તરફથી એક ટકો તથા મણે ચાર આના મળે છે. આમ ૧૦૦ રૂા. ના માલના વેચાણ પર દલાલને એકંદરે રૂા. ૨-૪-૦ મળે છે ( મણના રૂા. ૨૫ ગણતાં ). તમાકુ પર જ્યારથી જકાત પડી છે, ત્યારથી વેપારીઓ આખાં પાંદડાં લઈ જવાને બદલે તેની ભૂકી લઈ જાય છે. એટલે પાંદડાંની ભૂકી કરાવવાનું કામ પણ દલાલો કરી આપે છે, અને તે બદલામાં વેપારીઓ તરફથી તેમને વધારાનું મહેનતાણું મળે છે.

દલાલને ૧ ટકો આપવા ઉપરાંત ખેડુતે વેપારીને જો રોકડા પૈસા જોઈતા હોય તો સાડા સાત ટકા, અને એક મહિના પછી પૈસા લે તો સાડા છ ટકા વટાવના કાપી આપવા પડે છે. એટલે ખેડૂતને તેના ૧૦૦ રૂા. ના માલના રોકડા લે તો ૯૧½ રૂા. અને મહિના પછી લે તો ૯૨½ રૂા. મળે છે.

વેપારી તમાકુ ખરીદ્યા પછી તેને તપખીર બનાવી વેચે ત્યાંસુધીનાં પગથિયાં હવે જોઈ લઈએ, જેમાંથી આપણને રસપ્રદ તેમજ ઉપયોગી માહિતી મળશે.

એક મણ તમાકુનો ભાવ અત્યારે રૂા. ૨૫ ગણાય છે. તે હિસાબે નીચેની માહિતી એકઠી કરી છે.

એક મણ તમાકુના વેચાણમાંથી ખેડૂતને રોકડા રૂ. ૨૩–૨–૦ મળે છે, જ્યારે વેપારીને તેની પડતર કીમત રૂ. ૨૩–૧૧–૦ થાય છે. વચ્ચેના નવ આના દલાલને તેની દલાલીના મળે છે.

વેપારીને પડતર કીમત ૧ મણ તમાકુની રૂ. ૨૩–૧૧–૦

**બીજા ખર્ચો**

| | |
|---|---|
| ધર્માદા | ૦—૨–૦ |
| વખારભાડું | ૦—૨–૦ |
| જોખામણ | ૦—૧–૦ |
| ભૂકી પડાવવાના | ૧—૮–૦ |
| બંધામણ | ૦–૧૦–૦ |
| ગાડાભાડું | ૦—૨–૦ |
| મારફત | ૦—૩–૦ |
| રેલ્વેનૂર | ૦—૩–૦ |
| સ્ટેશનથી શહેરમાં લઇ જવાનું ભાડું | ૦—૧–૦ |
| એક મણ તમાકુને ભૂકી કરાવ્યા પછી તેનું વજન ૨૫ શેર થાય છે. શેરના નવ આના લેખે ૨૫ શેર પરની જકાતના | ૧૪—૧–૦ |
| તપખીર બનાવવાનું ખર્ચ શેરના ચાર આના લેખે | ૬—૪–૦ |
| ૨૫ શેર તપખીરની વેપારીને પડતર કીમત | ૪૭—૦–૦ |

આ તપખીરનો બજાર ભાવ શેરના ૩ રૂ. છે તે રીતે વેપારીને એના ૭૫ રૂ. ઊપજે છે. તેની પડતર કિંમત બાદ કરતાં આમ તેને રૂ. ૨૮ નો ચોખ્ખો નફો થાય છે.

૨૫ રૂ. ના. ભાવે ખરીદેલી એક મણ તમાકુમાંથી વેપારીને ૨૮ રૂ. નફો કરતો જોઇ પહેલો જ પ્રશ્ન એ થશે કે તો પછી ગામમાં જ તપખીર બનાવવાનું કામ કેમ કોઈ નથી કરતું ? તપખીર બનાવવાનું કામ ઘણું ચોકસાઇવાળું, નાજુક તથા કારીગરીનું છે. એને તૈયાર કરી બજારમાં ખપાવવાનું કામ લાંબી ધીરજ તથા કુનેહનું છે. આ મુશ્કેલીઓનો સામનો કરી ઉદ્યોગ શરૂ કરવાની હિંમત એકલે હાથે ગામડાનો માણસ ન કરે એ સમજાય એવું છે. રાજ્યે એને માટે મદદ કરવી જોઇએ.

માલ લઈ જવાની જવાબદારી વેપારીને માથે છે, એટલે તે પૂરતી ખેડૂતને કંઈ મુશ્કેલી નડતી નથી. વેપારીઓ માલ ગાડામાં કે મોટરલૉરીમાં લઈ જાય છે. પરંતુ માલ લાવવા લઇ જવા માટે વાહનની તથા રસ્તાની

સારી સંગવડ ન હોવાને કારણે ખેડુતો શાકભાજી કે ફળફળાદિનું વાવેતર નથી કરતા એ આપણે જોયું છે. જો આ સગવડ મળે તો ખેડૂતોને ખંભાત તથા આણુંદનાં બજારની સગવડ મળવાને લીધે તેઓ શાકભાજી તથા ફળફળાદિનું વાવેતર કરવા તરફ જરૂર પ્રેરાય એમ છે.

તમાકુનું વેચાણ વ્યક્તિગત દલાલો મારફતે કરવાને બદલે સહકારી ધોરણે ન થઈ શકે ? નાણાંની ધીરધારના કામમાંથી બહાર આવીને આવું બીજું કામ હાથ લેવાની સહકારી મંડળીઓ હજુ હિંમત નથી કરતી. એ માટેની માનસિક ભૂમિકા હજુ તૈયાર નથી થઈ. આખું જીવન સહકારી ધોરણે ગોઠવવાનો આદર્શ તેમની સમક્ષ હજુ યોગ્ય રીતે મુકાયો નથી. આને લીધે તે ધીરધારના કામથી જ સંતોષ માની લે છે. બાકી માલ-વેચાણનું કામ સહકારી મંડળીઓ હાથમાં કેમ ન લે એ સમજાય એવું નથી. વેચાણ અંગે જે કંઈ મુશ્કેલીઓ છે તેનો વ્યક્તિગત દલાલ સામનો કરી શકે છે, તો પછી સહકારી મંડળી તેનો સામનો કેમ ન કરી શકે ! પ્રામાણિક માણસોની સહકારી મંડળીના કામકાજમાં ઘણી જરૂર પડે છે. તેમના સિવાય સહકારી મંડળી નાણાંની ધીરધારનું કામ પણ બરાબર ન કરી શકે. પણ જે મંડળી પાસે આવા માણસો હોય તેણે તો માલ વેચાણ-નું કાય હાથ લેવું જ જોઈએ. નાણાંની ધીરધારના કામ કરતાં આ કામમાં કોઈ વિશિષ્ટ શક્તિઓની જરૂર પડે છે એવું નથી.

તમાકુના ભાવોમાં છેલ્લાં કેટલાંક વર્ષોમાં થયેલી હેરફેર જોઈ લઈએ.

કોઠા નં. ૨૩

| | | મણના |
|---|---|---|
| ૧૯૪૨ના ઓગષ્ટ પહેલાં અને ત્યાંસુધી | | ૩ રૂ. |
| ૧૯૪૩ | જાન્યુઆરી | ૧૨ રૂ. |
| ,, | એપ્રિલ | ૭ રૂ. |
| ૧૯૪૪ | માર્ચ | ૧૭ રૂ. |
| ,, | જૂન | ૧૫–૨૧ રૂ. |
| ,, | ઓકટોબર | ૨૫–૨૮ રૂ. |
| ,, | ડિસેંબર | ,, |
| ૧૯૪૫ | જાન્યુઆરી | ,, |
| | ફેબ્રુઆરી | ૧૩ |
| | એપ્રિલ | ૩૭ |
| | મે | ,, |
| | જૂન | ૨૫ |
| | ઓકટોબર | ૩૦–૩૬ |

| | | |
|---|---|---|
| ૧૯૪૬ | મે | ૩૦–૩૩ |
| | જુલાઈ | ૨૮ |
| | ડિસેંબર | ,, |

### (ઘ) જમીનની કીમત

જમીનની કીમતમાં થયેલા ફેરફારના આંકડા સહકારી મંડળીએ પોતાના સભ્યોની આર્થિક સ્થિતિ જાણવા માટે તૈયાર કરેલાં સ્થિતિપત્રકોમાંથી લીધા છે.

કોઠા નં. ૨૪

| સાલ | કીમત રૂા. | સાલ | કીમત રૂા. |
|---|---|---|---|
| ૧૯૧૩ | ૯૦ | ૧૯૩૨ | ૧૯૪ |
| ૧૯૧૪ | ૧૦૦ | ૧૯૩૮ | ૧૯૭ |
| ૧૯૨૩ | ૧૫૦ | ૧૯૪૫ | ૩૫૦ |
| ૧૯૨૬ | ૨૫૦ | | |

યુદ્ધ પહેલાં જે જમીનના વીઘે રૂ. ૨૦૦ હતા તેના અત્યારે રૂા. ૩૫૦ થયા છે. પરંતુ આ તો સરાસરી કીમત છે. તમાકુવાળી જમીનના અત્યારે વીઘે રૂા. ૧૦૦૦ થી રૂા. ૨૦૦૦ ગણાય છે.

### (ઙ) જીવનનિર્વાહ માટે કેટલા ખેડૂતો પાસે પૂરતી જમીન છે?

હવે આપણે કેટલા ખેડૂતો પાસે તેમના જીવનનિર્વાહ માટે પૂરતી જમીન છે તેની તપાસ કરીએ.

એક પુરુષ, એક સ્ત્રી તથા ત્રણ બાળકો મળી પાંચ માણસોના એક કુટુંબને તેમના ભરણપોષણ માટે અત્યારના સંજોગોમાં ઓછામાં ઓછો કેટલો વાર્ષિક ખર્ચ થાય તેના આંકડા નીચે આપ્યા છે:

કોઠા નં. ૨૫

| | | |
|---|---|---|
| ૧. | જીવન ટકાવવા માટે જેટલા ખોરાકની ઓછામાં ઓછી જરૂર છે તેનો આધાર લઈ કરેલી ગણત્રી મુજબ ખોરાકી ખર્ચ | ૧૦૦૦ રૂા. |
| ૨. | બત્તીબળતણ | ૫૦ રૂા. |
| ૩. | કપડાં | ૨૫૦ રૂા. |
| ૪. | જોડા | ૨૫ રૂા. |
| ૫. | કેળવણી | ૧૦ રૂા. |
| ૬. | મહેસૂલ | ૫૦ રૂા. |
| ૭. | દવાદારૂ, સામાજિક પ્રસંગ, ઘર મરામત, મુસાફરી ખર્ચ વગેરે પરચૂરણ ખર્ચો. | ૧૧૫ રૂા. |
| | | ૧૫૦૦ રૂા. |

પાંચ માણસના કુટુંબને વાર્ષિક રૂા. ૧૫૦૦ ની ઓછામાં ઓછી આવક અત્યારે પોતાના ભરણપોષણ માટે જોઈએ. ડૉ કુમારાપ્પાએ માતર તાલુકાની ૧૯૨૯માં કરેલી આર્થિક તપાસમાં એક માણસની ઓછામાં ઓછી જરૂરિયાત વાર્ષિક રૂા. ૧૦૦ ની ગણાવી હતી. પાંચ માણસના કુટુંબ માટે રૂા. ૫૦૦ની ગણત્રી કરતાં અને તે વખતના અને અત્યારના ભાવોમાં થયેલા ત્રણ ગણા વધારાને સરખાવતાં જણાશે કે ઉપરનો આંકડો વધારે પડતો નથી.

એ જ રીતે હમણાં ડૉ. રાધાકમલ મુકરજીએ યુદ્ધ પહેલાંના ભાવોની ગણત્રીએ એક કુટુંબની ઓછામાં ઓછી માસિક જરૂરિયાત રૂા. ૪૦ની ગણાવી છે તેની સાથે સરખાવતાં પણ ઉપરનો આંકડો વધારે પડતો નહિ જણાય.

ત્યારે વાર્ષિક રૂા. ૧૫૦૦ની ઓછામાં ઓછી આવક તેને કેટલી જમીનમાંથી મળી રહે તેની હવે ગણત્રી કરીએ.

૧ વીઘા તમાકુની જમીનમાંથી જો સારો પાક થાય તો ખેડૂતને અત્યારના ભાવને હિસાબે (મણના ૨૫ રૂા.) રૂા. ૪૦૦ની ચોખ્ખી આવક થાય છે. આ ગણત્રીએ તેની પાસે વાર્ષિક રૂા. ૧૫૦૦ની આવક મેળવવા માટે ઓછામાં ઓછી તમાકુવાળી ચાર વીઘા જમીન જોઈએ.

તમાકુ સિવાયની બિનપીત જમીનમાંથી જો સારો પાક ઊતરે તો ખેડૂતને વીઘે રૂા. ૫૦ થી ૭૫ની ચોખ્ખી આવક થાય છે. એ રીતે ઓછામાં ઓછી આવક મેળવવા માટે તેની પાસે આવી ઓછામાં ઓછી ૨૫ વીઘા જમીન જોઈએ.

ઉપરની જમીનની આવકમાં એ સમજી લેવાનું કે જમીનની માલિકી પણ ખેડૂતની પોતાની જ હોય. નહિ તો અર્ધો ભાગ તેણે માલિકને આપી દેવાનો રહે. એટલે જમીનની માલિકી ખેડૂતની પોતાની જ હોય અને તે જાતે જમીન ખેડતો હોય એ ગણત્રીએ પાંચ માણસના ખેડૂત કુટુંબ પાસે તેના જીવન ગુજરાન માટે તમાકુવાળી ચાર વીઘા જમીન અથવા બિનપીત ૨૫ વીઘા જમીન ઓછામાં ઓછી હોવી જોઈએ.

કુદરતી અકસ્માત, ભાવની અનિયમિત હેરફેર વગેરેને તો આપણે ઉપરની ગણત્રીમાં લીધાં જ નથી, આ તત્ત્વો ખેડૂતના જીવન પર ઘણી મોટી અસર ધરાવે છે તે છતાં.

ઉપરની ગણત્રી મુજબની જમીન આ ગામમાં કેટલાં કુટુંબો પાસે છે?

કુલ ૨૦૮ કુટુંબોમાંથી માત્ર ખેતી પર આધાર રાખતાં ૧૭૦ કુટુંબો

છે. બાકીનાં ૩૮ કુટુંબો નોકરી, વેપાર, કારીગરી કામ વગેરે પર આધાર રાખે છે. તેઓ પણ તેમના નિર્વાહ અર્થે થોડેવત્તે અંશે તો જમીન પર આધાર રાખે છે. પરંતુ અહીં તો આપણે જેઓ માત્ર જમીન પર આધાર રાખે છે તેઓનો વિચાર કરીશું.

જમીન પર આધાર રાખતાં ૧૭૦ કુટુંબોમાંથી માત્ર ૧૦૨ કુટુંબો પાસે થોડીવત્તી જમીન છે. બાકીનાં ૬૮ કુટુંબો પાસે બિલકુલ જમીન નથી. તેઓ તેમના નિર્વાહ અર્થે ખેતર પર મળતી મજૂરી પર આધાર રાખે છે. જમીન પર આધાર રાખતાં, પરંતુ જમીન વિનાના આ ૬૮ કુટુંબોમાંથી બધા જ આર્થિક વર્ગીકરણ પ્રમાણે ક વર્ગમાં આવે છે, જેનો અર્થ તેમને તેમના ભરણપોષણ માટે દેવું કરવું પડે છે.

જે ૧૦૨ કુટુંબો પાસે જમીન છે તેમાંનાં ૪૦ કુટુંબો પાસે આપણી ગણત્રી મુજબની પૂરતી જમીન છે. બાકીનાં ૬૫ કુટુંબો પાસે પૂરતી જમીન નથી. આમ માત્ર જમીન પર આધાર રાખતાં ૧૭૦ કુટુંબોમાંથી ૧૩૦ કુટુંબો પાસે પૂરતી જમીન નથી. એટલે લગભગ ૭૫ ટકા કુટુંબો તેમના જીવનનિર્વાહ માટે પૂરતી જમીન વિનાનાં છે. માત્ર ૨૫ ટકા પાસે જ પૂરતી જમીન છે. ગામનાં બધાં કુટુંબોની આર્થિક સ્થિતિનું કરેલું વર્ગીકરણ પણ આ જ અનુમાન તરફ દોરી જાય છે.

## ૪. બીજા ધંધારોજગાર

ગામના મુખ્ય ધંધા તરીકે ખેતીની આપણે વિગતે તપાસ કરી. હવે બાકીના ધંધાઓની સ્થિતિ જોઈએ. આ ધંધાઓમાં રોકાયેલ માણસો નીચે મુજબ છે :

કોઠા નં. ૨૬

| | |
|---|---|
| વેપાર | ૧૩ |
| નોકરી | ૩૩ |
| કુંભાર | ૧૧ |
| વાળંદ | ૫ |
| સુથાર | ૨ |
| લુહાર | ૨ |
| દરજી | ૨ |
| ચમાર | ૨ |
| રબારી | ૪ |
| કુલ | ૭૪ |

કામમાં રોકાયેલ કુલ વસ્તીના લગભગ ૧૮ ટકા ખેતી સિવાયના બીજા ધંધારોજગારમાં રોકાયેલ છે.

**વેપાર**

તમાકુની દલાલી કરનાર, રોજબરોજની જરૂરિયાતની ચીજો વેચનાર તથા પંપ ચલાવી પાણી પૂરું પાડનારની આમાં ગણત્રી કરી છે. આમાંના કેટલાક તો આ ત્રણે ધંધા એકી સાથે કરતા હોય છે. નાણુંની ધીરધાર પણ સાથે સાથે કરતા હોય છે. બધાની સ્થિતિ સારી છે. તમાકુના ભાવ ઘણા સારા ઊપજતા હોવાથી દલાલોને સારું મળતર મળે છે. રોજબરોજની ચીજો વેચનારાને ચીજો મેળવવાની મુશ્કેલી હોય છે, છતાં વસ્તુઓની અછતને કારણે તેમને પણ સારું મળતર મળે છે. અને પંપ-વાળાઓ પણ સારો નફો કરે છે. સરકારે પાણીના દર કલાકના રૂા. ૩-૮-૦ ઠરાવ્યા છે. આ દર વધારેમાં વધારે છે. આનાથી વધુ કોઈપણ સંજોગોમાં લેવાય નહિ. પરંતુ પંપના માલિકોએ કલાકના રૂા. ૫ લેખે ખેડૂતો પાસેથી પૈસા લીધા છે. દશ માઈલ દૂર આવેલ ભુરા-કુઇ ગામે સહકારી પંપ મંડળીમાં પાણીનો દર કલાકે રૂા. ૨-૮-૦ છે. લગભગ બમણા દર અહીંના પંપ માલિકો લે છે. આથી કંટાળી કેટલાક ખેડૂતોએ સહકારી ધોરણે એક પંપ મૂકવાનો ઠરાવ કર્યો છે.

બે વર્ષથી ગામમાં એક ખેડૂતે બીડી વાળવાનું એક કારખાનું શરૂ કર્યું છે. જમીનની આવકમાંથી પૂરું થતું ન હોવાથી આ ધંધો તેણે શરૂ કર્યો છે. કારખાનામાં ૬ માણસોને અત્યારે રોકયા છે, અને ૧૦૦૦ બીડી વાળવાના રૂા. ૧-૬-૦ આપે છે. ગયે વર્ષે તેણે રૂા. ૨૦૦ નો નફો કર્યો હતો.

**નોકરી**

તમાકુના દલાલોને ત્યાં, પરચૂરણ ચીજો વેચતી દુકાનોએ, પંપમાં, બીડીના કારખાનામાં, સહકારી મંડળીમાં, શિક્ષક તરીકે તેમજ સરકારી નોકરી કરતા માણસોની કુલ સંખ્યા ૩૩ ની છે. શિક્ષકોને બાદ કરતાં બધાની આર્થિક સ્થિતિ નબળી છે. આમાંનો મોટો ભાગ જમીન પૂરતી ન હોવાને કારણે નોકરી કરતો હોય છે. માત્ર પગાર ઉપર આધાર રાખવાનો હોય તો તો કોઇ રીતે તેમનું પૂરું ન થાય. જમીનની આવક અને પગાર બેઉ મળતાં પણ જીવનગુજરાન જેટલું કોઇને મળતું નથી. શિક્ષકોની સ્થિતિ કંઈક સારી છે. બીજાઓ કરતાં પગાર સારો હોવાથી, જમીનની આવક હોવાથી તેમજ ભણેલાગણેલા હોવાથી લોકોને કૉર્ટ જેવા કામમાં ઉપયોગી થતા હોવાથી તેમની આવક બીજાઓ કરતાં વધુ છે, પરંતુ તેમની આવક પણ જીવનગુજરાન માટે પૂરતી તો નથી જ. એકલા પગાર પર તેમને આધાર

રાખવાનો હોય તો તો તેમની સ્થિતિ ઘણી નબળી થઈ જાય.

ગામમાં રબારીનાં ૧૨ કુટુંબો છે, પરંતુ માત્ર ૪ કુટુંબો જ ઢોર-ઉછેરનો ધંધો કરે છે. બાકીનાં ખેતી પર આધાર રાખે છે. આનું કારણ ઢોર ચારવા માટેની જગ્યાની અછત છે. આ ૪ કુટુંબો પાસે ઘેટાં બકરાં થઈ ૪૦૦ નો માલ છે. (પોતાનાં ઘેટાં બકરાંને તેઓ માલ તરીકે ઓળખે છે. આથી જ ભરવાડોને માલધારી તરીકે ઓળખવામાં આવતા હશે.) તેઓ ગાય નથી રાખતા, કારણ ગાયને ચરવા માટે જરૂરી જમીન અહીં નથી. પાસેના ગામમાં એ છૂટ હોવાને કારણે ૨૦૦ ગાયો છે. ગામનું ગૌચર ઘણી ખરાબ હાલતમાં છે. ઢોરને ચરવાના કશા ઉપયોગમાં તે આવી શકતું નથી.

**રબારી**

ચારે કુટુંબોની સ્થિતિ નબળી છે. જગ્યાની અછતને કારણે તેઓ પૂરતી સંખ્યામાં ઢોર રાખી શકતા નથી, તેથી તેમની આવક પણ મર્યાદિત છે. બકરાંનું દૂધ વેચીને તથા ઘેટાનું ઊન વેચીને તેઓ નિર્વાહ ચલાવે છે. આ લોકો સાફ કર્યા વિનાનું કાચું ઊન વેચે છે, જેના તેમને ખૂબ ઓછા પૈસા ઊપજે છે. ઊન સાફ કરીને તેમાંથી કંઈક વસ્તુ બનાવી વેચવાનું તેમને શીખવવામાં આવે તો તેમની આવકમાં વધારો થઈ શકે.

રબારીઓ તથા ગામલોકો વચ્ચે કાયમ સંઘર્ષ ચાલ્યા કરતો હોય છે. ચરવાની સારી જગ્યાને અભાવે રબારીઓ પોતાનાં ઢોર ખેતરમાં પેસાડી દેતા હોય છે, આથી પાકને ઘણું નુકસાન પહોંચે છે. આને કારણે રબારીઓ અને ખેડૂતો વચ્ચે રોજ ઝઘડા થાય છે, અને ઘણી વખત કૉર્ટ સુધી ઝઘડા પહોંચે છે. સરકારે ખેડૂતોને ભેલાડના ત્રાસમાંથી બચાવવા ડબાની યોજના કરી છે, જે મુજબ જેનાં ઢોર ખેતરમાં પેસી ગયાં હોય તે માણસ જ્યાંસુધી ઠરાવેલા દંડની રકમ ન આપે ત્યાંસુધી તેનાં ઢોરને ડબામાં (સરકારી જગ્યામાં) પૂરી રાખવામાં આવે છે. પરંતુ આ વ્યવસ્થાનો બહુ અર્થ સરતો નથી. કારણ ચરવાની સારી જગ્યાની જ જ્યાં મૂળ અછત છે ત્યાં આવા ઉપાયો બહુ ઉપયોગી ન નીવડે એ સમજાય એવું છે. આનો ખરેખરો ઉપાય તો ચરવાની સારી જગ્યા પૂરી પાડવાનો છે. બીજી જગ્યા પૂરી પાડવાનો પ્રશ્ન મુશ્કેલ છે, કારણ ખેડાણ જમીન ઘણી ટૂંકી છે. પરંતુ ગૌચરની હાલ જે જગ્યા છે તે કશા ઉપયોગમાં આવતી નથી તેને સુધારી ઉપયોગમાં જરૂર લઈ શકાય. ગૌચર સુધારી, તે ફરીથી બગડતું અટકે એવા ઉપાય લઈ તથા ચરાણ નિયમિત બનાવી હાલની સ્થિતિમાં જરૂર ફેર લાવી શકાય એમ છે. ગૌચર સુધારવાથી ખેડૂતોને ભેલાડના

ત્રાસમાંથી છૂટવા ઉપરાંત બીજો એક લાભ પણ થશે. દરેક ખેડૂત આજે એકાદ ભેંસ રાખતો હોય છે. તેને માટે જરૂરી ઘાસ તેની પત્ની તેના ખેતરના શેઢાઓ ઉપરથી વાઢી લાવે છે. આમાં તેનો ઘણો વખત જાય છે. જો ગૌચર સુધારવામાં આવે તો તેના ઢોર પણ ચરવા માટે ગૌચરમાં જઈ શકે, અને પરિણામે તેની પત્નીનો વખત બચી જાય.

**કારીગર વર્ગ**

કુંભાર, સુથાર, લુહાર, દરજી, વાળંદ, ચમાર આ લોકોને કારીગરવર્ગમાં ગણ્યા છે. ખેડૂતોની જરૂરિયાતો પૂરી કરવી, અને બદલામાં તેમની જરૂરિયાતો ખેડૂતો પૂરી કરે એ વિનિમયના સિદ્ધાંત પર આજે તેમનો વ્યવહાર ચાલે છે. તેમના ધંધાનાં સાધનો પણ તેઓ ગામમાં જ તૈયાર કરી લે છે, અને તેમની ચીજો પણ મોટે ભાગે ગામમાં જ વપરાય છે. બહાર વેચવા અર્થે કોઈ ચીજ તેઓ બનાવતા નથી. કુંભાર ખેડૂતને તેના ઘરવપરાશ માટે જરૂરી માટીનાં વાસણો પૂરાં પાડે છે, સુથાર તેનાં હળલાકડાં ઘડી આપે છે, લુહાર એનાં ખેતીનાં બીજાં ઓજારો તૈયાર કરી આપે છે, દરજી એનાં કપડાં શીવી આપે છે, વાળંદ એની હજામત કરી આપે છે, તો ચમાર એનાં જોડા શીવી આપે છે. ( પંપને લીધે કોશની જરૂર મટી ગઈ છે, નહિ તો કોશ પણ તૈયાર કરી આપે. )

તેમના કામના બદલા તરીકે તેમને નીચે મુજબ વળતર મળે છે :

(૧) કુંભાર–કુટુંબ દીઠ ૨ મણ દાણા
(૨) વાળંદ–માથા દીઠ ०।। મણ દાણા
(૩) સુથાર–બળદ દીઠ ૧ મણ દાણા
(૪) લુહાર– ,, ,, ०।।। મણ દાણા
(૫) દરજી–રોજના ૩ રૂ.
(૬) ચમાર–કશું નક્કી કરેલું નથી. દરેક કામ પર ઠરાવે છે.

આ લોકોની પાસે થોડીક થોડીક જમીન પણ છે. ચમાર અને દરજી પાસે જમીન સારા પ્રમાણમાં છે તેથી તેમની સ્થિતિ સારી છે. બાકીનાઓની સ્થિતિ નબળી છે.

**જૂના ઉદ્યોગો**

મિલઉદ્યોગના વિકાસ પહેલાં આ ગામમાં હાથશાળો ચાલતી હતી. ઢેઢ લોકો વણાટકામ કરતા હતા. પરંતુ ત્યાર પછી તે બંધ થઈ ગયું, અને બધા વણકરો ખેતીકામ તરફ વળ્યા. આજે તો ગામમાં એક પણ શાળ નથી, તેમજ વણાટકામ જાણતા વણકરો પણ મરી પરવાર્યા છે.

બીજો કોઈ ઉદ્યોગ આ ગામમાં પહેલાં નહોતો ચાલતો.

**નવા ઉદ્યોગોની શક્યતા**

નવરાશની દૃષ્ટિએ ગામમાં કોઇ નવા ઉદ્યોગની શક્યતા નથી, કારણ નવરો કહીએ એવો કોઈ વર્ગ ગામમાં નથી. આખા વર્ષ દરમિયાન ગામને મજૂરોની તંગી ભોગવવી પડે છે, અને પરિણામે બહારગામના ૫૦ મજૂરો આખા વર્ષ દરમિયાન આ ગામમાં રોજી મેળવે છે.

જમીન પરનો ભાર હળવો કરવાની દૃષ્ટિએ વિચારતાં લાગે છે કે વણાટકામ ફરી દાખલ કરવામાં આવે અને તેને માટે જરૂરી સગવડો જેવી કે સુતર પૂરું પાડવું, તથા તૈયાર માલ માટે બજાર પૂરું પાડવું વગેરે આપવામાં આવે તો તેને ફરીથી શરૂ કરી શકાય. વીજળીની સગવડ થાય તો તો ઘણી ઝડપથી વણાટકામ દાખલ કરી શકાય.

આ ગામને વધુ અનુકૂળ આવે એવો બીજો ઉદ્યોગ તપખીર બનાવવાનો છે. ગામમાં જ જરૂરી તમાકુ થતી હોવાથી એ ઉદ્યોગ અહીં સહેલાઇથી શરૂ કરી શકાય. નવા ઉદ્યોગને માટે જરૂરી પ્રાથમિક મદદ આપવી જોઇએ એટલું જ.

## ૫. સહકાર્ય

ભુવેલ સહકારી મંડળી વડોદરા રાજ્યની સહકારી મંડળીઓમાં અગ્રસ્થાન ભોગવે છે, 'અને હિંદુસ્તાનભરની સારી મંડળીઓમાં સ્થાન લઈ શકે તેવું સુંદર તેનું કામ છે. ભાદરણ પેટામહાલમાં અત્યારે કુલ ૧૫ સહકારી મંડળીઓ કામ કરે છે. તેમાની કેટલીક તો ભુવેલની સાથે જ ૧૯૧૩માં શરૂ કરવામાં આવેલી. આમાંથી અત્યારે માત્ર ભુવેલ અને સીસવાની મંડળીનુ કામ સારું ચાલે છે. ભુવેલ સહકારી મંડળીએ છેલ્લાં ૩૩ વર્ષની કારકિર્દીમાં નાણાંની ધીરધારનુ કામ જ મુખ્યત્વે કર્યું છે, પણ આ ક્ષેત્રમાં તેણે જે કામ કર્યું છે તેને લીધે ભુવેલ ગામની શોભા રાજ્યભરમાં વધી છે. ભુવેલની આ ઉદાહરણરૂપ સંસ્થાનો ઇતિહાસ તેના જૂના વાર્ષિક અહેવાલોમાંથી જ જોઈએ.

ભુવેલ સહકારી મંડળીએ પોતાના નવા બાંધેલ મકાન ‘ સહકારી મંદિર ’ની ઉદ્ઘાટનવિધિ પ્રસંગે રજૂ કરેલ અહેવાલમાં જણાવવામાં આવ્યું છેઃ “ મંડળી નોંધવામાં આવી ત્યારે વાણિયા-વેપારીનું જોર એટલું બધું હતું કે વસ્તીનો મોટો ભાગ તેમને ત્યાં દેવામાં સપડાયેલો હતો. લોકો મંડળી નોંધવાની અરજીમાં સહીઓ કરતાં પણ ડરતા હતા. તેમને બીક એ હતી કે મંડળી નોંધવામાં સહી કરી અમારાં ઘરબાર જમીન

જાગીર હરરાજ કરાવી નાખશે. એવી દહેશત હોવાથી અને તેઓ એવી ધમકી પણ આપતા હતા તેથી કેટલાક ભાઈઓ પાસે શેઠ ન જાણે તેમ અરજીમાં સહીઓ કરાવવામાં આવી હતી. પાછળથી કેટલાક ઉપર દાવા પણ તેમણે કર્યા હતા. મંડળી નોંધાયા પછી અને થોડો વખત કામકાજ કર્યા પછી મંડળીની બેઠક માટે એક મકાન ભાડે રાખવા ઠરાવ કરવામાં આવ્યો. તે પ્રમાણે એક ભાઈનું મકાન ભાડે રાખ્યું. તે વાત શેઠના જાણવા-માં આવતાં તે મકાનમાલિકને ધમકી આપી કે મંડળીવાળાઓને કાઢો, નહિ તો દાવો કરીશું એટલે મકાનમાલિકે મકાન ખાલી કરાવ્યું. તે વખતે એવી સ્થિતિ હતી. અને ૧૯૧૩માં તે વખતના સહકારી અધિકારી મે. નાણાવટી સાહેબ આવેલા, તેમના પ્રયત્નથી અમારા ગામે અનિયમિત આંટ વધારનારી મંડળીની સ્થાપના કરવામાં આવેલી. રા છોટાલાલ માસ્તર અને બીજા ગામ આગેવાનોના અથાગ પરિશ્રમના પરિણામે, આ મંડળી પ્રગતિ કરી હાલની સ્થિતિએ આવેલી છે.......મંડળીની સ્થાપના થયા પહેલાં ગામનાં ખેડૂતોની સ્થિતિ ઘણી કંગાળ હતી, તથા તેમની મિલ્કતો શાહુકાર લોકોને ત્યાં લખાયેલી હતી. શાહુકાર લોકો અજ્ઞાન ખેડૂતોને નાણાં ધીરી તેમની પાસેથી ૧૨ થી ૧૫ ટકા વ્યાજ અને વટાવ પણ લેતા, અને કોઈ રીતે તેમને ઊંચા આવવા દેતા નહોતા. હાલ તે પરિસ્થિતિમાં ઘણો સુધારો થયો છે. ધીરધારનો ધંધો નહિ ચાલવાથી અને વખત બદ-લાવાથી પોતાની દુકાનો બંધ કરી શાહુકાર ભાઈઓ પરગામ ચાલ્યા ગયા છે.

"મંડળીએ શરૂઆતમાં નવ ટકા વ્યાજ લેવાનું રાખ્યું હતું. તેમાં ધીમે ધીમે ઘટાડો કરતાં હાલ રૂ. ૪–૧૧–૦ (પોણી પાઈ) વ્યાજના દરે નાણાં ધીરવા માંડયાં છે, જેથી ગામમાં શાહુકારોના વ્યાજના દર પણ ઘટવા પામ્યા છે, તથા કોથળી છોડામણ, વટાવ વગેરે લેવાની ગેરરીતિઓ પણ દૂર થવા પામી છે.

"ધિરાણ કરતા પહેલાં ખેડૂતની સ્થિતિ, સંજોગો તથા કયા કામ માટે નાણાં લઈ જાય છે તથા નાણાંનો ખોટો ઉપયોગ કરી ખેડૂત દેવામાં ડૂબે છે કે કેમ વગેરે હકીકતની પૂરતી તપાસ કરીને જ નાણાં ધીરવાની પદ્ધતિ હોવાથી, પહેલા કરતાં ખેડૂતની સ્થિતિ સુધરવા પામી છે, અને મંડળીને નાણાં વસૂલ કરવા માટે દાવા વગેરે કરવું પડતું નથી. અમારા ગામની જુદા જુદા પ્રકારની રકમો જેવી કે સાર્વજનિક ફંડો, સભાસદો અને બિન-સભાસદોની થાપણો, વિધવાઓ અને અન્ય સ્ત્રીઓની બચતો વગેરે માટે અમારી મંડળી સુરક્ષિત થઈ પડી છે. આવી એકંદરે રૂ. ૧૭૭૪૧ની થાપણો અમારી મંડળીમાં જમા છે. વળી સદરહુ રકમોનો વપરાશ ધિરાણ

રૂપે ગામમાં અને ગામમાં જ થતો હોઈ, અમોને અમારો વ્યવહાર ચલાવવા માટે બીજાં ગામોની માફક નાણાંની તંગાશ પડતી નથી.

"અમારી મંડળીમાં ફરજિયાત બચત, દ્રવ્યસંચય, ફરજિયાત થાપણ યોજના દાખલ કરવામાં આવેલી હોઈ, દરેક સભાસદની ઉપરના ખાતામાં સારી રકમો જમા થયેલી છે. તેમજ દ્રવ્યસંચયની રકમ દશ વર્ષે વહેંચવાની યોજના હોવાથી મુદત પૂરી થયે, ગઈ સાલ ( ૧૯૩૯ ) અમોએ દ્રવ્યસંચય ખાતેથી લગભગ ૨૧ હજાર રૂપિયા વહેંચી સભાસદોના ખાતે દેવા પેટે જમા કરી તેમનું દેવું હળવું કર્યું છે.

"અમારી મંડળીમાં ગામના લગભગ તમામ ખેડૂતો દાખલ થયા છે. તેમની નાણાકીય જરૂરિયાતોને પહોંચી વળવા જેટલી રકમો હવે અમારી મંડળીના રિઝર્વ ફંડ અને બીજા ફંડોની રકમોથી પૂરતા પ્રમાણમાં થતી હોઈ, અમારે હવે બહારની થાપણો લેવી બંધ કરવી પડી છે.

"મંડળીના પ્રતાપે આખા ગામનો નાણાકીય વહીવટ કેન્દ્રસ્થ થઈને અમારી દેખરેખમાં આવી જવાથી ગામમાં ખોટા ખર્ચ ઉપર ભારે અંકુશ મુકાઈ ગયો છે અને તેથી ગામને ઘણા લાભો થવા પામ્યા છે. ટૂંકામાં મંડળી સ્થાપવાથી આ રીતે અમે સ્વાશ્રયી થઈ શક્યા છીએ, નાણાનો વ્યવહાર સરળ થતો ગયો છે, શાહુકારનો જુલમ દૂર થયો છે, અને આથી અમે બધા સુખી થવા પામ્યા છીએ."

"મંડળીને આ સ્થિતિએ પહોંચાડવામાં સૌથી મોટો ફાળો આપનાર તેની સ્થાપનાથી અત્યાર સુધીનાં ૩૩ વર્ષો દરમિયાન સેક્રેટરી તરીકે સતત કામ કરનાર શ્રી. છોટાલાલ માસ્તર છે. હમણાં જ સર નાણાવટીને હસ્તે તેમનું તૈલચિત્ર મંડળીના મકાનમાં ખુલ્લું મૂકવાનો તથા તેમને માનપત્ર અર્પણ કરવાનો વિધિ થયો. સહકારી મંડળીના સરળ કામકાજનો માત્ર એક જ માણસની પ્રામાણિકતા અને કાર્યદક્ષતા પર કેટલો મોટો આધાર છે તેનું સુંદર દૃષ્ટાંત ભુવેલ સહકારી મંડળી પૂરું પાડે છે. ભુવેલના કામકાજની આજુબાજુનાં ગામો પર કાંઈ જ અસર થઈ નથી તે વસ્તુ જ બતાવે છે કે ભુવેલ સહકારી મંડળીની સફળતાનું કારણ ભુવેલ સહકારી મંડળીને મળેલી છોટાલાલ માસ્તરની દોરવણી છે. જ્યાં એવી દોરવણીનો અભાવ છે ત્યાં કામ સારું થતું નથી. સહકારી મંડળની સફળતા યોગ્ય દોરવણી પર આધાર રાખે છે એ સિદ્ધાંતનું ભુવેલ પ્રતિપાદન કરે છે.

મંડળીના ચાલુ સભાસદોની સંખ્યા ૧૦૯ની છે. મંડળીની શરૂઆત વખતે ૩૧ સભાસદો હતા. ગામના બધા જ વર્ગો અને બધી જ જ્ઞાતિઓના માણસો મંડળીના સભાસદો છે. મંડળીના સભાસદ ન થવાનાં મુખ્ય કારણો

સારી શાખનો અભાવ, ધંધાર્થે પરગામ વસવાટ, સગીર ઉમર અથવા મિલકતના અભાવને કારણે સભાસદ થવાની બિનલાયકાત છે. આમાંથી છેલ્લું કારણ મોટો ભાગ ભજવે છે. સભાસદોનું જ્ઞાતિવાર તેમજ ધંધાવાર વર્ગીકરણ નીચે મુજબ છે :

કોઠા નં. ૨૭

| જ્ઞાતિ | કુલ કુટુંબો | સભાસદો |
|---|---|---|
| પાટીદાર | ૫૬ | ૫૫ |
| રજપૂત | ૨૩ | ૧૨ |
| બ્રાહ્મણ | ૧૪ | ૧૨ |
| ઢેઢ | ૨૮ | ૯ |
| બારૈયા | ૩૦ | ૪ |
| સુથાર–લુહાર | ૪ | ૪ |
| ચમાર | ૫ | ૪ |
| વાળંદ | ૭ | ૪ |
| કુંભાર | ૮ | ૨ |
| રબારી | ૧૨ | ૧ |
| મુસલમાન | ૧ | ૧ |
| પૂજારી | ૧ | ૧ |
| રાવળ | ૧૧ | – |
| દરજી | ૧ | – |
| ઓડ | ૧ | – |
| ભંગી | ૬ | – |
| | ૨૦૮ | ૧૦૯ |

| ધંધો | કુલ કુટુંબો | સભાસદ |
|---|---|---|
| જમીનદાર | ૧૭ | ૬ |
| વેપારી | ૯ | ૮ |
| માલિક ખેડૂત | ૭૬ | ૬૨ |
| ગણોત | ૨૩ | ૮ |
| નોકરિયાત | ૧૨ | ૬ |
| ખેતીમજૂર | ૫૪ | ૭ |
| કારીગર | ૧૮ | ૫ |
| કુલ | ૨૦૯ | ૧૦૨ |

કુલ સભાસદો ૧૦૯ છે. બાકીના ૭ બહારગામ વસવાટ કરનારા છે.

ઉપરના આંકડા પરથી જોઈ શકાય છે કે મિલકત વિનાનો વર્ગ જ મંડળીના સભાસદ થવામાંથી બાકાત રહ્યો છે. ઢેઢ, બારૈયા, રાવળ, ભંગી, રબારી, કુંભાર–આ જ્ઞાતિઓનાં બહુ જ ઓછાં કુટુંબો સભાસદ છે, કારણ તેમની પાસે ઘણી ઓછી જમીન છે. (જમીનની માલિકીના આંકડા અન્યત્ર [ ખેતીવાડી–આર્થિક વિભાગમાં ] આપ્યા છે.) એ જ પ્રમાણે ધંધામાંગણોત, ખેતીમજૂર અને કારીગર વર્ગનાં બહુ ઓછાં કુટુંબો સભાસદ છે, કારણ તેમની પાસે પણ જૂજ જમીન છે. આ વર્ગને આર્થિક મદદની ગમે તેટલી જરૂર હોય, પણ મંડળી એમને ધીરે કઈ બાંહેધરી પર ? અને તેથી જ બીજા બધા કરતાં મદદની વધારે જરૂર હોવા છતાં તેમને સહકારી મંડળી મદદ કરી શકતી નથી; તેથી આ લોકોને શાહુકારો પાસેથી નાણાં

ઉછીનાં લેવા પડે છે, જેનો વ્યાજનો દર ૬ થી ૧૨ ટકા હોય છે. ઉપર ટાંકેલા અહેવાલમાં એક ઠેકાણે જણાવ્યું છે તેમ પૂરતી ચોકસાઈ કરીને નાણાં ધીરવામાં આવતા હોવાથી મંડળીને અત્યાર સુધીની તેની કારકિર્દીમાં કોઈપણ સભાસદની મિલકત હરરાજ કરવાનો પ્રસંગ ઊભો થયો નથી. દાવો કરવાના થોડાક પ્રસંગો આવેલા, પણ મંડળીની લેણી બધી જ રકમ ભરાઈ જવાથી હરરાજીની જરૂર પડેલી નહિ.

મંડળીના સભાસદો દર વર્ષે એક વખત એકઠા મળી મંડળીના કાર્યવાહકોની ચૂંટણી કરે છે, જેમાં એક પ્રમુખ, એક સેક્રેટરી, એક મદદનીશ સેક્રેટરી, તથા બે સામાન્ય સભાસદો મળી કુલ પાંચ કાર્યવાહકો રાખવામાં આવે છે. મંડળીનો કારભાર આ પાંચ જણા કરે છે. તેમાંયે કામકાજનો બધો જ ભાર સેક્રેટરી અને મદદનીશ સેક્રેટરીને માથે જ હોય છે. તેથી જ મંડળીની સફળતા નિષ્ફળતાનો આધાર આ બે વ્યક્તિઓને માથે રહેતો હોય છે.

મંડળીના કામકાજ માટે અવારનવાર બધા સભાસદોની સભાઓ બોલાવવામાં આવે છે, તેમાં હાજરી સારી હોય છે. મંડળીના બધા હિસાબ સરકારી ખાતાના ઑડિટર તપાસે છે. ૩૩ વર્ષની ઑડિટરની તેમજ બીજા અમલદારોની મંડળીના કામકાજ અંગેની નોંધમાં એક સૂર કાયમ રહ્યો છે, અને તે મંડળીના હિસાબ અંગે સંપૂર્ણ સંતોષ, તથા શ્રી. છોટાલાલ માસ્તરની કાર્યકુશળતા તથા પ્રામાણિકતાનાં ભારોભાર વખાણ.

મંડળી સભાસદોને વધુમાં વધુ રૂા. ૧૦૦ સુધીની રકમ બેવડી કીમતની સ્થાવર મિલકત શાખમાં લઈ પાંચ વર્ષ સુધીની મુદત માટે ધીરે છે. જે કામ કર્યા વિના ન જ ચાલે તેવાં બધાં જ કામો માટે ધિરાણ કરવામાં આવે છે, પરંતુ મોટા ભાગનું ધિરાણ ખેતીકામ માટે હોય છે. ૧૯૪૫–૪૬માં જુદા જુદા કાર્ય માટે કરેલ ધિરાણના આંકડાઓ જોવાથી આ વાત વધારે સ્પષ્ટ થશે.

કોઠા નં. ૨૮

| ધિરાણનો હેતુ | સભાસદની સંખ્યા | ધિરાણની રકમ |
|---|---|---|
| ૧. ખેતીખર્ચ | ૯૭ | ૧૪૮૧૩–૦–૦ |
| ૨. ઢોરખરીદી | ૯ | ૧૪૧૫–૦–૦ |
| ૩. ઓજાર–ખરીદી | ૨ | ૩૦૦–૦–૦ |
| ૪. દાણ ભરવા અને જમીન મહેસૂલ ભરવા | ૧૦ | ૪૦૨–૦–૦ |
| ૫. વેપાર | ૧૧ | ૩૩૦૦–૦–૦ |

| | | |
|---|---|---|
| ૬. ઘરખરીદી તથા દુરસ્તી | ૪ | ૨૩૦૦–૦–૦ |
| ૭. ખાધાખોરાકી | ૩૨ | ૬૨૫૬–૦–૦ |
| ૮. પાછલા દેવા પેટે | ૧૦ | ૩૭૭૫–૦–૦ |
| ૯. પિયાવો ભરવા | ૨ | ૧૪૫૦–૦–૦ |
| | કુલ | ૩૪૦૧૧–૦–૦ |

નં. ૫–૬–૭–૮ની રકમો સિવાયની બધી રકમો ખેતીખર્ચ માટેની જ છે, એટલે એ બધાનો સરવાળો કરતાં લગભગ ૫૬ ટકા ધિરાણ ખેતીખર્ચ માટેનું છે.

કોઈપણ કારણુસર એક હજાર રૂપિયાથી વધારેનું ધિરાણ કરવામાં નથી આવતું. ખેતીવાડીના વિકાસ માટે ધિરાણ કરવાની ખાસ કોઈ યોજના નથી. બાંધેલી મુદ્દત સુધીના ધિરાણમાં એમાંનું ગમે તે કામ થઈ શકે. ધિરાણની રકમ નહિ વધારવાના કારણમાં એમ જણાવવામાં આવે છે કે ખેડૂતોની સામાન્ય જરૂરિયાતો એટલી રકમમાં પૂરી થઈ જાય છે, અને વધુ રકમ ધીરવાનું જોખમભર્યું છે. વળી ખેડૂતો તેથી વધુ ખર્ચાળ થઈ જવાનો સંભવ છે.

ધિરાણના વ્યાજનો ચાલુ દર રૂા. ૪–૧૧–૦ છે. મંડળીના કામકાજની શરૂઆતમાં દર રૂા. ૯–૬–૦ હતો. ૩૩ વર્ષના કામ પછી મંડળી વ્યાજના દરમાં ૫૦ ટકાનો ઘટાડો કરી શકી છે.

મંડળી જૂનાં દેવાં નાબૂદ કરવા માટે પણ ધિરાણ કરે છે. એ રીતે મંડળીએ રૂા. ૨૧૮૮૪૫–૮–૦ (બે લાખ અઢાર હજાર આઠસો પિસ્તાળીસ આઠ આના) નું જૂનું દેવું ઘટાડયું છે. ૧૯૪૫–૪૬ના વર્ષમાં મંડળીએ કરેલા ધિરાણમાંથી રૂા. ૩૭૭૫ (લગભગ ૧૧ ટકા) જૂનાં દેવાં પતાવવા પેટે ધીરેલા.

બાંધેલી મુદ્દત કરતાં વધુ રકમની જરૂર હોય તો ખેડૂતોને બીજેથી પૈસા લાવવા પડે છે. મોટા ભાગનાને માટે આવો પ્રસંગ સામાજિક રીતરિવાજ કરવા માટે જ ઊભો થતો હોય છે. ગામમાં વેપારીઓ તથા સારી સ્થિતિવાળા કેટલાક ખેડૂતો ધીરધારનો ધંધો કરે છે. જેમની જરૂરિયાત મંડળીમાં પૂરી થતી નથી તેઓ આ લોકો પાસેથી નાણાં ઉછીનાં લે છે. એમનો વ્યાજનો દર ૬ થી ૧૨ ટકાનો હોય છે. ઉપર અહેવાલમાં જણાવ્યું તેમ મંડળીને લીધે ખાનગી લેવડદેવડનો વ્યાજનો દર જે પહેલાં ૧૨ થી ૧૫ ટકા હતો અને ઉપરાંત વટાવ લેવાતો, તેને બદલે અત્યારે દર ૬ થી ૧૨ ટકાનો છે, અને વટાવ, કોથળીછોડામણ વગેરે ગેરરીતિઓ સદંતર બંધ થઈ છે.

૧૯૪૫–૪૬ના વર્ષમાં મંડળીમાં સભાસદોની રૂા. ૧૮૪૯૯–૧૦–૪ની, તથા બિનસભાસદોની રૂા. ૭૭૬૪૨–૫–૪ ની થાપણો જમા હતી. બધી થાપણો ચાલુ છે.

થાપણો માટે વ્યાજનો દર ૧ થી ૧½ ટકા છે. બિનસભાસદોની થાપણોમાં ગામની રૂા. ૧૧૩૬૪–૫–૮ તથા બહારગામની રૂા. ૨૬૨૭૭–૧૫–૮ની છે. મંડળીની શાખનું આ સુંદર દૃષ્ટાંત છે. ઉપર મંડળીના અહેવાલમાં જણાવ્યું છે તેમ મંડળી "ગામની જુદા જુદા પ્રકારની રકમો જેવી કે સાર્વજનિક ફંડો, સભાસદો અને બિનસભાસદોની થાપણો, વિધવાઓ અને અન્ય સ્ત્રીઓની બચતો વગેરે માટે સુરક્ષિત સ્થાન થઇ પડી છે." તે ઉપરાંત બહારગામના લોકો પણ પોતાનાં નાણાં માટે મંડળીને સુરક્ષિત સ્થાન માને છે. કુલ થાપણોનો લગભગ ૪૬ ટકા બહારની થાપણો છે. રોકાણનાં પૂરતાં સાધનોને અભાવે મંડળી નવી થાપણો અત્યારે સ્વીકારતી નથી. શરૂઆતનાં થોડાં વર્ષો બાદ કરતાં છેલ્લાં ૨૦ વર્ષથી મંડળીએ બેંક કે સરકારનું કરજ કર્યું નથી, અને પોતાના સભાસદોની તેમજ બિન-સભાસદોની થાપણો, રિઝર્વ ફંડ, દ્રવ્યસંચય ફંડ વગેરે રકમોમાંથી જ પોતાનો બધો વ્યવહાર ચલાવ્યો છે. મંડળીનું કુલ ભંડોળ અત્યારે એક લાખ રૂપિયા ઉપરનું છે, જ્યારે એની શેરની મૂડી રૂા. ૧૧૪૦ની છે. સારું કામ કરતી એક બેંક જેટલી શાખ આ મંડળીએ આજુબાજુના વિસ્તારમાં મેળવી છે. લોકો પણ તેને 'બેંક'ના નામથી જ ઓળખે છે.

સભાસદો બચત કરવા પ્રેરાય એ હેતુથી મંડળીએ કેટલીક યોજનાઓ કરી છે. આ મુજબ દરેક સભાસદને ફરજિયાત દર વર્ષે બે રૂપિયા મંડળીમાં જમા કરવા પડે છે, જેના પર તેને ૨¼ ટકા વ્યાજ આપવામાં આવે છે. દ્રવ્યસંચય ફંડમાં દર વર્ષે દરેક સભાસદ ૧૦ રૂા. જમા કરાવે છે, જેમાં બીજી કેટલીક રકમ મંડળી ઉમેરે છે. દરેક દશ વર્ષે આ રકમ સભાસદોમાં વહેંચી આપવામાં આવે છે. ૧૯૩૯માં આવી ૨૧ હજાર રૂપિયાની રકમ સભાસદોમાં વહેંચવામાં આવી હતી, જે તેમના દેવા પેટે જમા કરવામાં આવી હતી. સભાસદોના વીમાઓ ઉતરાવવાનું કામ પણ મંડળીએ હાથ પર લીધું છે.

બરોડા કો–ઓપરેટિવ ઇન્સ્યોરન્સ કંપનીમાં આ વીમાઓ ઉતરાવવામા આવે છે. આ વીમામંડળી સંપૂર્ણ રીતે સહકારી સંસ્થા છે. અત્યાર સુધીમાં ૬૫ સભાસદોના રૂા. ૭૦૯૫૦નો વીમો મંડળીએ ઉતરાવ્યો છે. વીમો ઉતરાવવા સભાસદો પ્રેરાય એ હેતુથી મંડળી ઉત્તેજનાર્થે થોડીક રકમ આપે છે. આમ મંડળી નાણાં ધીરવા ઉપરાંત ખેડૂતો બચત કરવા પ્રેરાય એવી પ્રવૃત્તિઓ પણ કરે છે.

ધીરધારના કામ ઉપરાંતની બીજી પ્રવૃત્તિઓ માટે મંડળીનો ૧૯૪૫-૪૬નો અહેવાલ જોઈએ :

"(૧) શ્રીમંત સરકારના ઠરેલા ધોરણે અનાજ, ખાંડ, કપાસિયા, કેરોસીન વગેરે ચીજોની ભુવેલ તથા રાજપુર ગામોએ વહેંચણી કરવાનું કામ મંડળીએ ઉપાડી લીધેલું છે.

"(૨) ભુવેલ ગ્રામ્ય ઔષધાલયને નિવેદનની સાલે રૂા ૪૭ની મદદ આપી આરોગ્યમંડળ મારફત દવાઓ મંગાવવામાં આવેલી હતી, જે દવાઓનો લાભ ૭૭૭ દરદીઓને એટલે સામાન્યતઃ દરેક કુટુંબને મળેલો છે. જેથી ઔષધાલયનું કામ મંડળી મારફત ચાલુ રાખી આવતી સાલે મોંઘવારીને લીધે રૂા. ૫૦ની મદદ આપવા ભલામણ છે.

"(૩) ભુવેલ સાર્વજનિક પુસ્તકાલયને રૂા. ૫૦ની મદદ આપેલી છે. નવીન વર્ષ માટે રૂા. ૬૦ મંજૂર રાખવા ભલામણ છે.

ઉપર જણાવ્યા મુજબ રેશનિંગની બધી જ વ્યવસ્થા બે ગામો માટે મંડળીને સોંપવામાં આવી છે. મંડળી હસ્તક વહીવટ હોવાથી લોકોને ખૂબ જ ફાયદો થાય છે. આજુબાજુનાં ગામોમાં જ્યાં વેપારીઓને હસ્તક આ વહીવટ હોય છે ત્યાંના લોકોની ફરિયાદો સાંભળ્યા પછી મંડળીને હસ્તક વહીવટ હોવાનો લાભ ગામલોકોને પૂરેપૂરો સમજાયો છે, અને તેથીજ કાપડની વ્યવસ્થા ખાનગી વેપારીને હસ્તક છે તે મંડળીને સોંપવાની, તથા રેશનિંગ સિવાયની બીજી જરૂરિયાતની ચીજો જેની હાલ ખૂબ અછત છે તે પણ મંડળીએ લાવી વેચવાની લોકો માગણી કરી રહ્યા છે. વેપારીઓને હસ્તક જ્યાં રેશનિંગનો વહીવટ હોય છે ત્યાં અમુક દિવસોમાં માલ લઈ જવાની ખબર અપાય છે અને તે અરસામાં લઈ ન જનારનો માલ કાળાબજારમાં દાખલ થાય છે. આપવામાં આવેલી મુદત ઘણી નાની હોય છે. જ્યારે મંડળીમાં મહિનાના ગમે તે દિવસે આવી માલ લઈ જવાની છૂટ હોવાથી ખેડૂતો પોતાની સગવડે માલ લઈ જાય છે, તથા રેશનિંગનો માલ કાળાબજારમાં જવાનો ડર રહેતો નથી. ૧૯૪૫-૪૬ના વર્ષ દરમિયાન નીચે મુજબનો માલ મંડળીએ પૂરો પાડ્યો હતો:

| | | | | રૂા. આ. પા. |
|---|---|---|---|---|
| અનાજ | મણ | ૧૭૩૫-૩૩ શેર | કીમત | ૧૭૮૬૫-૯-૩ |
| ખાંડ | મણ | ૨૮૬—૫ ,, | | ૩૦૬૨-૪-૬ |
| કેરોસિન | ડબા | ૧૮૦ | | ૧૦૧૦-૮-૬ |
| કપાસિયા | મણ | ૮૦૨-૩૪ શેર | | ૪૩૦૭-૬-૬ |
| કાપડ (સ્ટેન્ડર્ડ કલોથ) | | | | ૮૫-૪-૦ |
| | | | કુલ | ૨૬૩૩૧-૦-૦ |

ચાલુ વર્ષે આમાં ગોળ, તેલ, દિવાસળીનો ઉમેરો થયો છે. ઉપરાંત મંડળીએ ખેતીવાડી ખાતામાંથી ૨૦૦૦ મણ ખોળ મંગાવી ખેડૂતોને પૂરો પાડ્યો હતો. રેશનિંગના કામકાજમાંથી મંડળીને રૂા. ૨૧૩૭–૫–૯નો નફો થયો હતો. મંડળીના કામથી સંતોષ પામીને તથા વેપારીઓ સામેની ફરિયાદને લઈને ભાદરણ મહાલ સમિતિએ બીજાં ત્રણ ગામોનો વહીવટ પણ જુવેલ સહકારી મંડળીને સોંપવાનું ઠરાવ્યું છે. આમાંનાં બે ગામો જુવેલ કરતાં પણ મોટાં છે.

જુવેલ ગ્રામઔષધાલય તો મંડળીના પૈસાથી જ ચાલે છે, અને પુસ્તકાલયને પણ ગામમાંથી મોટી રકમની મદદ મંડળી તરફથી જ મળે છે.

આમ મંડળી ધીરધાર ઉપરાંત ગામના હિતની બીજી પ્રવૃત્તિઓ પણ હાથમાં લેવાનું ચૂકતી નથી.

જુવેલ સહકારી મંડળીના કીર્તિકળશ જેવું 'જુવેલ સહકારી મંદિર' મંડળીની બેઠક પૂરી પાડવા ઉપરાંત પુસ્તકાલય તથા દવાખાનાની સગવડ ધ્યાનમાં રાખીને બાંધવામાં આવેલું છે. મકાન બાંધતી વખતે રૂા. ૬૦૦૦નું ખર્ચ થયેલું, હાલ તેની કીમત રૂા. દશ હજારની મનાય છે. મકાનનો ઉપયોગ અત્યારે મંડળીની બેઠક માટે, તેમજ રેશનિંગનો માલ ભરવા માટે થાય છે. સમગ્ર ગામની પ્રવૃત્તિઓનું કેન્દ્રસ્થાન બનવાની શકયતાઓ અને મહેચ્છાઓ ધરાવતી મંડળીના કામકાજને પંચાયતના કામકાજ સાથે સરખાવવા જેવું છે. લોકોના પોતાના ઉત્સાહ અને ટેકાથી નભતી સંસ્થાના કાર્ય આગળ અર્ધસરકારી ગણી શકાય એવી ગ્રામપંચાયત પાસે મૂકવા જેવું કશું જ કાર્ય નથી. લોકોના ઉત્સાહ વડે ટકતી સંસ્થા ચેતનથી ધબકતી છે, જ્યારે સરકારી ટેકા પર નિર્ભર સંસ્થા નિષ્પ્રાણ છે. એનો બોધપાઠ તો એ જ છે કે પંચાયતને સંપૂર્ણ સ્વરૂપમાં લોકોની સંસ્થા બનાવવી જોઈએ.

મંડળીના સભાસદોની સ્થિતિનો અંદાજ અવારનવાર કાઢવામાં આવે છે. મિલકતના આ અંદાજ ઉપરથી સભાસદોને ધિરાણ કરવામાં આવે છે. મંડળીએ કરેલા સ્થિતિના અંદાજો આપણે હવે જોઈ જઈએ, જે મંડળીના સભાસદોની આર્થિક સ્થિતિનો ખ્યાલ આપણને પૂરો પાડે છે.

કોઠા નં. ૨૯

| સાલ | સભાસદની સંખ્યા | જમીન વીઘા | જમીનની કીમત | ઘરની કીમત | કુલ મિલકત | ખાનગી દેવું | ધિરાણુલાયક મિલકત | ઢોર | બળદ | ગાડાં | નોંધ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૧૩-૧૪ | ૨૦ | ૨૮૩ | ૨૭૩૫૦ | ૧૧૨૦૦ | ૩૮૫૫૦ | ૧૦૫૦૦ | ૨૮૦૫૦ | ૩૨ | ૨૫ | ૧૨ | |
| ૧૪-૧૫ | ૩૫ | ૪૨૯ | ૩૭૯૦૦ | ૧૬૫૬૦ | ૫૪૪૬૦ | ૧૧૭૮૫ | ૪૨૬૭૫ | ૫૮ | ૩૩ | ૧૪ | જમીનની કીમત દર વીઘે રૂા. ૧૦૦ |
| ૧૫-૧૬ | ૫૬ | ૪૦૦ | ૫૧૬૦૦ | ૫૨૦૦૦ | ૧૦૩૬૦૦ | ૧૯૮૦૦ | ૮૪૧૦૦ | ૭૯ | ૪૦ | ૧૯ | |
| ૨૩-૨૪ | ૮૫ | ૬૮૦ | ૯૩૪૨૫ | ૩૭૨૦૦ | ૧૩૦૬૨૫ | ૯૪૨૫ | ૧૨૧૨૦૦ | ૭૪ | ૫૨ | ૨૩ | |
| ૨૬-૨૭ | ૯૩ | ૬૭૬ | ૧૬૩૦૭૫ | ૬૩૩૫૦ | ૨૨૬૪૨૫ | ૧૨૫૫૦ | ૨૧૩૮૭૫ | ૧૦૦ | ૭૩ | ૨૯ | જમીનની કીમત સરેરાશ દર વીઘે રૂ. ૧૦૦ |
| ૩૧-૩૨ | ૧૦૪ | ૭૯૩ | ૧૫૪૧૨૦ | ૮૬૮૭૫ | ૨૪૦૯૯૫ | ૧૯૩૯૮ | ૨૨૧૫૯૭ | ૧૦૩ | ૬૧ | ૩૭ | |

૩૨માં ખીજું સરખામણી પત્રક બનાવવામાં આવેલું, જેમાં સભાસદોની દાખલ થતી વખતની અને તે વખતની સ્થિતિની સરખામણી કરવામાં આવી હતી.

| સાલ | સભાસદની સંખ્યા | જમીન વીઘા | જમીનની કીમત | ઘરની કીમત | કુલ મિલકત | ખાનગી દેવું | ધિરાણુલાયક મિલકત | ઢોર | બળદ | ગાડાં | નોંધ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દાખલ થતી વખતે | | ૭૨૯ | | | | ૨૯૧૨૭ | | | | | ખેતીની પેદાશ વીઘે રૂા. ૧૫. સામાજિક ખર્ચ કામના રિવાજ મુજબ. |
| અત્યારે | | ૭૯૫ | | | | ૬૦૯૨૫ | | | | | અનાજ તમાકુનો ભાવ બેસી જવાથી ખેતીમાં પેદાશ રહી નથી. સામાજિક ખર્ચ રિવાજ કરતાં કમી છે. |

ખીજી નોંધઃ–ગયા બે વરસથી તમાકુનો ભાવ કમી થઈ જવાથી તેમ અનાજનો ભાવ કમી થવાથી ખેડૂતને વેચાણની રકમ હાથ આવતી નથી, તેથી દેવાનો બોજો વધારે થયો છે. બાકી એકંદરે મંડળીથી લોકોને ઘણો જ ફાયદો થયો છે.

| સાલ | સભાસદની સંખ્યા | જમીન વીઘા | જમીનની કીમત | ઘરની કીમત | કુલ મિલકત | ખાનગી દેવું | ધિરાણુલાયક મિલકત | ઢોર | બળદ | ગાડાં | નોંધ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩૮-૩૯ | ૧૦૯ | ૬૯૦ | ૧૩૬૧૫૬ | | | | | | | | વીઘે સરેરાશ કીમત રૂા. ૧૯૭ |
| ૪૪-૪૫ | ૧૦૮ | ૭૨૫ | ૨૪૬૬૭૫ | ૧૦૯૧૦૦ | ૩૫૫૭૭૫ | ૨૦૦૭૫ | ૩૩૫૭૦૦ | ૧૧૮ | ૭૭ | ૩૨ | સરેરાશ કીમત રૂા. ૩૫૦ |

ઉપરના આંકડાઓનું પૃથ્થકરણ કરી જોઈએ.

(૧) સભાસદોની સંખ્યા ઉત્તરોત્તર વધતી રહી છે.

(૨) સભાસદોની જમીનમાં ચડઊતર થયા કરી છે, પરંતુ સરાસરી જમીન ઘટવા પામી છે. જમીનની સરાસરી ઘટવાના કારણો :

(क) શરૂઆતના સભાસદો મોટા ખાતેદારો હતા. પાછળથી સભાસદો થનારમાં કેટલાક આ સભાસદોના જ કુટુંબીઓ હતા, એટલે સભાસદની સંખ્યા વધી, પરંતુ તે તે ખાતેદારોની જમીન એટલી જ રહેવાથી જમીનમાં વધારો થતો નથી. સરવાળે સરેરાશમાં ઘટાડો થાય છે.

(ख) વળી પાછળથી દાખલ થનારા ખાતેદારો નાના ખાતેદારો હોવાથી પણ સરેરાશમાં ઘટાડો થાય છે.

(ग) ૩૧–૩૨ અને ૩૮–૩૯ વચ્ચેના ગાળામાં જમીનમાં ઘટાડો થવાનું કારણ કેટલાક મોટા ખાતેદારો ગુજરી જવાથી સભાસદ તરીકે બંધ થતા હોવાથી કુલ જમીનમાં ઘટાડો થાય છે.

ઉપરનાં કારણોસર જમીનમાં વધઘટ થયા કરતી હોય છે, તેમજ ચાલુ સભાસદોની જમીનમાં પણ થોડી હેરફેર થયા કરે છે, પરંતુ એકંદરે સભાસદોની જમીનમાં ખાસ વધઘટ થઈ નથી. દાખલ થતી વખતે સભાસદોની જમીન ૭૪૫ વીઘા હતી, અત્યારે (૧૯૪૫–૪૬) ૭૨૫ વીઘા છે.

(૩) જમીનની કીમત ૧૯૧૩–૧૪ માં વીઘે ૧૦૦ રૂ. હતી. તે ૧૯૩૮–૩૯ માં રૂા. ૧૯૭ થઈ, અને ૧૯૪૪–૪૫ માં વધીને રૂા. ૩૫૦ સુધી પહોંચી.

(૪) સભાસદોના ખાનગી દેવામાં ઉત્તરોત્તર ઘટાડો થયા કર્યો છે. મંડળીની શરૂઆતમાં સભાસદ દીઠ રૂા. ૫૦૦ આવતા, જ્યારે ૧૯૪૪–૪૫ માં રૂા. ૨૦૦ છે.

ટૂંકમાં ઉપરના આંકડાઓમાંથી આપણને એ જાણવા મળે છે કે મંડળીના સભાસદોની સંખ્યા ધીમે ધીમે વધતી ચાલી છે, તેમની માલિકીની જમીનમાં ખાસ ફેરફાર થયો નથી, અને તેમનાં ખાનગી દેવાંઓમાં નોંધપાત્ર ઘટાડો થયો છે.

હવે આપણે મંડળીનું વાર્ષિક પ્રગતિપત્રક જોઈશું, જે આપણને મંડળીનો ક્રમિક વિકાસ વધુ વિગતોમાં પૂરો પાડે છે.

## કોઠા નં. ૩૭

## ભુવેલ સહકારી મંડળીનું

| સાલ | સભાસદ સંખ્યા | ભાગોનું ભંડોળ (શેર કેપિટલ) | ફરજિયાત બચત | બેંક, પેઢી કે સરકારી કરજ | થાપણો સભાસદોની | થાપણો બિનસભાસદોની | દ્રવ્ય સંચય ફંડ | રિઝર્વ ફંડ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૧૩-૧૪ | ૩૧ | ૩૧૦ | ૫૦ | ૬૦૦ | ... | ૧૩૦૦ | ... | ૫૧ |
| ૧૪-૧૫ | ૩૫ | ૩૫૦ | ૧૧૬ | ૧૪૦૦ | ૧૫૮ | ૧૬૦૦ | ... | ૧૪૨ |
| ૧૫-૧૬ | ૫૬ | ૫૬૦ | ૨૧૨ | ૨૯૦૦ | ૨૯૪ | ૩૨૩૮ | ... | ૩૩૬ |
| ૧૬-૧૭ | ૬૦ | ૬૦૦ | ૩૩૦ | ૨૦૯૫ | ૧૦૩૧ | ૧૯૯૭ | ... | ૬૦૦ |
| ૧૭-૧૮ | ૬૬ | ૬૬૦ | ૪૪૬ | ... | ૧૪૦૯ | ૫૯૮૨ | ... | ૯૭૯ |
| ૧૮-૧૯ | ૭૭ | ૭૭૦ | ૫૮૪ | ... | ૨૨૧૮ | ૨૦૫૧૭ | ... | ૧૫૮૪ |
| ૧૯-૨૦ | ૮૪ | ૮૪૦ | ૭૩૬ | ૫૫૦૦ | ૧૯૩૬ | ૧૨૨૩૮ | ... | ૨૦૯૬ |
| ૨૦-૨૧ | ૮૩ | ૮૩૦ | ૭૩૬ | ૭૨૯૯ | ૧૯૭૭ | ૧૫૭૭૬ | ... | ૨૬૧૭ |
| ૨૧-૨૨ | ૮૫ | ૮૫૦ | ૮૭૪ | ૨૭૨૧ | ૨૧૦૦ | ૧૮૯૧૪ | ... | ૨૩૯૦ |
| ૨૨-૨૩ | ૮૬ | ૮૬૦ | ૧૦૨૪ | ... | ૩૮૯૮ | ૨૦૧૩૭ | ... | ૩૬૧૪ |
| ૨૩-૨૪ | ૮૫ | ૮૫૦ | ૧૧૪૮ | ૧૦૦૦ | ૪૦૬૭ | ૨૩૦૭૬ | ... | ૪૫૫૦ |
| ૨૪-૨૫ | ૮૭ | ૮૭૦ | ૧૨૯૨ | ૧૦૦૦ | ૪૬૯૪ | ૨૫૬૫૯ | ... | ૫૯૬૪ |
| ૨૫-૨૬ | ૯૨ | ૯૨૦ | ૧૪૪૦ | ... | ૫૫૯૯ | ૨૮૪૯૨ | ... | ૭૩૨૯ |
| ૨૬-૨૭ | ૯૩ | ૯૩૦ | ૧૬૩૦ | ૨૦૦૦ | ૬૧૭૯ | ૩૦૫૫૯ | ... | ૮૨૨૪ |
| ૨૭-૨૮ | ૯૮ | ૯૮૦ | ૧૮૦૪ | ... | ૯૧૮૮ | ૩૦૮૯૨ | ... | ૮૨૨૪ |
| ૨૮-૨૯ | ૧૦૧ | ૧૦૧૦ | ૧૯૮૨ | ૪૦૦૦ | ૯૦૨૧ | ૩૩૪૨૨ | ... | ૯૬૨૯ |
| ૨૯-૩૦ | ૧૦૩ | ૧૦૬૦ | ૨૧૧૨ | ... | ૯૫૪૯ | ૩૬૨૫૩ | ૬૦૦ | ૧૦૩૮૫ |
| ૩૦-૩૧ | ૧૦૪ | ૧૦૬૦ | ૨૩૧૦ | ... | ૧૦૦૧૧ | ૩૭૬૬૭ | ૨૫૩૪ | ૧૦૮૭૨ |
| ૩૧-૩૨ | ૧૦૪ | ૧૦૬૦ | ૨૫૧૪ | ... | ૯૮૫૪ | ૩૭૨૧૬ | ૪૬૫૮ | ૧૧૩૮૬ |
| ૩૨-૩૩ | ૧૦૬ | ૧૦૮૦ | ૨૭૧૮ | ... | ૧૦૬૮૨ | ૩૯૪૦૨ | ૬૯૬૭ | ૧૧૯૧૧ |
| ૩૩-૩૪ | ૧૦૬ | ૧૦૮૦ | ૨૮૨૦ | ... | ૧૧૦૧૪ | ૩૭૬૫૫ | ૯૭૫૧ | ૧૨૬૨૫ |
| ૩૪-૩૫ | ૧૦૭ | ૧૦૯૦ | ૩૦૦૨ | ... | ૧૩૭૪૬ | ૨૭૮૭૪ | ૧૨૨૫૧ | ૧૩૧૪૭ |
| ૩૫-૩૬ | ૧૦૯ | ૧૧૧૦ | ૩૨૦૬ | ... | ૧૪૭૦૮ | ૨૩૩૩૫ | ૧૪૭૭૭ | ૧૩૬૦૫ |
| ૩૬-૩૭ | ૧૦૯ | ૧૧૧૦ | ૩૩૬૪ | ... | ૧૩૧૭૪ | ૨૨૫૩૬ | ૧૭૨૭૦ | ૧૪૦૯૦ |
| ૩૭-૩૮ | ૧૦૯ | ૧૧૧૦ | ૩૩૬૦ | ... | ૧૨૬૫૨ | ૨૧૬૭૦ | ૧૮૮૩૩ | ૧૪૫૨૧ |
| ૩૮-૩૯ | ૧૦૯ | ૧૧૧૦ | ૩૫૫૬ | ... | ૧૩૭૬૧ | ૧૭૮૦૮ | ૨૦૮૦૬ | ૧૪૩૦૧ |
| ૩૯-૪૦ | ૧૦૮ | ૧૧૦૦ | ૩૬૮૬ | ... | ૧૮૯૬૮ | ૧૭૩૪૦ | ૨૧૨૪ | ૧૪૭૨૧ |
| ૪૦-૪૧ | ૧૦૮ | ૧૧૦૦ | ૩૮૧૨ | ... | ૧૮૪૫૩ | ૧૭૭૪૧ | ૪૯૪૫ | ૧૫૨૨૭ |
| ૪૧-૪૨ | ૧૦૭ | ૧૦૯૦ | ૩૯૮૦ | ... | ૧૭૬૪૭ | ૧૬૧૦૪ | ૬૧૧૮ | ૧૩૦૬૦ |
| ૪૨-૪૩ | ૧૦૯ | ૧૧૧૦ | ૪૧૮૪ | ... | ૧૭૩૪૯ | ૨૧૩૨૪ | ૭૮૫૮ | ૧૩૬૭૬ |
| ૪૩-૪૪ | ૧૧૦ | ૧૧૨૦ | ૪૩૮૬ | ... | ૨૧૦૬૪ | ૨૫૨૬૦ | ૯૭૫૬ | ૧૪૨૬૩ |
| ૪૪-૪૫ | ૧૦૮ | ૧૧૧૦ | ૪૫૧૨ | ... | ૨૧૯૫૫ | ૨૯૫૩૧ | ૧૦૬૯૫ | ૧૪૮૯૭ |
| ૪૫-૪૬ | ૧૦૯ | ૧૧૪૦ | ૪૬૨૬ | ... | ૧૮૪૯૯ | ૩૭૬૪૨ | ૧૨૨૪૪ | ૧૫૩૭૦ |

## વાર્ષિક પ્રગતિપત્રક

| ધર્માદા ફંડ | મંડળીનું કુલ ભંડોળ | નફો અગર તોટો | ચાલુ વર્ષે કરેલું ધિરાણ | ધિરાણ બાકી: મુદત પાકવા પર | ધિરાણ બાકી: મુદત પાકેલું | ધિરાણના વ્યાજનો દર | ધર્માદા ફંડમાંથી ખર્ચેલી રકમ | વાર્ષિક ખર્ચ | નોંધ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ... | ૨૩૨૦ | + ૫૧ | ૪૪૯૦ | ૨૨૮૯ | ... | દોઢ પાઇ | ... | ૬ | |
| ... | ૩૭૧૯ | + ૯૧ | ૫૪૨૫ | ૩૪૧૯ | ... | ,, | ... | ૧૨ | |
| ... | ૭૩૪૭ | + ૧૯૩ | ૮૧૧૩ | ૭૨૬૦ | ... | ,, | ... | ૨૪ | |
| ... | ૯૩૯૦ | + ૨૬૩ | ૧૧૫૪૯ | ૯૩૦૯ | ... | ,, | ... | ૬૫ | |
| ... | ૧૪૦૯૯ | + ૩૭૯ | ૯૮૮૦ | ૧૧૯૮૬ | ... | ,, | ... | ૬૬ | |
| ... | ૨૬૧૦૮ | + ૬૦૪ | ૩૨૪૫૮ | ૨૩૫૯૬ | ... | ,, | ... | ૧૨૩ | |
| ... | ૨૫૫૧૨ | + ૫૧૨ | ૧૭૨૫૯ | ૧૧૦૭૧ | ૧૩૧૯૭ | સવા પાઇ | ... | ૧૬૫ | |
| ... | ૩૨૩૯૨ | + ૫૨૧ | ૯૮૫૭ | ૧૭૯૮૯ | ૧૧૪૩૨ | દોઢ પાઇ | ... | ૧૩૯ | |
| ... | ૩૨૧૭૯ | − ૨૨૭ | ૧૫૦૦૭ | ૨૮૦૫૪ | ૩૧૦૪ | ,, | ... | ૨૨૬ | |
| ... | ૩૧૮૧૦ | +૧૨૨૪ | ૧૭૦૬૬ | ૩૨૫૪૪ | ... | ,, | ... | ૨૬૦ | |
| ... | ૩૬૭૫૬ | + ૯૬૩ | ૧૮૦૫૮ | ૩૬૬૬૨ | ... | ,, | ... | ૨૯૩ | |
| ... | ૩૯૦૬૬ | +૧૪૧૪ | ૨૪૩૧૩ | ૩૬૩૦૩ | ૫૪૫ | ,, | ... | ૨૯૯ | |
| ... | ૪૨૪૧૭ | +૧૩૬૪ | ૩૧૩૧૨ | ૪૦૬૫૪ | ૨૩૮૧ | સવા પાઇ | ... | ૫૪૪ | |
| ... | ૪૯૨૨૮ | + ૮૯૫ | ૩૧૪૫૪ | ૪૩૪૮૫ | ૨૨૬૬ | ,, | ... | ૩૯૩ | |
| ... | ૫૧૦૮૯ | +૧૪૦૪ | ૩૦૩૦૪ | ૪૨૦૩૯ | ૩૫૦૪ | ,, | ... | ૩૮૭ | |
| ... | ૫૯૦૬૫ | + ૭૫૬ | ૩૪૫૯૩ | ૪૮૨૪૪ | ૩૧૭૬ | ,, | ... | ૪૫૫ | |
| ... | ૬૧૪૨૨ | +૧૯૪૮ | ૩૫૨૧૭ | ૫૨૫૭૦ | ૧૬૫૦ | ,, | ... | ૩૫૧ | |
| ૩૮૯ | ૬૪૯૩૯ | +૧૯૬૦ | ૩૭૧૫૦ | ૫૬૯૭૪ | ૨૧૨૪ | ,, | ... | ૪૬૬ | |
| ૭૨૦ | ૬૭૫૧૨ | +૧૮૩૨ | ૧૫૩૨૮ | ૫૬૧૬૭ | ૩૭૪૭ | ,, | ૮૦ | ૪૪૪ | |
| ૧૦૨૭ | ૭૪૧૬૭ | +૨૫૮૧ | ૫૦૦૫૯ | ૫૭૪૦૯ | ૧૯૫૭ | એક પાઇ | ૮૦ | ૯૬૧ | |
| ૧૪૮૧ | ૭૬૬૨૬ | +૨૦૮૬ | ૧૬૩૮૦ | ૫૬૯૧૫ | ૭૦૦ | ,, | ૮૦ | ૫૧૩ | |
| ૧૮૧૮ | ૭૪૯૬૭ | +૧૭૭૦ | ૨૧૬૯૭ | ૬૦૫૬૧ | ૭૦૦ | ,, | ૮૦ | ૪૧૯ | |
| ૨૦૯૩ | ૭૯૧૭૬ | +૧૭૩૯ | ૨૦૦૬૦ | ૬૫૩૭૦ | ૯૯૩ | ,, | ૮૦ | ૫૮૬ | |
| ૨૩૬૧ | ૭૪૩૫૩ | +૧૫૬૭ | ૧૨૭૩૦ | ૫૬૮૭૪ | ૯૧૮૯ | ,, | ૮૦ | ૫૪૩ | |
| ૨૫૯૪ | ૭૬૨૧૭ | − ૨૧૯ | ૧૦૯૦૧ | ૫૨૪૩૯ | ૧૪૯૯૩ | ,, | ૮૦ | ૪૯૫ | |
| ૨૫૯૪ | ૭૪૪૭૬ | + ૭૩૨ | ૮૦૩૦ | ૫૬૦૦૦ | ૧૧૦૮૬ | ,, | ... | ૫૦૫ | |
| ૨૬૯૭ | ૬૧૧૫૩ | +૧૯૯૦ | ૫૧૬૬ | ૪૧૩૩૪ | ૬૨૮૪ | ,, | ... | ૫૦૮ | |
| ૩૦૦૫ | ૬૪૮૬૮ | +૨૪૧૧ | ૯૪૨૩ | ૪૧૪૧૩ | ૪૬૬૩ | ,, | ૯૦ | ૫૧૪ | |
| ૩૬૬ | ૫૯૦૩૦ | +૧૬૬૬ | ૧૫૧૨૩ | ૪૪૯૧૧ | ૪૦૨૯ | ,, | ૨૬૩૮× | ૫૪૨ | × મકાન |
| ૬૦૧ | ૭૪૦૬૯ | +૧૫૪૨ | ૧૨૧૫૪ | ૩૭૫૬૧ | ૪૨૨૦ | ,, | ૧૦૦ | ૫૬૯ | બાંધકામ |
| ૯૩૭ | ૮૪૮૧૮ | +૧૬૮૫ | ૧૯૪૭૯ | ૩૯૨૬૦ | ૨૫૩૨ | ,, | ... | ૫૭૩ | ખાતે. |
| ૧૨૦૯ | ૯૨૧૦૨ | +૧૧૭૬ | ૩૩૬૮૩ | ૨૮૪૪૩ | ૧૦૫૦ | પોણી પાઇ | ૯૦ | ૭૦૬ | |
| ૧૩૮૯ | ૯૯૦૪૭ | +૨૯૨૦ | ૩૪૦૧૧ | ૩૦૯૪૬ | ૧૫૫૦ | ,, | ૯૦ | ૧૦૮૦ | |

આ આંકડાઓ તપાસતાં જણાય છે કેઃ

(૧) ૧૯૧૩–૧૪ માં ૩૧ સભાસદોથી શરૂ થયેલી મંડળીમાં હાલ (૧૯૪૬ ના વર્ષ સુધી) ૧૦૯ સભાસદો છે. ઉપર આપેલા સ્થિતિ પત્રકમાં ૧૯૧૩–૧૪ ની સભાસદ સંખ્યા ૨૦ જણાની છે, તેનું કારણ મંડળી નોંધાવતી વખતે સભાસદની તે સંખ્યા હતી, પરંતુ પાછળથી વર્ષ પૂરું થતાં પહેલા ૩૧ સુધી પહોંચેલી. ૩૩ વર્ષમાં સભ્ય સંખ્યામાં લગભગ ત્રણગણો વધારો થયો છે, અને ગામનાં અડધોઅડધ કુટુંબો સભાસદ થયા છે.

(૨) ૧૯૧૩–૧૪ માં મંડળીની શેરકેપિટલ રૂા. ૩૧૦ હતી, હાલ રૂા. ૧૧૪૦ છે. મંડળીના એક શેરની કીમત રૂા. ૧૦ છે.

(૩) રૂા. ૫૦ થી શરૂ થયેલી ફરજિઆત બચત હાલ રૂા. ૪૬૨૬) પર પહોંચી છે.

(૪) શરૂઆતના પંદર વર્ષોમાં બેંક કે ખેતીવાડી પેઢીનુ દેવું મંડળીને કરવું પડેલું. ૧૯૨૯ ની સાલથી મંડળીને એવું દેવું કરવું પડયું નથી. સંપૂર્ણ રીતે મંડળી પોતાના પગ પર ઊભી રહેતી થઈ ગઈ છે.

(૫) સભાસદ તેમજ બિનસભાસદોની થાપણોમાં અસાધારણ વધારો થયો છે. શરૂઆતના વર્ષમાં સભાસદોની એક પાઈની થાપણ નહોતી. તે બીજે વર્ષે રૂા. ૧૫૮ થી શરૂ થઈ હાલ રૂા. ૧૮૪૯૯ પર પહોંચી છે. સભાસદોની થાપણોની રકમ વધારેમાં વધારે ૧૯૪૪–૪૫ ના વર્ષમાં હતી, જ્યારે તે રૂા. ૨૧૯૫૫ પર પહોચેલી.

બિનસભાસદોની થાપણોમાં સભાસદોની થાપણો કરતાં પણ ઘણો મોટો વધારો થયો છે. શરૂઆતના વર્ષથી જ મંડળીએ બિનસભાસદોની થાપણો સારા પ્રમાણમાં મેળવવા માંડી છે. રૂા. ૧૩૦૦ થી શરૂ થયેલી આ રકમ હાલ રૂા. ૩૭૬૪૨ પર પહોંચી છે. મંડળીના કુલ ભંડોળની ત્રીજા કે અડધા ભાગની રકમ તો બિનસભાસદોની થાપણોમાંથી જ આવ્યા કરી છે. બિનસભાસદોની થાપણો ૧૯૨૬ થી ૧૯૩૪ સુધીનાં વર્ષોમાં ટોચે પહોંચે છે. સૌથી વધારે આંકડો ૧૯૩૨–૩૩ ના વર્ષમાં આવે છે, જ્યારે તે રકમ રૂા. ૩૯૪૦૨ ની થાય છે. ૧૯૩૪ પછી એમાં ઓટ આવે છે, તે ૧૯૪૫–૪૬ માં પાછી ભરતી શરૂ થાય છે, અને રૂા. ૧૬૧૦૪ સુધી નીચે ગયેલી રકમ ફરી પાછી રૂા. ૩૭૬૪૨ પર પહોંચે છે.

(૬) દ્રવ્યસંચય ફંડની શરૂઆત ૧૯૨૯–૩૦ ના વર્ષથી રૂા. ૬૦૦ ની રકમથી થાય છે. ૧૯૩૯–૪૦ માં આ ફંડની રૂા. ૨૦૮૦૬ ની રકમ

સભાસદોમાં તેની યોજના પ્રમાણે વહેંચી આપવામાં આવે છે, જે સભાસદોના દેવા પેટે મંડળીમાં જમા થાય છે. ફરી પાછી એ રકમ હાલ રૂા. ૧૨૨૪૪ પર પહોંચી છે. આ યોજનાથી સભાસદોને ૧૦ વર્ષનો વીમો ઉતરાવ્યા જેટલો લાભ થાય છે, જ્યારે તે સંપૂર્ણપણે મરજિયાત હોવાથી પાછલી ભરેલી રકમ ગુમાવવાનો સંભવ રહેતો નથી. દ્રવ્યસંચય ફંડમાં રકમ ભરનારને મંડળી કેટલાક લાભો (વર્ષના નફાનો અમુક ભાગ) આપતી હોવાથી લગભગ દરેક સભાસદ એમાં રકમ ભરવા લલચાય છે. આ પ્રમાણે એકાદ વર્ષ રકમ ન ભરાય તો પાછલી રકમ ગુમાવવાના જોખમ વિના દશ વર્ષે મોટી રકમ મેળવવાનો લાભ સભાસદો આ યોજનાથી મેળવે છે. સામટી હાથમાં આવેલી રકમ પણ ગમે તેમ વેડફી દેવાને બદલે તેમના મંડળીના દેવા પેટે જ જમા થાય છે.

(૭) રૂા. ૫૧ થી શરૂ થયેલ રિઝર્વ ફંડમાં અત્યારે રૂા. ૧૫૪૭૦ની રકમ છે.

(૮) ૧૯૩૦–૩૧ ના વર્ષથી રૂા. ૩૮૯ ની રકમથી ધર્માદા ફંડની શરૂઆત કરવામાં આવે છે. ૧૯૪૦–૪૧ માં એ રકમ ૩૦૦૫ જેટલી થાય છે. ૧૯૪૧ માં મંડળીનું મકાન બાંધવામાં થયેલ ખર્ચ પેટે રૂા. ૨૬૩૮ ની રકમ આ ફંડમાંથી લેવામાં આવી છે. હાલ ધર્માદા ફંડની રકમ રૂા. ૧૩.૯ નો છે. ઉપર જણાવ્યું છે તે મુજબ દર વર્ષે અમુક રકમ દવાખાનાને તથા પુસ્તકાલયને મંડળી આપે છે.

મંડળીના મકાનની કીમત અત્યારે રૂા. દશ હજારની અંદાજવામાં આવે છે.

(૯) રૂા. ૨૩૨૦ ના કુલ ભંડોળથી શરૂ થયેલી મંડળીનું ભંડોળ અત્યારે રૂા. ૯૯૦૪૭ એટલે લગભગ લાખ રૂપિયાનું છે.

(૧૦) ૩૩ વર્ષની કારકિર્દીમાં ફક્ત બે જ વર્ષ ખોટ આવી છે. બાકીનાં ૩૧ વર્ષ રૂા. ૫૧ થી માંડીને રૂા. ૨૯૨૦ સુધીનો નફો થયો છે.

(૧૧) ધિરાણની રકમમાં ચડઊતર ઘણી થઈ છે. સૌથી વધારે ધિરાણ રૂા. ૫૦૦૫૯ નું ૧૯૩૨–૩૩ માં થયું છે. ૧૯૧૮–૧૯, ૧૯૨૫ થી ૧૯૩૩ (૧૯૩૧–૩૨ નું વર્ષ બાદ કરતાં), ૧૯૪૪ થી ૧૯૪૬–આટલાં વર્ષો રૂા. ૩૦ હજાર ઉપર ધિરાણ થયું છે.

(૧૨) બાકી ધિરાણની મુદત પાકવા ઉપરની રકમ ૧૯૨૨ થી ચડતી આવીને ૧૯૩૫–૩૬ માં ટોચે પહોંચે છે, જ્યારે એ રકમ રૂા. ૬૫૪૭૦ ની છે. એ જ રીતે પાકેલી મુદત ઉપરનું ધિરાણ પણ ૧૯૩૭–

૩૮ માં સૌથી વધારે થાય છે. એ વર્ષમાં એ રકમ રૂા. ૧૪૯૯૩ ની છે. છેલ્લા બે વર્ષોમાં બાકી ધિરાણની બંને રકમોમાં નોંધપાત્ર ઘટાડો થાય છે. આનું કારણ આ બે વર્ષોમાં તમાકુના ભાવ ઘણા સારા ઊપજ્યા હોવાથી સભાસદો તરત રકમ ભરી દે છે.

(૧૩) ધિરાણના વ્યાજનો દર પહેલાં ૧૧ વર્ષ દોઢ પાઈ (રૂા.૯–૬–૦), બીજાં ૮ વર્ષ સવાપાઈ ( રૂા. ૭–૧૩–૦ ), પછીનાં ૧૨ વર્ષ એક પાઈ (રૂા. ૬–૪–૦) અને છેલ્લાં બે વર્ષથી પોણી પાઈ રહ્યો છે (રૂા ૪–૧૧–૦). ૩૩ વર્ષમાં વ્યાજનો દર મંડળી અડધો કરી શકી છે.

(૧૪) ખર્ચની રકમમાં છેલ્લાં બે વર્ષમાં વધારો થવાનું કારણ મંડળીની પ્રવૃત્તિઓમાં થયેલો વધારો છે. રેશનિંગના કામકાજને કારણે મંડળીના ખર્ચમાં વધારો થયો છે.

મંડળીનું પ્રગતિપત્રક આમ મંડળીની સ્થિર અને નક્કર પ્રગતિનો સચોટ અહેવાલ રજૂ કરે છે.

આવી ઉજ્જવળ કારકિર્દી હોવા છતાંયે મંડળીનું બધું કાર્ય મુખ્યત્વે માત્ર નાણાંનો ધીરધાર પૂરતું જ મર્યાદિત રહ્યું છે. ખેતીવાડીને સીધું ઉપયોગી થઈ પડે એવું કામ તેણે હજુ ખાસ કંઈ કર્યું નથી. ૧૯૧૭–૧૮ માં પંપ મૂકી ખેડૂતોને પાણી પૂરું પાડવાનો વિચાર મંડળીના સભાસદોએ કરેલો, પણ એમાં બધા સભાસદોની મંજૂરીની જરૂર સહકારી અધિકારીએ બતાવેલી હોવાથી અમલમાં નહિ મૂકી શકાયો. એ જ વર્ષમાં ઉનાળા માટે ઘાસ સંગ્રહી રાખવાનો એક પ્રયત્ન પણ મંડળીએ કરેલો, પરંતુ એ રીતે ભેગી કરેલી સભાસદોની દોઢ લાખ પૂળાની ગંજી કોઈકે દુશ્મનાવટને કારણે બાળી મૂકવાથી ગોડાઉનના અભાવે એ પ્રયત્ન પડતો મૂકવામાં આવેલો. ગયે વર્ષે મંડળીએ ૨૦૦૦ મણ ખોળ લાવી ગામલોકોને પૂરો પાડ્યો હતો. આ વર્ષે પણ ખોળની માંગણી મંડળીએ કરી છે. મંડળીના આશ્રય નીચે એક પંપ-સહકારી મંડળી આ વર્ષે સ્થાપવામાં આવી છે, જે ખેડૂતોને સસ્તા દરે પાણી પૂરું પાડવાનું કામ કરશે. આમ આ વર્ષથી ખેતીવાડીના કાર્યને સહકારી પાયા પર મૂકવાની શુભ શરૂઆત પણ થઈ છે. મંડળીએ નાણાંની ધીરધારના કામ વડે ખેડૂતોને સસ્તા દરે નાણાં પૂરાં પાડી શાહુકારોના પંજામાં પડતા અટકાવવાનું તેમજ મોટા દેવાના ભારમાં ડૂબી જતાં અટકાવવાનું ઉપયોગી કાર્ય કર્યું છે, પરંતુ ખેડૂતોની આર્થિક સ્થિતિમાં મૂળભૂત ફેરફાર લાવવાનું કાર્ય તો ખેતીવાડીનાં કામો હાથ ધરવાથી જ થઈ શકશે. પહેલું કાર્ય સ્થિતિ બગડતી અટકાવે છે, સ્થિતિ

સુધારવાનું કામ તો ખેતીવાડીને શક્ય તેટલે અંશે સહકારી ધોરણ પર મૂકવાથી જ થઈ શકશે.

સહકારી મંડળીના કામને લીધે ભુવેલની આબાદી થઈ છે. જો યોગ્ય દોરવણી મળી હોત તો હજુ વધારે લાભ તે ગામને પહોંચાડી શકી હોત. તેના ભવિષ્યના કાર્ય માટે નીચેનાં સૂચનો કરવામાં આવે છે :

(૧) જમીનજાગીર વિનાના પરંતુ સારી શાખ ધરાવતા માણસોને પણ સભાસદ બનાવવા, જેથી મંડળીના કામકાજનો તેઓ યોગ્ય લાભ ઉઠાવી શકે.

(૨) માલની લે-વેચની વ્યવસ્થા હાથ ધરવી.

(૩) ખેતીસુધારણા માટેનાં કાર્યો હાથ ધરવાં.

ભાદરણ જેવા કોઈ નજીકના સ્થળે ખેતીસુધારણાનું કેન્દ્ર હોય તો આ કામ વધુ સરળતાથી હાથ ધરી શકાય. ભાદરણ ખેતીવાડી પેઢી જેવી સંસ્થા મારફતે આ કાર્ય હાથ ધરાય તો આખા તાલુકાની ખેતી સુધારી શકાય.

ભુવેલ સહકારી મંડળીના કામકાજ ઉપરથી એક વસ્તુ બહુ સ્પષ્ટ રીતે સમજાય છે. ભુવેલ સહકારી મંડળીના કામકાજની આજુબાજુનાં ગામો પર કશી જ અસર નથી થઈ. નિકોલ્સનનું સૂત્ર "રેઇફેસનને શોધી કાઢો"* અહીં પણ લાગુ પડે છે. પ્રામાણિક અને નિષ્ઠાવાન સ્થાનિક કાર્યકરને શોધો, અને લોકો ભેગા મળી કામ કરશે. એવા કાર્યકરની ગેરહાજરીમાં લોકો સાથે મળીને કામ કરવા તૈયાર નહિ થાય, કારણ લોકોમાં હજુ સહકારી વૃત્તિનાં બીજ ઊંડા રોપાયાં નથી.

---

* સહકારી પ્રવૃત્તિની શરૂઆત કરનાર તરીકે રેઈફેસનનું નામ જાણીતું છે. તેની યોગ્ય દોરવણીથી જર્મનીનાં ગામડાઓમાં સહકારી પ્રવૃત્તિનાં શુભ મંડાણ થયાં હતાં, તથા તેનો મજબૂત પાયો નખાયો હતો. સહકારી પ્રવૃત્તિની સફળતાનો મુખ્ય આધાર તેના કાર્યવાહક પર કેટલો બધો હોય છે તે બતાવવા નિકોલ્સને (સહકારી હિલચાલના એક અભ્યાસી) આ સૂત્ર વહેતું મૂક્યું છે.

# ૬. આર્થિક સ્થિતિ

ઘેરેઘેર ફરીને આવક-ખર્ચના આંકડા અમે એકઠા કર્યા છે. જે કુટુંબો રાજીખુશીથી આપે તેમના જ આંકડા લેવાનું ધોરણ રાખ્યું હતું.

**આવક ખર્ચ**

આથી જાણીબૂઝીને ખોટા આંકડા આપવાનું જોખમ અમે ટાળ્યું છે. વળી કોઇ એકાદ વર્ગ કે જ્ઞાતિનું વધારે પડતું પ્રતિનિધિત્વ ન આવી જાય તેની પણ પૂરતી સાવચેતી રાખી હતી. આ રીતે કુલ ૨૦૮ કુટુંબોમાંથી અમે ૯૬ કુટુંબોના આવક-ખર્ચના આંકડા મેળવી શકેલાં. ગામના બધા વર્ગોનો લગભગ સરખા પ્રમાણમાં આ ૯૬ કુટુંબોમાં સમાવેશ થતો હોવાથી આ આંકડાઓ મારફતે આખા ગામની આર્થિક સ્થિતિ રજૂ કરવાનો દાવો થઇ શકે એમ છે. આમ છતાં આ આંકડાઓ પર બહુ આધાર ન રાખતાં ગામની આર્થિક સ્થિતિ જાણવા માટે અમે બીજો વધારે વિશ્વાસપાત્ર રસ્તો લીધો છે, જેની ચર્ચા પાછળ કરી છે. આવક-ખર્ચના આંકડાઓ પર બહુ આધાર ન રાખવાના કારણમાં એક તો એ કે જેમણે આ આંકડાઓ આપ્યા છે તેમને પોતાને જ તેમના આવક-ખર્ચની પૂરતી ખબર નથી હોતી. હિસાબ રાખવાની ટેવ ન હોવાને કારણે વર્ષના આવક-ખર્ચના પૂરેપૂરા સાચા આંકડા મેળવવાનું કામ અશક્ય છે. યાદદાસ્તને આધારે તેમજ કેટલાંક સામાન્ય અનુમાનો દ્વારા એકઠા કરી શકાય એવા આ આંકડાઓ છે. દા. ત. રોજનો જે ખોરાક હોય તેને ચાલુ ભાવે ગણી તેનો ખર્ચ કાઢયો. સામાન્ય રીતે કપડાંનો જે વપરાશ થતો હોય તે પરથી કપડાંનું ખર્ચ મૂકયું. એ જ રીતે ખેતરમાંથી જે ઊપજ થઇ હોય તેને ચાલુ ભાવે ગણી તેમાંથી ખેતીખર્ચ બાદ કરતાં જે રકમ વધી તેને આવક તરીકે ગણી. ઘી-દૂધ, ભાડે ગાડું ફેરવવું, ખેતીમજૂરી વગેરેમાંથી જે રકમ થઈ તેને આવકમાં ઉમેરી. આમ અનેક જાતની છૂટીછવાઇ વિગતો સ્મરણશક્તિને આધારે એકઠી કરી આવક-ખર્ચના આંકડા મેળવ્યા. સ્વાભાવિક રીતે જ એની ચોકસાઇ અધૂરી રહે. પણ એ સિવાય બીજો કોઈ માર્ગ જ ન હોતો. છતાં આ રીતે મેળવેલા આંકડાનાં અનુમાનો પરથી મળતો આર્થિક સ્થિતિનો ખ્યાલ વધારે વિશ્વાસપાત્ર રીતે મેળવેલા ખ્યાલથી બહુ જુદો નથી પડતો.

જે ૯૬ કુટુંબોના આવકખર્ચના આંકડા લીધા છે તેમનું જ્ઞાતિવાર તથા ધંધાવાર વર્ગીકરણ નીચે મુજબ છે :

### કોઠા નં. ૩૧

| જ્ઞાતિ | કુલ કુટુંબો | આંકડા લીધેલા કુટુંબો | ટકા | ધંધો | કુલ કુટુંબો | આંકડા લીધેલા કુટુંબો | ટકા |
|---|---|---|---|---|---|---|---|
| પાટીદાર | ૫૬ | ૨૮ | ૫૦ | જમીનદાર | ૧૭ | ૫ | ૩૦ |
| બારૈયા | ૩૦ | ૧૪ | ૪૭ | વેપારી | ૮ | ૪ | ૫૦ |
| ઢેઢ | ૨૮ | ૧૧ | ૪૦ | ખેડૂત | ૭૬ | ૩૮ | ૫૦ |
| રજપૂત | ૨૩ | ૧૧ | ૪૬ | (માલિક) | | | |
| બ્રાહ્મણ | ૧૪ | ૬ | ૪૩ | ગણોત | ૨૩ | ૧૧ | ૪૮ |
| રબારી | ૧૨ | ૩ | ૨૫ | નોકરી | ૧૨ | ૬ | ૫૦ |
| રાવળ | ૧૧ | ૫ | ૪૫ | ખેતીમજૂર | ૫૪ | ૨૩ | ૪૨ |
| કુંભાર | ૮ | ૪ | ૫૦ | કારીગર | ૧૮ | ૯ | ૫૦ |
| વાળંદ | ૭ | ૩ | ૪૩ | | | | |
| ભંગી | ૬ | ૬ | ૧૦૦ | | | | |
| ચમાર | ૫ | ૨ | ૪૦ | કુલ | ૨૦૮ | ૯૬ | ૪૬ |
| સુથાર | ૩ | ૧ | ૩૩ | | | | |
| લુહાર | ૧ | ૧ | ૧૦૦ | | | | |
| દરજી | ૧ | ૧ | ૧૦૦ | | | | |
| પૂજારી | ૧ | — | — | | | | |
| વહોરા | ૧ | — | — | | | | |
| ઓડ | ૧ | — | — | | | | |
| કુલ | ૨૦૮ | ૯૬ | ૪૬ | | | | |

ઉપરના આંકડાઓ પરથી જોઈ શકાય છે કે ગામના બધા જ વર્ગોનો તેમાં યોગ્ય પ્રમાણમાં સમાવેશ થઈ જાય છે.

૯૬ કુટુંબોની આર્થિક તપાસના મહત્ત્વના પરિણામો નીચે મુજબ છે :

### કોઠા નં. ૩૨

| | | |
|---|---|---|
| આવક | ૬૧૪૯૧ | રૂ. |
| ખર્ચ | ૯૮૮૩૧ | રૂ. |
| ખોટ | ૩૭૩૪૦ | રૂ. |

કુટુંબની સરાસરી આવક ૬૪૦ રૂ. માથા દીઠ સરાસરી આવક રૂ. ૧૨૫
,, ,, ખર્ચ ૧૦૩૦ રૂ. ,, ,, ખર્ચ રૂ. ૨૦૦

| આવકનાં સાધનો | ટકા | ખર્ચનાં સાધનો | ટકા |
|---|---|---|---|
| જમીન | ૫૩· | ખોરાક | ૫૦· |
| મજૂરી | ૧૪· | કપડાં | ૧૨· |
| ઢોર (ઘી-દૂધ) | ૯· | ભાડું | ·૨ |
| વેપાર | ૮·૫ | બત્તી બળતણ | ૨·૫ |
| ઉદ્યોગ | ૬·૫ | કેળવણી | ૧·૫ |
| | | મહેસૂલ | ૨· |
| નોકરી | ૬· | વ્યાજ | ૨· |
| અન્ય | ૩· | સામાજિક | ૧૫· |
| | | દારૂ વગેરે વ્યસનો | ૮· |
| કુલ | ૧૦૦ | અન્ય | ૬·૮ |
| | | કુલ | ૧૦૦ |

## જુદી જુદી આવકવાળાં કુટુંબોનું પૃથક્કરણ

### કોઠા નં. ૩૩

| આવક | કુટુંબની સંખ્યા | ટકા |
|---|---|---|
| આવક વિનાના | ૨ | ૨ |
| રૂા. ૧ થી ૫૦ | ૫ | ૫ |
| રૂા. ૫૧ થી ૧૦૦ | ૧ | ૧ |
| રૂા. ૧૦૧ થી ૨૫૦ | ૧૨ | ૧૩ |
| રૂા. ૨૫૧ થી ૫૦૦ | ૩૦ | ૩૧ |
| રૂા. ૫૦૧ થી ૭૫૦ | ૧૯ | ૨૦ |
| રૂા. ૭૫૧ થી ૧૦૦૦ | ૧૨ | ૧૩ |
| રૂા. ૧૦૦૧ થી ૧૫૦૦ | ૮ | ૮ |
| રૂા. ૧૫૦૧ થી ૨૦૦૦ | ૩ | ૩ |
| રૂા. ૨૦૦૦ ઉપર | ૪ | ૪ |
| કુલ | ૯૬ | ૧૦૦ |

## નફાતોટાની સ્થિતિનું પૃથક્કરણ

### કોઠા નં. ૩૪

| નફાતોટાની રકમ | | કુટુંબની સંખ્યા | ટકા |
|---|---|---|---|
| ખોટ રૂ. | ૧ થી ૧૦૦ | ૬ | ૬ |
| | ૧૦૧ થી ૨૦૦ | ૧૫ | ૧૬ |
| | ૨૦૧ થી ૩૦૦ | ૬ | ૬ |
| | ૩૦૧ થી ૫૦૦ | ૧૩ | ૧૪ |
| | ૫૦૧ થી ૧૦૦૦ | ૨૨ | ૨૩ |
| | ૧૦૦૦ ઉપર | ૧૦ | ૧૦ |
| સરભર | | ૪ | ૪ |
| બચત રૂ. | ૧ થી ૧૦૦ | ૧૩ | ૧૪ |
| | ૧૦૧ થી ૫૦૦ | ૫ | ૫ |
| | ૫૦૧ થી ૧૦૦૦ | — | — |
| | ૧૦૦૦ ઉપર | ૨ | ૨ |
| | કુલ | ૯૬ | ૧૦૦ |
| ખોટવાળાં કુટુંબો | | ૭૨ | ૭૫ |
| ખોટવિનાનાં ,, | | ૪ | ૪ |
| બચતવાળાં કુટુંબો | | ૨૦ | ૨૧ |

સરાસરી આવક પરથી આખા ગામની આવક ગણતાં લગભગ ૧૩૩૦૦૦ રૂ. (એક લાખ તેત્રીસ હજાર) થાય છે, જ્યારે એ જ રીતે ખર્ચની ગણત્રી કરતાં ૨૧૪૦૦૦ રૂ. (બે લાખ ચૌદ હજાર) થાય છે. એટલે અંતે ૮૧૦૦૦ રૂ. (એકાસી હજાર)ની ખોટ રહે છે. આવક ખર્ચના આ આંકડા ૧૯૪૫-૪૬ ની સાલના છે, જે વર્ષે અતિવૃષ્ટિને કારણે પાકને ઘણું નુકસાન પહોંચેલું. લગભગ અર્ધો લાખ રૂપિયાનું નુકસાન થયું હશે એમ કહેવાય છે. આવક-ખર્ચના આંકડાઓ પરથી ગામની આર્થિક સ્થિતિનો સાચો ખ્યાલ મેળવવા માટે એક વર્ષના નહિ, પરંતુ સળંગ ચારપાંચ વર્ષના આંકડા હોવા જોઈએ. એક વર્ષના જ આંકડા મેળવવાની જ્યાં મુશ્કેલી હોય ત્યાં ચાર પાંચ વર્ષના આંકડા મેળવવાની તો આશા કેવી રીતે રખાય?

**આર્થિક વર્ગીકરણ**

આ કારણથી આર્થિક સ્થિતિનો વધુ સાચો અને સળંગ ખ્યાલ મેળવવા અમે ગામના દરેક કુટુંબનું આર્થિક વર્ગીકરણ કર્યું છે. આ કાર્યમાં અમે ગામના સુમાહિતગાર અને અનુભવી ચાર આગેવાનોની મદદ લીધી હતી. કુટુંબની એક વર્ષની સ્થિતિ પરથી નહિ, પરંતુ લાંબા ગાળાની સ્થિતિ પરથી કરેલું આ વર્ગીકરણ અમારા મતે ગામની આર્થિક સ્થિતિનો વધુ સાચો ખ્યાલ આપે છે. દરેક કુટુંબનું આર્થિક વર્ગીકરણ કરી પછી તે કુટુંબની જમીન, મિલકત, દેવું વગેરેના આંકડા મેળવ્યા. દરેક કુટુંબની માલિકીની જમીન, ખેડેલી જમીન, મિલકત, દેવું વગેરેના સાચા આંકડા સહકારી મંડળીનાં પત્રકોમાંથી, સરકારી પત્રકોમાંથી તથા લોકોને પૂછીને મેળવી શકાયા હતા.

દરેક કુટુંબનું અમે નીચે પ્રમાણે આર્થિક વર્ગીકરણ કર્યું હતું :

અ—જે કુટુંબોની આર્થિક સ્થિતિ સારી ગણી શકાય, એટલે કે જેમને પોતાના જીવનગુજરાન માટે કદી દેવું કરવું પડતું નથી તે કુટુંબોને આ વર્ગમાં મૂકયાં.

બ—જે કુટુંબો પોતાનું જીવનગુજરાન પરાણે ચલાવતાં હોય તેમને આ વર્ગમાં મૂકયાં.

ક—જે કુટુંબોને પોતાનું જીવનગુજરાન ચલાવવા માટે કાયમ દેવું કરવું પડે છે તેમને આ વર્ગમાં મૂકયાં.

આર્થિક વર્ગીકરણના મહત્ત્વનાં પરિણામો નીચે મુજબ છે :

કોઠા નં. ૩૫

| વર્ગ | કુટુંબોની સંખ્યા | વસ્તી | માલિકીની જમીન | ખેડેલી જમીન | મિલકત | ૧૯૪૫–૪૬ ની આવક | દેવું | સ. મંડળી-ના સભાસદ | ઘર | બળદ | ભેંસ | ગાડાં |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | વીઘા–વસા | વીઘા–વસા | રૂા. | રૂા. | રૂા. | | | | | |
| અ | ૬ | ૨૦૪ | ૪૫૬–૧૩ | ૪૫૨–૩૩ | ૩૬૨૦૦૦ | ૩૫૯૬૦ | ૧૭૯૮૦ | ૨૮ | ૭૯ | ૨૮ | ૩૫ | ૧૯ |
| બ | ૭૬ | ૪૦૯ | ૩૭૪–૪ | ૫૯૬–૩ | ૨૩૯૬૦૦ | ૬૧૮૪૫ | ૬૧૭૧૦ | ૪૬ | ૧૧૫ | ૪૬ | ૭૫ | ૧૯ |
| ક | ૯૬ | ૪૫૭ | ૨૦૦–૨ | ૨૮૬–૭ | ૮૭૫૧૫ | ૩૫૨૪૫ | ૪૩૧૩૪ | ૧૭ | ૧૧૩ | ૧૫ | ૬૦ | ૨ |
| કુલ | ૨૦૮ | ૧૦૭૦ | ૧૦૩૦–૧૯ | ૧૩૩૪–૧૩ | ૬૮૯૧૧૫ | ૧૩૩૦૦૦ | ૧૨૨૪૨૪ | ૯૧* | ૩૦૭ | ૮૯ | ૧૭૦ | ૪૦ |

ઉપરના આંકડાઓની ટકાવારી નીચે મુજબ છે :

| વર્ગ | કુટુંબોની સંખ્યા | વસ્તી | માલિકીની જમીન | ખેડેલી જમીન | મિલકત | ૧૯૪૫–૪૬ ની આવક | દેવું | સ. મંડળી-ના સભાસદ | ઘર | બળદ | ભેંસ | ગાડાં |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અ | ૧૭·૩ | ૧૯·૦ | ૪૪·૩ | ૩૪ | ૫૩ | ૨૭ | ૧૫ | ૩૧ | ૨૬ | ૩૧·૫ | ૨૧ | ૪૭·૫ |
| બ | ૩૬·૫ | ૩૮·૨ | ૩૬·૩ | ૪૫ | ૩૫ | ૪૬·૫ | ૫૦ | ૫૧ | ૩૭ | ૫૧·૫ | ૪૪ | ૪૭·૫ |
| ક | ૪૬·૨ | ૪૨·૮ | ૧૯·૪ | ૨૧ | ૧૨ | ૨૬·૫ | ૩૫ | ૧૮ | ૩૦ | ૧૭ | ૩૫ | ૫ |

* આ પ્રકરણમાં બધે જ સહકારી સભાસદની સંખ્યા ૯૧ આપી છે, તેનું કારણ એ સંખ્યા સભાસદ કુટુંબોની છે. એક કુટુંબમાં એક કરતાં વધુ સભાસદો હોવાથી કુલ સભાસદોની સંખ્યા આથી વધુ હોય એ સમજી શકાય તેમ છે.

## સરાસરી

| વર્ગ | માલિકીની જમીન વીઘા | ખેડેલી જમીન વીઘા | મિલકત રૂા. | ૧૯૪૫-૪૬ની આવક રૂા. | દેવું રૂા. |
|---|---|---|---|---|---|
| અ | ૧૩ | ૧૩ | ૧૦૦૦૦ | ૧૦૦૦ | ૫૦૦ |
| બ | ૫ | ૮ | ૩૧૫૦ | ૮૧૪ | ૮૦૦ |
| ક | ૨ | ૩ | ૯૦૦ | ૩૬૭ | ૪૫૦ |
| સમગ્ર ગામની | ૫ | ૬ | ૩૩૦૦ | ૬૪૦ | ૫૯૦ |

## જ્ઞાતિવાર તેમજ ધંધાવાર આર્થિક વર્ગીકરણ

કોઠા નં. ૩૬

| જ્ઞાતિ | અ | બ | ક | કુલ |
|---|---|---|---|---|
| પાટીદાર | ૨૬ | ૨૬ | ૪ | ૫૬ |
| બ્રાહ્મણ | ૬ | ૪ | ૪ | ૧૪ |
| રજપૂત | ૩ | ૧૧ | ૯ | ૨૩ |
| દરજી | ૧ | — | — | ૧ |
| બારૈયા | — | ૬ | ૨૪ | ૩૦ |
| રબારી | — | ૮ | ૪ | ૧૨ |
| વાળંદ | — | ૫ | ૨ | ૭ |
| સુથાર | — | ૨ | ૧ | ૩ |
| લુહાર | — | ૧ | — | ૧ |
| કુંભાર | — | ૪ | ૪ | ૮ |
| ચમાર | — | ૪ | ૧ | ૫ |
| ઢેઢ | — | ૫ | ૨૩ | ૨૮ |
| ભંગી | — | — | ૬ | ૬ |
| વહોરા | — | — | ૧ | ૧ |
| ઓડ | — | — | ૧ | ૧ |
| પૂજારી | — | — | ૧ | ૧ |
| રાવળ | — | — | ૧૧ | ૧૧ |
| કુલ | ૩૬ | ૭૬ | ૯૬ | ૨૦૮ |

| ધંધો | અ | બ | ક | કુલ |
|---|---|---|---|---|
| જમીનદાર | ૭ | ૮ | ૨ | ૧૭ |
| વેપારી | ૫ | ૩ | — | ૮ |
| ખેડૂત (માલિક) | ૧૮ | ૩૭ | ૨૧ | ૭૬ |
| ગણોત | — | ૭ | ૧૬ | ૨૩ |
| નોકરી | ૫ | ૨ | ૫ | ૧૨ |
| ખેતીમજૂર | — | ૯ | ૪૫ | ૫૪ |
| કારીગર વર્ગ | ૧ | ૧૦ | ૭ | ૧૮ |
| કુલ | ૩૬ | ૭૬ | ૯૬ | ૨૦૮ |

ઉપરના આંકડાઓ સમગ્ર ગામની આર્થિક સ્થિતિનો તેમજ ગામમાં પ્રવર્તી રહેલી અસમાનતાનો પૂરેપૂરો ખ્યાલ આપે છે.

કુલ વસ્તીના માત્ર ૧૯ ટકા ખાધેપીધે સુખી ગણી શકાય એવા છે. બાકીની ૮૧ ટકા વસ્તીને પોતાના જીવનગુજરાન માટે કાયમ ચિંતાતુર રહેવું પડે છે. તેમાંયે ૪૩ ટકાને તો પોતાનું જીવનગુજરાન કાયમ દેવું કરીને જ કરવું પડે છે.

આવકખર્ચના આંકડા ઉપરથી આપણે ગામની સરેરાશ આવક અને સરેરાશ ખર્ચના આંકડા તારવ્યા છે. તે મુજબ સરેરાશ ખર્ચ કુટુંબ દીઠ રૂા. ૧૦૩૦ આવે છે. આ ખર્ચને પહોંચી વળવા જેટલી આવક માત્ર અ વર્ગની જ છે (રૂા. ૧૦૦૮). એટલે માત્ર ૧૯ ટકાની આવક તેમના ખર્ચને પહોંચી વળે તેટલી છે. બાકીના ૮૧ ટકાની આવક તેમના ખર્ચ કરતાં ઓછી છે ( બ વર્ગ-રૂા. ૮૧૪, ક વર્ગ રૂા. ૩૬૭ ). ૯૬ કુટુંબોની આવકનું છૂટક પૃથક્કરણ કરતાં પણ એ જ પરિણામ મળ્યું હતું. રૂા. ૧૦૦૦ ઉપરની આવકવાળાં કુટુંબો ૧૫ ટકા હતાં. આમ ૧૯૪૫-૪૬ ના આવકખર્ચના આંકડા પરથી તેમજ કુટુંબોના વર્ગીકરણ પરથી લગભગ સરખું પરિણામ મળી રહે છે. ૧૫ થી ૨૦ ટકા કુટુંબો ખાધે-પીધે સુખી છે. બાકીનાં લગભગ ૮૦ ટકા કુટુંબો પોતાના જીવનગુજરાનની ચિંતા સેવતાં હોય છે. આવક-ખર્ચના આંકડાઓ પરથી ખોટવાળાં કુટુંબોની ગણતરી કરતાં પણ આ જ પરિણામ મળે છે. ૧૯૪૫-૪૬ માં ૭૫ ટકા કુટુંબો ખોટવાળાં હતાં.

૧૫ થી ૨૦ ટકાની આવક તેમના ખર્ચ માટે પૂરતી છે એ આપણે જોયું, પરંતુ આપણે આગળ નક્કી કરેલા જીવનધોરણ મુજબ (જુઓ પૃ. ૬૫) તો આ આવક પણ ઓછી છે. આપણે નક્કી કરેલા ધોરણ મુજબ ૫ માણસના કુટુંબ માટે વાર્ષિક રૂા. ૧૫૦૦ ની ઓછામાં ઓછી આવક જોઈએ. તે મુજબ ગણતરી કરતાં તો અ વર્ગની આવક પણ એટલી નથી. એટલે સુખી ગણાતા માણસોનું જીવનધોરણ પણ આપણે નક્કી કરેલા જીવનધોરણ કરતાં નીચું છે. વાર્ષિક રૂા. ૧૫૦૦ કે તેથી વધુ આવકવાળાં કુટુંબો માત્ર ૭ ટકા છે.

એટલે આપણા ધોરણ મુજબ માત્ર ૭ ટકાને પૂરતી આવક મળે છે, જ્યારે ગામના ચાલુ ધોરણ મુજબ ૧૫-૨૦ ટકાને પૂરતી આવક મળે છે.

આર્થિક અસમાનતા સ્પષ્ટ કરતા કેટલાક આંકડાઓ જોઈએ. આર્થિક અસમાનતાનો સંપૂર્ણ ખ્યાલ ઉપરના ટકાવારી તથા સરાસરીના કોઠાઓમાંથી મળી રહે છે.

જીવનગુજરાન માટે આ ગામમાં સૌથી અગત્યના અંગને પહેલું તપાસીએ. કુલ વસ્તીનો ૧૯ ટકા ભાગ અ વર્ગમાં છે. આ ૧૯ ટકા

ભાગ પાસે કુલ જમીનનો ૪૪ ટકા ભાગ છે, એટલે કે વસ્તીના પ્રમાણુ કરતાં તેમની પાસે અઢીગણી જમીન છે. જમીનની માલિકીના પ્રમાણુમાં તેઓ જમીન ઓછી ખેડે છે, કારણુ આ વર્ગમાં કેટલોક ભાગ બિન-ખેડૂત વર્ગનો છે. છતાં કુલ ખેડાણુ જમીનના ૩૪ ટકા આ વર્ગ ખેડે છે; એટલે કે વસ્તીના પ્રમાણુ કરતાં લગભગ પોણાબેગણી જમીન તેઓ ખેડે છે. કુલ બળદોના ૩૧ ટકા ભાગ તેમની પાસે છે. ટૂંકમાં આવક માટે આ ગામમાં મહત્ત્વનાં એવા જમીન અને બળદનાં સાધનોનો વિચાર કરતાં ૧૯ ટકા ભાગ પાસે ૪૪ ટકા માલિકીની જમીન, ૩૪ ટકા ખેડેલી જમીન, અને ૩૧ ટકા બળદો છે. એ રીતે બ વર્ગમાં વસ્તીના ૩૮ ટકા છે, ત્યારે તેની પાસે ૩૬ ટકા માલિકીની જમીન, ૪૫ ટકા ખેડેલી જમીન અને ૫૧ ટકા બળદો છે. વસ્તીના પ્રમાણુ કરતાં સહેજ ઓછી જમીનની માલિકી, સવાગણી ખેડેલી જમીન અને દોઢા બળદો છે. ક વર્ગમાં વસ્તીના ૪૨ ટકા છે, જ્યારે તેની પાસે ૧૯ ટકા માલિકીની જમીન, ૨૧ ટકા ખેડેલી જમીન અને ૧૭ ટકા બળદો છે. વસ્તીના પ્રમાણુ કરતાં અર્ધાથી પણુ ઓછી જમીનની માલિકી, અર્ધી ખેડેલી જમીન, તથા ત્રીજા ભાગના બળદો છે. આ પરિણામોને નીચેના કોઠામાં રજૂ કર્યાં છે :

**વસ્તીના પ્રમાણુ સાથે જમીનની માલિકી, ખેડેલી જમીન તથા બળદનું પ્રમાણુ આપતો કોઠો**

કોઠા નં. ૩૭

| વર્ગ | જમીનની માલિકી | ખેડેલી જમીન | બળદ |
|---|---|---|---|
| અ | ૨·૫ | ૧·૭૫ | ૧·૫ |
| બ | ·૯ | ૧·૨૫ | ૧·૫ |
| ક | ·૪૫ | ·૫ | ·૩૩ |

ઉત્પાદનનાં સાધનોમાં રહેલી અસમાનતા ઉપરના કોઠા પરથી સ્પષ્ટ થાય છે. એનું પરિણામ મિલકત, દેવું, આવક, ઘર વગેરેની અસમાનતામાં જણાય છે. વસ્તીના પ્રમાણુ કરતાં કેટલા ગણી મિલકત, દેવું, આવક, ઘર વગેરે છે તેને આપણે ફરીથી કોઠામાં જ જોઈ લઈએ :

કોઠા નં. ૩૭ (અ)

| વર્ગ | મિલકત | દેવું | ૧૯૪૫-૪૬નો આવક | ઘર |
|---|---|---|---|---|
| અ | ૩ | ·૭૫ | ૧·૫૦ | ૧·૫ |
| બ | ·૯ | ૧·૫ | ૧·૨૫ | ૧ |
| ક | ·૩ | ૧·૭૫ | ·૫ | ·૯ |

ઘરની માલિકીમાં રહેલી અસમાનતાનો ખ્યાલ ઘરના ઓરડાઓની સંખ્યા પરથી વધુ સ્પષ્ટ થશે. દરેક વર્ગ પાસે કેટલા ઓરડાવાળા ઘર છે તેની વિગતો નીચેના કોઠામાં આપી છે :

કોઠા નં. ૩૮

દરેક વર્ગના ઓરડાવાર ઘરો

ઓરડાની સંખ્યા

| વર્ગ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | કુલ | કુટુંબ દીઠ ઘર |
|---|---|---|---|---|---|---|---|---|---|
| અ | ૧૨ | ૨૪ | ૧૩ | ૧૦ | ૧૦ | ૯ | ૧ | ૭૯ | ૨.૨ |
| બ | ૨૭ | ૫૧ | ૩૩ | ૩ | ૧ | — | — | ૧૧૫ | ૧.૫ |
| ક | ૪૮ | ૫૫ | ૧૦ | — | — | — | — | ૧૧૩ | ૧.૨ |
| કુલ | ૮૭ | ૧૩૦ | ૫૬ | ૧૩ | ૧૧ | ૯ | ૧ | ૩૦૭ | ૧.૫ |

સહકારી મંડળીના સભાસદોની સંખ્યા પણ આર્થિક અસમાનતાની સાક્ષી પૂરે છે. અ વર્ગનાં કુલ ૩૬ કુટુંબોમાંથી ૨૮ કુટુંબો સભાસદ છે, બ વર્ગનાં ૭૬ કુટુંબોમાંથી ૪૬ અને ક વર્ગના ૯૬ કુટુંબોમાંથી માત્ર ૧૭ કુટુંબો સભાસદ છે. બ અને ક વર્ગમાં સભાસદોની સંખ્યા ઓછી હોવાનું કારણ સભાસદ થવા માટેની તેમની આર્થિક લાયકાત ઓછી છે.

ગામમાં પ્રવર્તી રહેલી આર્થિક અસમાનતાનો વિચાર કરતાં જે એક વસ્તુ ઉપર તરી આવે છે તે એ છે કે અ વર્ગ કે જેને ફાળે જમીન, મિલકત, આવક, ઘર, બળદો વગેરેનો સૌથી મોટો ભાગ આવે છે, તે પણ ખાધેપીધે સુખી છે એટલું જ. તેની ૧૯૪૫-૪૬ની વાર્ષિક આવક રૂા. ૧૦૦૦ છે, જે આપણા નક્કી કરેલા જીવનધોરણ કરતાં પણ ઓછી છે. વળી તેને ફાળે આવતી જમીન પણ માત્ર ૧૩ વીઘા છે, જે તેના જીવન ગુજરાન માટે ઓછી ન કહીએ તો માત્ર પૂરતી છે એટલું જ કહી શકાય. આ સંજોગોમાં ઉપર તરી આવતો સૌથી મહત્ત્વનો સવાલ ઓછા ઉત્પાદનનો અને ઉત્પાદનનાં ઓછાં સાધનનો છે.

## (૨) દેવું

ગામનું કુલ દેવું રૂા. ૧૨૧૪૨૪ ( એક લાખ બાવીસ હજાર ચારસો ચોવીસ ) છે. સહકારી મંડળીનું રૂા. ૪૪૮૮૦ ( ૩૭ ટકા ) અને ખાનગી દેવું રૂા. ૭૭૫૪૪ (૬૩ ટકા) છે. કુટુંબ દીઠ સરેરાશ દેવું રૂા. ૫૯૦ છે.

સહકારી મંડળીના સરસ કામ છતાં હજુ કુલ દેવાનો ૬૩ ટકા ભાગ ખાનગી છે. આનાં બે કારણો છે. જેમની આર્થિક સ્થિતિ સધ્ધર નથી

તેમને મંડળી ધીરી શકતી નથી. બીજું કારણ મંડળીની ધિરાણની હદ રૂ. ૧૦૦૦ ની છે. એટલે જેમને આ રકમ કરતાં વધારેની જરૂર હોય તેણે ખાનગી દેવું કરવું પડે છે. હદ નહિ વધારવાના સહકારી મંડળીનાં કારણો આપણે આગળ જોઈ ગયા છીએ ( જુઓ પૃ. ૭૬ ).

લડાઇ પહેલાં ગામનું કુલ દેવું રૂ. બે લાખ આસપાસનું ગણાતું. છેલ્લાં ચાર વર્ષોમાં તમાકુના ભાવ ઘણા સારા ઊપજ્યા હોવાથી આમાંનું ઘણું દેવું નાબૂદ થઈ ગયું. લડાઈ પહેલાં રૂપિયાની જે કીમત હતી તેને હિસાબે અત્યારનું દેવું લડાઈ પહેલાંના દેવા કરતાં પંદર ટકા જેટલું ગણી શકાય. વસ્તુઓના વધેલા ભાવને હિસાબે, તથા તમાકુના ઊંચા ભાવને કારણે ગામનું હાલનું દેવું ગામલોકોને મતે ઘણું નજીવું છે. પરંતુ તમાકુના ભાવ નીચા જવા લાગ્યા છે, જ્યારે વસ્તુઓના ભાવ એના એ જ છે, તેથી દેવું વધવાના સંજોગો નવેસરથી ઊભા થયા છે.

ચાલુ દેવું નીચેના કાર્યો માટે કરવામાં આવ્યું છે:

કોઠા નં. ૩૯

| કાર્ય | રકમ રૂ. | ટકા | કાર્ય | રકમ રૂ. | ટકા |
|---|---|---|---|---|---|
| ખેતીકામ | ૧૮૪૧૫ | ૧૫· | સામાજિક | ૩૦૩૮૨ | ૨૬ |
| ઢોર | ૭૮૧૮ | ૬·૫ | જૂનું દેવું | ૧૨૨૭૫ | ૧૦ |
| ઘર (બાંધકામ તથા રિપેર) | ૧૩૧૮૫ | ૧૧· | પરચૂરણ | ૮૩૫૦ | ૭ |
| ખાધાખોરાકી | ૩૧૯૯૯ | ૨૬·૫ | કુલ | ૧૨૨૪૨૪ | ૧૦૦ |

ઉપરના આંકડાઓમાં નજરે ચડે એવી બે રકમો છે:

(૧) સામાજિક ખર્ચ માટે ઘણા મોટા પ્રમાણમાં દેવું કરવું પડે છે.

(૨) ખાધાખોરાકી માટે કરવું પડતું દેવું પણ કુલ દેવાનો ચોથો ભાગ છે. આ બેના પ્રમાણમાં ખેતીખર્ચ માટેનું દેવું ઓછું છે. આનું કારણ એ છે કે ખેતીખર્ચ માટે કરેલું દેવું તરત ભરપાઈ કરી દેવામાં આવે છે, જેથી ફરી એ માટે જોઈતી રકમ મળી શકે. જ્યારે ખાધાખર્ચ તથા સામાજિક ખર્ચ અંગે કરેલ દેવું એટલું સહેલાઈથી ભરપાઇ થતું નથી, પરંતુ ઉત્તરોત્તર વધતું હોય છે.

જુદી જુદી જામીનગીરીઓ નીચે કરેલ દેવાની વિગતો નીચે મુજબ છે:

## કોઠા નં. ૪૦

| પ્રકાર | રકમ રૂા. | ટકા |
|---|---|---|
| અંગત જામીન | ૬૧૩૮૯ | ૫૦ |
| ઘર | ૧૯૫૦ | ૧ |
| જમીન | ૫૪૬૩૫ | ૪૪ |
| ઘરેણાં | ૫૩૫૦ | ૫ |
| | કુલ ૧૨૨૪૨૪ | ૧૦૦ |

જાત પર એટલે કે નાણાં લેનારની શાખ પર તથા જમીન પર મોટા ભાગનું દેવું કરવામાં આવે છે. ઘર તથા ઘરેણા પર દેવું કરવાનો રિવાજ ઓછો છે. જામીનગીરીઓમાં બીજી એક વસ્તુનો હમણાં ઉમેરો થયો છે. રેશનિંગકાર્ડ ગીરો મૂકી નાણાં ઉછીના લેવાનો રિવાજ કેટલીક આર્થિક રીતે નબળી કોમોએ શરૂ કર્યો છે. જામીન તરીકે આપવા જેવા બીજા કોઈ સાધનના અભાવે તેઓ આ રીતે નાણાં ઉછીનાં લે છે. જેટલા વખત પૂરતું રેશન કાર્ડ ગીરો મુક્યું હોય તેટલા વખતનું રેશન જેને ત્યાં એ ગીરે મૂકાયું હોય તે વ્યક્તિ મેળવે છે. આમાં મુખ્યત્વે ખાંડ, ગ્યાસતેલ હોય છે. અનાજનું રેશન પૂરતું થતું હોય છે, પરંતુ ખાંડ, ગ્યાસતેલ ઓછાં મળતાં હોવાને કારણે રેશનકાર્ડ ગીરો લેનારને એ વધારે પ્રમાણમાં મળી શકે છે.

સહકારી મંડળીના વ્યાજનો દર ૪½ ટકા છે, જ્યારે ખાનગી દર ૬ થી ૧૨ ટકા છે. કોથળીફોડામણ, વટાવ વગેરે રીતો અહીં પ્રચલિત નથી.

સહકાર્યના અહેવાલમાં જણાવ્યું છે કે શાહુકારો ગામ છોડી ચાલ્યા ગયા છે. એનો અર્થ એ છે કે જે નાણાં–ધીરધારનો ધંધો મુખ્યત્વે કરતા હતા તે વાણિયાઓ જતા રહ્યા છે. પરંતુ તેમની જગ્યા તમાકુની દલાલી કરતા, પરચૂરણ ચીજોની દુકાન ચલાવતા કે પંપ ચલાવતા પાટીદારોએ લીધી છે. તેમના મુખ્ય ધંધાની સાથે સાથે તેઓ ધીરધાર પણ કરે છે. સહકારી મંડળીના કેટલાક સારી સ્થિતિવાળા સભાસદો મંડળીમાંથી ૪½ ટકાના વ્યાજે નાણાં ઉછીનાં લઈ વધારે વ્યાજે બિનસભાસદોને ધીરે છે.

જ્ઞાતિવાર તથા ધંધાવાર દેવાની વિગતો :

## કોઠા નં. ૪૧

| જ્ઞાતિ | દેવાદાર કુટુંબો | દેવાની રકમ રૂા. | કુટુંબ દીઠ સરેરાશ રૂા. | ટકા |
|---|---|---|---|---|
| પાટીદાર | ૩૬ | ૩૭૧૧૩ | ૧૦૩૦ | ૩૦ |
| રજપૂત | ૧૯ | ૧૭૫૮૨ | ૯૨૫ | ૧૪ |
| ઢેઢ | ૧૯ | ૧૭૭૮૯ | ૯૩૬ | ૧૪ |
| બારૈયા | ૨૩ | ૧૦૬૨૫ | ૪૬૨ | ૮ |
| બ્રાહ્મણ | ૬ | ૭૦૫૬ | ૧૧૭૬ | ૫ |
| વાળંદ | ૬ | ૭૫૩૨ | ૧૨૫૫ | ૬ |
| રબારી | ૯ | ૫૪૦૦ | ૬૦૦ | ૪ |
| ચમાર | ૫ | ૫૩૫૦ | ૧૦૭૦ | ૪ |
| સુથાર | ૨ | ૩૬૫૦ | ૧૮૨૫ | ૩ |
| કુંભાર | ૫ | ૨૭૭૦ | ૫૫૪ | ૨ |
| રાવળ | ૭ | ૧૬૧૦ | ૨૩૦ | ૧.૫ |
| વહોરા | ૧ | ૧૬૦૦ | ૧૬૦૦ | ૧.૫ |
| લુહાર | ૧ | ૬૪૪ | ૬૪૪ | .૫ |
| પૂજારી | ૧ | ૩૨૨૦ | ૩૨૨૦ | ૨.૫ |
| ભંગી | ૪ | ૪૮૦ | ૧૨૦ | .૫ |
| કુલ | ૧૪૪ | ૧૨૨૪૨૪ | ૮૫૦ | ૧૦૦ |

| ધંધો | દેવાદાર કુટુંબો | દેવાની રકમ રૂા. | કુટુંબ દીઠ સરેરાશ રૂા. | ટકા |
|---|---|---|---|---|
| જમીનદાર | ૬ | ૬૦૭૦ | ૧૦૧૧ | ૫ |
| વેપારી | ૫ | ૧૧૨૧૪ | ૨૨૪૩ | ૯ |
| ખેડૂત(માલિક) | ૫૮ | ૫૬૩૫૫ | ૯૭૨ | ૪૬ |
| ગણોત | ૧૯ | ૧૬૫૫૯ | ૮૭૧ | ૧૩.૫ |
| નોકરી | ૮ | ૫૧૪૪ | ૬૪૩ | ૪ |
| ખેતીમજૂર | ૩૬ | ૧૭૭૬૩ | ૪૯૩ | ૧૪.૫ |
| કારીગર વર્ગ | ૧૨ | ૯૩૧૪ | ૭૭૬ | ૮ |
| કુલ | ૧૪૪ | ૧૨૨૪૨૪ | ૮૫૦ | ૧૦૦ |

કુલ ૨૦૮ કુટુંબોમાં ૧૪૪ કુટુંબો (૭૦ ટકા) દેવાદાર છે, જ્યારે ૬૪ કુટુંબો (૩૦ ટકા) દેવા મુક્ત છે.

### (3) ધંધાવાર તથા જ્ઞાતિવાર આર્થિક સ્થિતિનું વર્ણન

હવે આપણે દરેક ધંધાની તેમ જ દરેક જ્ઞાતિની આર્થિક સ્થિતિ વિગતવાર જોઈએ:

## (અ) દરેક ધંધાની વિગતવાર ચર્ચા

કોઠા નં. ૪૨

| ધંધો | કુટુંબની સંખ્યા | માણસોની સંખ્યા | માલિકીની જમીન વીઘા | બળદ | ગાડાં | ઘર | મિલકત રૂ. | દેવું: દેવાદાર કુટુંબો | દેવું: દેવાની રકમ રૂ. | દેવું: સરાસરી દેવું રૂ. | આર્થિક વર્ગીકરણ: અ | આર્થિક વર્ગીકરણ: બ | આર્થિક વર્ગીકરણ: ક | સહકારી મંડળીના સભાસદ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| જમીનદાર | ૧૭ | ૪૧ | ૧૨૬ | — | — | ૨૮ | ૭૧૬૦૦ | ૬ | ૬૦૭૦ | ૧૦૧૧ | ૭ | ૮ | ૨ | ૬ |
| વેપારી | ૮ | ૪૬ | ૯૬ | ૮ | ૫ | ૨૩ | ૬૫૮૦૦ | ૫ | ૧૧૨૧૪ | ૨૨૪૩ | ૫ | ૩ | — | ૭ |
| ખેડૂત (માલિક) | ૭૬ | ૪૫૩ | ૫૬૨ | ૬૭ | ૩૨ | ૧૩૦ | ૩૯૭૩૦૫ | ૫૮ | ૫૬૩૫૫ | ૯૭૨ | ૧૮ | ૩૭ | ૨૧ | ૫૨ |
| ગણોત | ૨૩ | ૧૨૮ | ૨૧ | ૧૨ | ૩ | ૨૭ | ૨૬૯૦૦ | ૧૯ | ૧૬૫૫૯ | ૮૭૧ | — | ૭ | ૧૬ | ૮ |
| નોકરી | ૧૨ | ૭૦ | ૬૩ | — | — | ૧૯ | ૪૪૮૭૦ | ૮ | ૫૧૪૪ | ૬૪૩ | ૫ | ૨ | ૫ | ૬ |
| ખેતીમજૂર | ૫૪ | ૨૨૦ | ૧૩૩ | ૨ | — | ૫૭ | ૨૮૫૫૦ | ૩૬ | ૧૭૭૬૩ | ૪૯૩ | — | ૯ | ૪૫ | ૭ |
| કારીગર વર્ગ | ૧૮ | ૧૧૨ | ૩૦ | — | — | ૨૩ | ૨૪૦૯૦ | ૧૨ | ૯૩૧૪ | ૭૭૬ | ૧ | ૧૦ | ૭ | ૫ |
| કુલ | ૨૦૮ | ૧૦૭૦ | ૧૦૩૧ | ૮૯ | ૪૦ | ૩૦૭ | ૬૮૯૧૧૫ | ૧૪૪ | ૧૨૨૪૨૪ | ૮૫૦ | ૩૬ | ૭૬ | ૯૬ | ૯૧ |

## ટકાવારી

| ધંધો | કુટુંબ ની સંખ્યા | માણુસોની સંખ્યા | માલિકીની જમીન | બળદ | ગાડાં | ઘર | મિલકત | દેવું: દેવાદાર કુટુંબો | દેવું: દેવાની રકમ | આર્થિક વર્ગીકરણ: અ | આર્થિક વર્ગીકરણ: બ | આર્થિક વર્ગીકરણ: ક | સહકારી મંડળીના સભાસદ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| જમીનદાર | ૮ | ૪ | ૧૨ | — | — | ૯૦ | ૧૦.૪ | ૩૫ | ૫ | ૪૧ | ૪૭ | ૧૨ | ૩૫ |
| વેપારી | ૪ | ૪.૩ | ૯ | ૯ | ૧૩ | ૭.૫ | ૧૪ | ૬૨ | ૯ | ૬૩ | ૩૭ | — | ૮૭ |
| ખેડુત (માલિક) | ૩૬.૫ | ૪૨.૩ | ૫૫ | ૭૫ | ૮૦ | ૪૨.૨ | ૫૭.૫ | ૭૬ | ૪૬ | ૨૪ | ૪૯ | ૨૭ | ૬૯ |
| ગણોત | ૧૧ | ૧૨ | ૨ | ૧૪ | ૭ | ૯ | ૪ | ૮૩ | ૧૩.૫ | — | ૩૦ | ૭૦ | ૩૫ |
| નોકરી | ૬ | ૬.૫ | ૬ | — | — | ૬.૨ | ૬.૫ | ૬૭ | ૪ | ૪૨ | ૧૬ | ૪૨ | ૫૦ |
| ખેતીમજૂર | ૨૬ | ૨૦.૫ | ૧૩ | ૨ | — | ૧૮.૫ | ૪.૧ | ૬૬ | ૧૪.૫ | — | ૧૬ | ૮૪ | ૧૩ |
| કારીગર વર્ગ | ૮.૫ | ૧૦.૪ | ૩ | — | — | ૭.૫ | ૩.૫ | ૬૬ | ૮ | ૬ | ૫૬ | ૩૮ | ૨૮ |
| કુલ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૭૦ | ૧૦૦ | ૧૭.૩ | ૩૬.૫ | ૩૬.૨ | ૪૪ |

(૧) દેવાદાર કુટુંબોની ટકાવારી તે વર્ગનાં કુલ કુટુંબોમાંથી કેટલા ટકા દેવાદાર છે તે પ્રમાણે આપી છે. (૨) આર્થિક વર્ગીકરણની ટકાવારી પણ એ જ રીતે તે વર્ગનાં કુલ કુટુંબોમાંથી કેટલા ટકા જુદા જુદા આર્થિક વર્ગોમાં આવે છે તે પ્રમાણે આપી છે. (૩) તે જ સહકારી મંડળીના સભાસદો માટે.

## (૧) જમીનદાર

કંઇ પણ બીજું કામ કર્યા વિના માત્ર જમીનની ઊપજ પર આધાર રાખતાં કુટુંબોની આમાં ગણતરી કરી છે. આવાં કુલ ૧૭ કુટુંબોમાંથી ૧૦ કુટુંબો સગીર બાળકોને ઉછેરતી વિધવા બાઇઓનાં છે. બાકીનાં ૭ કુટુંબો પણ કામ કરવાને અશક્ત અથવા તો એકલદોકલ માણસોનાં છે. કુટુંબના માણસોની સંખ્યા તરફ નજર કરતાં આ વસ્તુ સ્પષ્ટ થશે કુલ ૧૭ કુટુંબોમાં ૪૧ માણસો છે. ગામની કુટુંબ દીઠ સરેરાશ વસ્તી ૫ માણસની છે, જ્યારે અહીં તે સરેરાશ ૨૪/૧૭ ની આવે છે. એટલે બીજું કંઇ કામ કર્યા વિના માત્ર જમીનની આવક પર લહેર કરતો જમીનદાર આ લોકોમાં નથી. એની વધુ સાબિતી દરેક કુટુંબ દીઠ આવતી સરેરાશ જમીનમાંથી (૭ વીઘા) મળી રહે છે.

૧૭ કુટુંબોમાંથી માત્ર ૬ કુટુંબો સહકારી મંડળીના સભાસદ છે. તેનું કારણ ઉપર જણાવ્યું તેમ મોટા ભાગનાં કુટુંબોમાં કુટુંબના મુખ્ય માણસ તરીકે વિધવા બાઇ છે, જે જમીનમાંથી થતી ઊપજમાં જ જીવન-ગુજરાન ચલાવવા પ્રેરાય. ખેતીકામ કે એવું બીજું કંઇ કામ કરવાની અનિચ્છા કે અશક્તિને કારણે નાણાં ઉછીનાં લેવાની જરૂર ન પડવાથી સહકારી મંડળીના સભાસદ થવાની શી જરૂર એ માન્યતાએ સભાસદો આ વર્ગમાં ઓછા છે.

આ વર્ગની આર્થિક સ્થિતિ એકંદરે સારી છે, કારણ કુલ ૧૭ કુટુંબોમાંથી ૭ અ વર્ગમાં, ને ૮ બ વર્ગમાં છે. માત્ર ૨ કુટુંબો ક વર્ગમાં છે.

## (૨) વેપારી

વેપારી તરીકે જેની ગણતરી કરી છે તે માત્ર વેપારી નથી. તેનો મુખ્ય વ્યવસાય વેપાર છે એટલું જ. બાકી તે જમીનનો માલિક છે, અને ખેડૂત પણ છે. કુટુંબનો મુખ્ય માણસ વેપારમાં ધ્યાન આપે છે, જ્યારે બાકીના માણસો ખેતી સંભાળે છે. વેપારમાં મુખ્યત્વે કરિયાણાની દુકાન, તમાકુની દલાલી તથા ખેતી માટે પાણી પૂરું પાડવું છે. સાથે સાથે નાણાંની ધીરધાર પણ કરે છે.

આ વર્ગ પાસે જમીન સારા પ્રમાણમાં છે. કુટુંબ દીઠ સરેરાશ ૧૨ વીઘા જમીન છે. આ વર્ગની સ્થિતિ ગામમાં સારામાં સારી છે. મિલકતની સરેરાશ (રૂા. ૧૨૦૦૦) પરથી, તેમજ આર્થિક વર્ગીકરણ પરથી આ વસ્તુ સમજાય છે. આ વર્ગમાંથી એક પણ કુટુંબ ક વર્ગમાં નથી, જ્યારે ૬૩ ટકા જેટલાં કુટુંબો અ વર્ગમાં છે. ૮ માંથી ૭ કુટુંબો સહકારી મંડળીના સભાસદ છે.

### (૩) ખેડૂત (માલિક)

આ વર્ગમાં ચાર પાંચ વીઘા પોતાની જમીન અને બીજી એટલી જ ભાગે લઈને ખેડતાં હોય એવાં કુટુંબોને ગણ્યાં છે. કુટુંબ દીઠ સરેરાશ ૭ વીઘા માલિકીની જમીન છે. કુટુંબ દીઠ ખેડેલી જમીન ૧૦ વીઘા છે. જમીનની ઊપજ ઘણી ઓછી છે, ખેતીખર્ચ વધારે આવે છે, તેથી આટલી જમીન તેમના જીવન-ગુજરાન માટે પૂરતી થતી નથી. પરિણામે માત્ર ૨૪ ટકા કુટુંબો અ વર્ગમાં છે. બાકીનાંમાંથી ૪૯ ટકા બ વર્ગમાં અને ૨૭ ટકા ક વર્ગમાં છે. ખેતીસુધારણાના અન્ય ઉપાયો સાથે હાલ છે એ કરતાં વધુ જમીનને પીતવાળી બનાવીને, પાણીના દર ઘટાડીને, તથા બધું કામ મજૂરો પાસે કરાવવાને બદલે કેટલુંક કામ જાતે કરી ખેતીખર્ચમાં ઘટાડો કરીને આ વર્ગની સ્થિતિ સુધારી શકાશે.

### (૪) ગણોત

જેની પાસે બિલકુલ નહિ, અથવા તો એકાદ વીઘું જમીન હોય, અને જે ભાગે જમીન ખેડી પોતાનું જીવનગુજરાન ચલાવતા હોય તેમને આ વર્ગમાં ગણ્યા છે.

સ્વાભાવિક રીતે જ આ વર્ગની સ્થિતિ ઉપરના વર્ગ (ખેડૂત-માલિક) કરતાં નબળી હોય. ૨૩ કુટુંબોને ફાળે માલિકીની જમીન માત્ર ૨૧ વીઘા છે. કુટુંબ દીઠ ૧ વીઘા કરતાં પણ ઓછી જમીન. કુટુંબ દીઠ ખેડાતી જમીન આ વર્ગમાં પણ ૧૦ વીઘા છે, પરંતુ ઊપજ ઓછી આવવાથી અને ઊપજનો અર્ધો ભાગ જમીનના માલિકને આપવાનો હોવાથી એના ભાગે બહુ જ ઓછી ઊપજ રહે છે. આટલી ઊપજમાં જીવનગુજરાન ચલાવવું મુશ્કેલ પડે એ સ્વાભાવિક છે. પરિણામે આ વર્ગમાંથી એક પણ કુટુંબ અ વર્ગમાં નથી આખા વર્ગના માત્ર ૩૦ ટકા બ વર્ગમાં છે, જ્યારે ૭૦ ટકા જેટલો ભાગ ક વર્ગમાં છે. સાધનના અભાવે ૨૩ માંથી માત્ર ૮ કુટુંબો સહકારી મંડળીના સભાસદ છે. ઘણી ઓછી મિલકત (રૂા. ૧૦૦૦) એની સાબિતિરૂપે છે.

જમીન પૂરી પાડીને તથા દાણનો અર્ધાને બદલે ત્રીજો કે ચોથો ભાગ મુકરર કરીને આ વર્ગની સ્થિતિ સુધારી શકાય.

### (૫) નોકરી

મુખ્યત્વે સરકારી કે ખાનગી નોકરી કરીને જીવન ગુજરાન ચલાવતો આ વર્ગ જમીનની માલિકી પણ થોડે અંશે ધરાવે છે. ૧૨ કુટુંબો વચ્ચે ૬૩ વીઘા જમીન છે, એટલે કુટુંબદીઠ ૫ વીઘા જમીન થઈ. નોકરી ઉપરાંત જમીનની ઊપજ હોવાથી જ આ વર્ગમાંનાં કેટલાંક કુટુંબોની સ્થિતિ

સારી છે. બાકી નોકરીમાંથી થતી આવક એકલી તેમના જીવનગુજરાન માટે પૂરતી નથી. તેની સાબિતી આ વર્ગનાં જે કુટુંબોને જમીનની આવક નથી તે સૌ ( પાંચ કુટુંબો ) ક વર્ગમાં આવે છે તે પરથી મળે છે.

૧૨ માંથી ૬ કુટુંબો મંડળીના સભાસદ છે. કુટુંબની સરેરાશ મિલકત ૩૫૦૦ રૂ. છે.

## (૬) ખેતીમજૂર

ખેતર પર મળતી મજૂરી પર આધાર રાખતા આ વર્ગની સ્થિતિ આખા ગામમાં સૌથી વધારે નબળી છે. આખા વર્ષમાં ભાગ્યે બે મહિના કામ વિનાના જતા હશે. બાકીના દશ મહિના રોજી મેળવવા છતાં તેની આર્થિક સ્થિતિ સારી નથી. તેનું કારણ મજૂરોમાંથી મળતી આવક પૂરતી નથી થતી. એકથી સવા રૂપિયાની રોજી ખેડૂતને વધારે લાગે છે, પરંતુ મજૂરી પર નિર્વાહ કરનારના કુટુંબનું એટલી રોજમાં પૂરું થતું નથી એ દેખીતી વાત છે. તેની પાસે જમીન પણ ઘણી જૂજ છે ( કુટુંબ દીઠ બે વીઘાથી ઓછી ); તેથી જમીનની આવક પણ તેની આવકમાં ખાસ વધારો કરી શકે એમ નથી. જ્યારે કામ પૂરતા પ્રમાણમાં હોય છે ત્યારે પતિ–પત્ની તથા મોટી ઉમરનાં છોકરાંઓ પણ કામે જાય છે. તમાકુની ખેતીને લીધે બહુ ઓછો વખત કામ વિનાનો જાય છે; છતાં જીવનગુજરાનનું ખર્ચ જે પ્રમાણમાં વધ્યું છે તે પ્રમાણમાં તેની આવક નથી થઈ. એટલે કુલ ૫૪ કુટુંબોમાંનાં ૪૫ કુટુંબો (૮૪ ટકા) ક વર્ગમાં છે, જ્યારે ૯ કુટુંબો ( ૧૬ ટકા ) બ વર્ગમાં છે. અ વર્ગની તો વાત જ શી કરવી ? તેમની મિલકત પણ તેમની કંગાલિયતની સાક્ષી પૂરે છે ( કુટુંબ દીઠ ૫૦૦ રૂ. ). ૫૪ કુટુંબોમાંથી માત્ર ૭ કુટુંબો જ સહકારી મંડળીના સભાસદ છે.

## (૭) કારીગરવર્ગ

દરજી, સુથાર, લુહાર, કુંભાર, વાળંદ વગેરેનો આમાં સમાવેશ કર્યો છે. તેમની પાસે થોડીક જમીન પણ છે ( કુટુંબ દીઠ બે વીઘા ). ૧૮ કુટુંબોમાંથી માત્ર ૫ સહકારી મંડળીના સભાસદ છે.

આ વર્ગની આર્થિક સ્થિતિ પણ નબળી છે. માત્ર એક દરજી કુટુંબ અ વર્ગમાં આવે છે. બાકીનાં ૧૭ કુટુંબોમાથી ૧૦ બ માં, ને ૭ ક વર્ગમાં છે.

બધા ધંધાને તેમની સ્થિતિ પ્રમાણે અનુક્રમે ગોઠવીએ તો નીચે મુજબ ગોઠવી શકાય :

(૧) વેપારી (૨) જમીનદાર (૩) ખેડૂત (માલિક) (૪) નોકરિયાત (૫) કારીગર વર્ગ (૬) ગણોત (૭) ખેતીમજૂર.

(ब) દરેક જ્ઞાતિની વિગતવાર ચર્ચા

કોઠા નં. ૪૩

| જ્ઞાતિ | કુટુંબની સંખ્યા | માણસોની સંખ્યા | ઘર | માલિકીની જમીન વીઘા | ખેડેલી જમીન વીઘા | મિલકત રૂ. | દેવું: દેવાદાર કુટુંબો | દેવું: દેવાની રકમ રૂ. | દેવું: દેવાની સરાસરી રૂ. | આર્થિક વર્ગીકરણ: અ | આર્થિક વર્ગીકરણ: બ | આર્થિક વર્ગીકરણ: ક | સહકારી મંડળીના સભાસદ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પાટીદાર | ૫૬ | ૨૮૮ | ૮૫ | ૪૫૮ | ૭૧૪ | ૩૮૩૩૫૦ | ૩૬ | ૩૭૧૧૩ | ૧૦૩૦ | ૨૬ | ૨૫ | ૫ | ૪૬ |
| બારૈયા | ૩૦ | ૧૨૦ | ૩૭ | ૭૮ | ૧૪૦ | ૨૪૦૨૫ | ૨૩ | ૧૦૬૨૫ | ૪૬૨ | ... | ૬ | ૨૪ | ૪ |
| ઢેઢ | ૨૮ | ૧૫૦ | ૩૨ | ૩૯ | ૧૧૨ | ૨૩૯૫૦ | ૧૯ | ૧૭૭૮૯ | ૯૩૬ | ... | ૫ | ૨૩ | ૯ |
| રજપૂત | ૨૩ | ૧૨૪ | ૪૦ | ૨૩૯ | ૨૨૫ | ૯૨૯૦૦ | ૧૯ | ૧૭૫૮૨ | ૯૨૫ | ૩ | ૧૧ | ૯ | ૮ |
| બ્રાહ્મણ | ૧૪ | ૭૭ | ૩૫ | ૬૪ | ૨૨ | ૬૨૦૫૦ | ૬ | ૭૦૫૯ | ૧૧૭૬ | ૬ | ૪ | ૪ | ૯ |
| રબારી | ૧૨ | ૫૩ | ૧૫ | ૧૯ | ૧૩ | ૧૫૨૯૦ | ૯ | ૫૪૦૦ | ૬૦૦ | ... | ૮ | ૪ | ૧ |
| રાવળ | ૧૧ | ૬૦ | ૧૧ | ૧૧ | ૨૦ | ૫૬૦૦ | ૭ | ૧૬૧૦ | ૨૩૦ | ... | ... | ૧૧ | ... |
| કુંભાર | ૮ | ૩૯ | ૯ | ૧૧ | ૧૧ | ૭૧૫૦ | ૫ | ૨૭૭૦ | ૫૫૪ | ... | ૪ | ૪ | ૨ |
| વાળંદ | ૭ | ૫૨ | ૧૨ | ૨૬ | ૩૮ | ૧૬૯૫૦ | ૬ | ૭૫૩૨ | ૧૨૫૫ | ... | ૫ | ૨ | ૪ |
| ભંગી | ૬ | ૧૯ | ૮ | ૩ | ૩ | ૧૦૫૦ | ૪ | ૪૮૦ | ૧૨૦ | ... | ... | ૬ | ... |
| ચમાર | ૫ | ૨૬ | ૬ | ૨૫ | ૨૧ | ૧૪૯૦૦ | ૫ | ૫૩૫૦ | ૧૦૭૦ | ... | ૪ | ૧ | ૪ |
| સુથાર | ૩ | ૧૪ | ૬ | ૭ | ૬ | ૫૩૦૦ | ૨ | ૩૬૫૦ | ૧૮૨૫ | ... | ૨ | ૧ | ૧ |
| લુહાર | ૧ | ૫ | ૨ | ... | ... | ૨૫૦૦ | ૧ | ૬૪૪ | ૬૪૪ | ... | ૧ | ... | ૧ |
| દરજી | ૧ | ૭ | ૨ | ૪ | ... | ૩૫૦૦ | ... | ... | ... | ૧ | ... | ... | ... |
| પુજારી | ૧ | ૮ | ૪ | ૩૬ | ... | ૧૯૬૦૦ | ૧ | ૩૨૨૦ | ૩૨૨૦ | ... | ... | ૧ | ૧ |
| વહોરા | ૧ | ૨૦ | ૩ | ૧૧ | ૧૧ | ૧૧૦૦૦ | ૧ | ૧૬૦૦ | ૧૬૦૦ | ... | ... | ૧ | ૧ |
| ઓડ | ૧ | ૮ | ... | ... | ... | ... | ... | ... | ... | ... | ... | ૧ | ... |
| કુલ | ૨૦૮ | ૧૦૭૦ | ૩૦૭ | ૧૦૩૧ | ૧૩૩૬ | ૬૮૯૧૧૫ | ૧૪૪ | ૧૨૨૪૨૪ | ૮૫૦ | ૩૬ | ૭૬ | ૯૬ | ૯૧ |

## ટકાવારી

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પાટીદાર | ૨૭· | ૨૭·૪ | ૨૮ | ૪૫ | ૫૩·૧ | ૫૫·૫ | ૬૪ | ૩૦ | ... | ૪૬ | ૪૫ | ૯ | ૮૨ |
| બારૈયા | ૧૪·૪ | ૧૧·૨ | ૧૨· | ૭·૫ | ૧૦·૫ | ૩·૫ | ૭૭ | ૮ | ... | ... | ૨૦ | ૮૦ | ૧૩ |
| ઢેઢ | ૧૩·૪ | ૧૪·૧ | ૧૦·૨ | ૩·૭ | ૮·૪ | ૩·૫ | ૬૮ | ૧૪ | ... | ... | ૧૮ | ૮૨ | ૩૨ |
| રજપૂત | ૧૧· | ૧૦·૭ | ૧૩· | ૨૩ | ૧૭ | ૧૩·૭ | ૮૩ | ૧૪ | ... | ૧૩ | ૪૮ | ૩૯ | ૩૫ |
| બ્રાહ્મણ | ૬·૯ | ૭·૨ | ૧૧·૪ | ૬ | ૧·૫ | ૯· | ૪૩ | ૫ | ... | ૪૨ | ૨૯ | ૨૯ | ૬૪ |
| રબારી | ૫·૭ | ૫ | ૫· | ૨ | ૧ | ૨·૨ | ૭૫ | ૪ | ... | ... | ૬૬ | ૩૪ | ૮ |
| રાવળ | ૫·૨ | ૫·૬ | ૩·૫ | ૧ | ૧·૪ | ·૮ | ૬૪ | ૧·૫ | ... | ... | ... | ૧૦૦ | ... |
| કુંભાર | ૩·૮ | ૩·૬ | ૩· | ૧ | ૧ | ૧· | ૬૩ | ૨ | ... | ... | ૫૦ | ૫૦ | ૨૫ |
| વાળંદ | ૩·૩ | ૫· | ૪· | ૨·૫ | ૩· | ૨·૫ | ૮૬ | ૬ | ... | ... | ૭૦ | ૩૦ | ૫૮ |
| ભંગી | ૩· | ૬·૮ | ૨·૬ | ·૨ | ·૨ | ·૧ | ૬૭ | ·૫ | ... | ... | ... | ૧૦૦ | ... |
| ચમાર | ૨·૪ | ૨·૪ | ૨· | ૨·૫ | ૧·૫ | ૨· | ૧૦૦ | ૪ | ... | ... | ૮૦ | ૨૦ | ૮૦ |
| સુથાર | ૧·૪ | ૧·૩ | ૨· | ·૬ | ·૪ | ·૮ | ૬૬ | ૩ | ... | ... | ૬૬ | ૩૪ | ૩૩ |
| લુહાર | ·૫ | ·૫ | ·૬ | ... | ... | ·૪ | ૧૦૦ | ·૫ | ... | ... | ૧૦૦ | ... | ૧૦૦ |
| દરજી | ·૫ | ·૭ | ·૬ | ·૪ | ... | ·૫ | ... | ... | ... | ૧૦૦ | ... | ... | ... |
| પૂજારી | ·૫ | ·૮ | ૧·૨ | ૩·૬ | ... | ૩· | ૧૦૦ | ૨·૫ | ... | ... | ... | ૧૦૦ | ૧૦૦ |
| વહોરા | ·૫ | ૧·૯ | ·૯ | ૧ | ૧ | ૧·૫ | ૧૦૦ | ૧·૫ | ... | ... | ... | ૧૦૦ | ૧૦૦ |
| ઓડ | ·૫ | ·૮ | ... | ... | ... | ... | ... | ... | ... | ... | ... | ૧૦૦ | ... |
| કુલ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૭૦ | ૧૦૦ | ... | ૧૭·૩ | ૩૬·૫ | ૪૬·૨ | ૪૪ |

વસ્તીના પ્રમાણમાં મિલકત અને દેવાનું પ્રમાણ નીચેની જ્ઞાતિઓનું વધારે છે:

| વસ્તીના પ્રમાણ કરતાં | વધારે મિલકત | વધારે દેવું |
|---|---|---|
| | પાટીદાર | પાટીદાર |
| | રજપૂત | રજપૂત |
| | બ્રાહ્મણ | વાળંદ |
| | પૂજારી | ચમાર |
| | | સુથાર |
| | | પૂજારી |

વસ્તીના પ્રમાણ કરતાં મિલકત અને દેવાનું પ્રમાણ નીચેની જ્ઞાતિ-ઓનું ઓછું છે:

| ઓછી મિલકત | ઓછું દેવું |
|---|---|
| બારૈયા | બારૈયા |
| ઢેઢ | બ્રાહ્મણ |
| રબારી | રબારી |
| રાવળ | રાવળ |
| કુંભાર | કુંભાર |
| વાળંદ | ભંગી |
| ભંગી | દરજી |
| ચમાર | વહોરા |
| સુથાર | ઓડ |
| લુહાર | |
| વહોરા | |
| ઓડ | |

ઉપરની બે યાદીઓ પરથી જોઈ શકાય છે કે જેમની પાસે વધારે મિલકત છે તેઓ વધારે દેવાદાર છે. મિલકત ઉપર નાણું સહેલાઈથી ઉછીનાં લઈ શકાતાં હોવાથી જેમ મિલકત વધે છે તેમ દેવું પણ વધે છે.

## (૧) પાટીદાર

ગામમાં સૌથી વધારે વસ્તી આ જ્ઞાતિની છે ( ૨૭.૪ ટકા ). આગળ જણાવ્યું છે તેમ ગામની મૂળ માલિકી રજપૂતોની હતી. હજુ આજે પણ ગામના મુખી તરીકે ચાર રજપૂત કુટુંબોમાંથી પસંદગી થાય છે. તેમણે છેલ્લાં બસો વર્ષમાં બહારગામથી પાટીદારોને લાવી વસાવ્યા. જે જે ગામોથી તેઓ આવ્યા તે તે ગામોનાં નામ ઉપરથી તેઓ આજે પણ ઓળખાય

છે. ( મોઢડાથી આવેલા મોઈડિયા, અને મોભાથી આવેલા મોભિયા કહેવાય છે. ) ધીમે ધીમે જાતમહેનતથી એમણે પોતાની સ્થિતિ સ્થિર કરવા માંડી. આજે તેઓ વસ્તીગણતરીએ તો અગ્રસ્થાને છે, પરંતુ આખા ગામમાં આર્થિક સ્થિતિ પણ તેમની સારામાં સારી છે. ગામના મૂળ માલિક રજપૂતોએ આળસ અને વ્યસનમાં બધુ ગુમાવી પાટીદારોને પોતાનું સ્થાન સોંપી દીધું છે. મુખીની પસંદગી રજપૂત કુટુંબોમાંથી કરવાની હાલની પ્રથા બંધ થતાં રજપૂતોનું પતન સંપૂર્ણ થશે, કારણ આથિક રીતે અગ્રસ્થાન ભોગવતા પાટીદારો ત્યાર પછી રાજકીય રીતે પણ સ્વાભાવિક રીતે જ અગ્રસ્થાને આવશે. પાટીદારોએ તેમનું હાલનું સ્થાન તેમની મહેનત અને બુદ્ધિ વડે મેળવ્યું છે. આજે તેઓ એ સ્થિતિએ પહોંચ્યા છે કે હવે જાત-મહેનત તેમણે ઓછી કરવા માંડી છે, અને બધું જ ખેતીકામ મજૂરો પાસે કરાવવા લાગ્યા છે. તેમની ખેતી ખેડૂતની ખેતી મટી વેપારી ખેતી થવા લાગી છે. આને લીધે ખેતીખર્ચમાં ઠીક ઠીક વધારો થાય છે. ઉપરાંત મજૂરો પાસે જ બધું કામ કરાવવાથી ખેતીને તેમની પોતાની જે સંભાળ મળતી હતી તે ઓછી થવાથી ખેતીને નુકસાન પહોંચવાનો સંભવ પણ ખરો.

કુલ વસ્તીના ૨૭ ટકા હોવા છતાં ૪૫ ટકા જમીનની માલિકી ધરાવે છે, ૫૩ ટકા જમીન ખેડે છે, તથા કુલ મિલકતના ૫૫ ટકા પર તેમની માલિકી છે. આમ તેમના વસ્તીના પ્રમાણ કરતાં બમણી જમીન તેઓ ખેડે છે, તથા બમણી મિલકત ધરાવે છે. આખા ગામની માલિકીની જમીનની કુટુંબદીઠ સરેરાશ ૫ વીધા છે, જ્યારે પાટીદાર કુટુંબોની સરેરાશ ૮ વીધા છે. ૮૨ ટકા કુટુંબો સહકારી મંડળીના સભાસદ છે.

આને કારણે તેમનો અડધો ભાગ અ વર્ગમાં છે, તથા બીજો લગભગ અડધો ભાગ બ વર્ગમાં છે. માત્ર ૫ કુટુંબો ક વર્ગમાં છે. બધા પાટીદારો ખેડૂત ( માલિક ) તરીકે અથવા ગણોત તરીકે કામ કરે છે.

આર્થિક સ્થિતિ સારી હોવા છતાં પૂરતો પૌષ્ટિક ખોરાક ન લેવાને કારણે તેમની તંદુરસ્તી સારી નથી. તેમના ખોરાકમાં શાકને બહુ ઓછું સ્થાન છે. ઘેર ઢોર હોવા છતાં ઘી-દૂધને પણ ઓછું સ્થાન મળે છે. ચાનો વપરાશ હદઉપરાંતનો છે. આ બધાં કારણોને લીધે તેમની વસ્તીના ૪૮ ટકાનું વજન જોઈએ તે કરતાં ઓછું છે.

સામાજિક પ્રસંગો પાછળ તેઓ ઘણું ખર્ચ કરે છે. આ વર્ષે તેમનામાં થયેલાં લગ્નોનું સરાસરી ખર્ચ રૂા. ૩૦૦૦ હતું. મરણ પાછળનાં ખર્ચ પણ થાય છે, પરંતુ બીજી જ્ઞાતિઓ કરતાં ઓછાં.

પાટીદારોમાં લેઉઆ અને કડવા નામની બે પેટાજ્ઞાતિઓ છે. લેઉઆ

કડવા કરતાં સહેજ ઊંચા ગણાય છે. લેઉઆની આર્થિક સ્થિતિ કડવા કરતાં વધારે સારી છે. લેઉઆનાં ૫૮ ટકા કુટુંબો અ વર્ગમાં, ૩૬ ટકા બ વર્ગમાં અને ૬ ટકા ક વર્ગમાં છે, જ્યારે કડવાનાં ૩૦ ટકા અ વર્ગમાં, ૫૭ ટકા બ વર્ગમાં અને ૧૩ ટકા ક વર્ગમાં છે.

### (૨) બારૈયા

બારૈયાનાં કુલ ૩૦ કુટુંબો આ ગામમાં છે. તેમની જમીન ઘણી ટૂંકી હોવાથી ( કુટુંબ દીઠ ૨ ૧/૬ વીઘા ) બીજી થોડી ભાગે રાખીને તેઓ ખેડે છે( કુટુંબ દીઠ ખેડેલી જમીન ૪ ૧/૨ વીઘા ). પરંતુ જીવનગુજરાન માટે એટલી જમીન પૂરતી ન થવાથી તેમનામાંનો ઘણો મોટો ભાગ મજૂરીએ જાય છે, અને કેટલાક સરકારી કે ખાનગી નોકરી કરે છે. ૩૦ માંથી માત્ર ૪ કુટુંબો સહકારી મંડળીના સભાસદ છે. પરિણામે એક પણ કુટુંબ અ વર્ગમાં નથી, જ્યારે ફક્ત ૨૦ ટકા બ વર્ગમાં છે. ૮૦ ટકા જેટલો ભાગ ક વર્ગમાં છે. એમ કહી શકાય કે આખી જ્ઞાતિ ગરીબાઈમાં સબડે છે.

ઘી–દૂધ કે શાકને તેમના ખોરાકમાં સ્થાન નથી. અનાજ પણ હલકી કોટિનું ખાય છે. ઘઉં, બાજરી કે ચોખાને બદલે આ લોકો ચીણો ખાય છે. પરિણામે ૪૭ ટકાનું વજન જોઈએ તે કરતાં ઓછું છે. પુખ્ત ઉમરના પુરુષોમાંથી લગભગ ૬૦ ટકા દારૂ પીએ છે. આર્થિક સ્થિતિ આમ તો નબળી છે જ, તેમાં દારૂની લતને કારણે વધારે નબળી બને છે. પરિણામે કુટુંબનાં આબાળકો પૂરતો ખોરાક કે પૂરતાં કપડાં પામી શકતાં નથી. મોટી ઉમરના બાળકો પણ નાગા ફરતા હોય છે, જ્યારે સ્ત્રી-પુરુષોનાં કપડાં પણ ઘણી ખરાબ સ્થિતિનાં હોય છે. આર્થિક સ્થિતિને કારણે સ્ત્રીઓ તથા મોટી ઉમરના બાળકોને મજૂરીએ મોકલવામાં આવે છે.

### (૩) ઢેઢ

આ જ્ઞાતિની સ્થિતિ પણ બારૈયા જેવી, બલ્કે એથી પણ ઊતરતી કોટીની છે. ૨૮ કુટુંબોને ફાળે ૩૯ વીઘા જમીન છે, એટલે કુટુંબ દીઠ દોઢ વીઘો જમીન આવી. ખેડેલી જમીન પણ કુટુંબ દીઠ માત્ર ચાર વીઘા છે. પરિણામે આખી જ્ઞાતિ મજૂરી પર જીવે છે. ૨૮ કુટુંબોમાંથી ૯ સહકારી મંડળીના સભાસદ છે. અ વર્ગમાં એક પણ કુટુંબ નથી. ૧૮ ટકા બ વર્ગમાં, અને ૮૨ ટકા ક વર્ગમાં છે. આર્થિક સ્થિતિ નબળી હોવા ઉપરાંત બારૈયાની માફક આ લોકો પણ દારૂ પીએ છે (૬૭ ટકા). તેથી તેમનો ખોરાક અને રહેણીકરણી ઘણી ખરાબ સ્થિતિનાં છે. ખોરાકમાં ઘી દૂધ શાકની ગેરહાજરી હોવા ઉપરાંત અનાજ હલકી કોટીનું, દા. ત.

ચીણો અને કાંગ ખવાય છે. પરિણામે ૪૨ ટકાનું વજન ઓછું છે. કપડાંની સ્થિતિ શરમજનક હોય છે. ઘર માત્ર એક ઓરડાવાળાં છે. એક ઓરડાની અંદર જ રસોડું, કોઠાર, બેસવા-ઊઠવાનું તથા કુટુંબનાં બધાં માણસોને રાત્રે સૂવાનું. આર્થિક સ્થિતિને કારણે નાનાં મોટાં સૌ મજૂરીએ જાય છે. આંખે ન સૂઝતું હોય, બરાબર ચલાતું ન હોય એવા વૃદ્ધ માણસને પણ મજૂરીએ ગયા વિના ચાલતું નથી, કારણ ગુજરાનનું બીજું કોઈ સાધન તેની પાસે નથી.

૨૦ વર્ષ પહેલાં આ લોકો વણાટ કામ કરતાં. મિલઉદ્યોગ પછી એ બંધ થયું છે.

(૪) રજપૂત

ઉપર જણાવ્યું તેમ ગામની માલિકી ધરાવતી આ જ્ઞાતિની આજે નબળી સ્થિતિ છે. કુલ ૨૩ કુટુંબો ૨૩૯ વીઘા જમીનની માલિકી ધરાવે છે ( કુટુંબ દીઠ ૧૦ વીઘા ). પરંતુ આળસ તથા વ્યસનને કારણે વધુ જમીન ભાગે રાખીને ખેડવાને બદલે એથી પણ ઓછી જમીન–૨૨૫ વીઘા ખેડે છે. પરિણામે જમીન હોવાં છતાં પાટીદારો કરતાં તેમની આર્થિક સ્થિતિ નબળી છે. માત્ર ૧૩ ટકા અ વર્ગમાં છે, જ્યારે ૪૮ ટકા બ વર્ગમાં અને ૩૯ ટકા ક વર્ગમાં છે. ૨૩ માંથી ૮ કુટુંબો સહકારી મંડળીના સભાસદ છે.

પુરુષોનો ૫૪ ટકા ભાગ દારૂ પીએ છે. ૫૧ ટકાનું વજન ઓછું છે.

(૫) બ્રાહ્મણો

કુટુંબ દીઠ સરેરાશ ૪½ વીઘા જમીન ધરાવતા બ્રાહ્મણોમાં માત્ર બે કુટુંબો ખેતી કરે છે. બાકીના પોતાની જમીન ભાગે ખેડવા આપે છે, અને પોતાના મુખ્ય વ્યવસાય તરીકે સરકારી શિક્ષક તરીકેની કે સહકારી મંડળીની નોકરી કરે છે. આ નોકરી ઉપરાંત ગોર તરીકેના કામમાંથી પણ એમને આવક થતી હોય છે. આમ જમીનની ઊપજ ઉપરાંત નોકરીમાંથી તેમજ ગોરપદામાંથી થતી આવકને કારણે તેમની આર્થિક સ્થિતિ સારી છે. ૧૪ માંથી ૯ કુટુંબો સહકારી મંડળીના સભાસદ છે. ૪૨ ટકા અ વર્ગમાં, ૨૯ ટકા બ વર્ગમાં અને ૨૯ ટકા ક વર્ગમાં છે. દારૂનું કે એવું કોઈ બીજું વ્યસન નથી, પરંતુ સામાજિક ખર્ચ વધારે છે. મરણ પાછળ ખર્ચ કરવાનો રિવાજ પણ હજુ ચાલુ છે. સ્થિતિ સારી હોવાથી તથા પૌષ્ટિક ખોરાક લેતા હોવાથી ઓછા વજનનું પ્રમાણ બીજી જ્ઞાતિઓ કરતાં ઓછું છે (૩૧ ટકા). રહેણીકરણીમાં અને અભ્યાસમાં પણ બીજી જ્ઞાતિઓ કરતાં આગળ પડતા છે.

(૬) રબારી

ઘાસ-ચારાની પૂરતી સવડના અભાવે બધાં રબારી કુટુંબો ઢોર ઉછેરવાનો ધંધો કરતાં નથી. કુલ ૧૨ કુટુંબોમાંથી માત્ર ૪ કુટુંબો આ ધંધો કરે છે. બાકીનાં કુટુંબો ખેતીમજૂરી કરે છે. સ્ત્રીઓ પાટીદાર બ્રાહ્મણના ઘરનું પાણી ભરે છે. કુટુંબ દીઠ માત્ર દોઢ વીઘો જમીન છે. ૧૨ માંથી ૧ કુટુંબ સહકારી મંડળીનું સભાસદ છે. એક પણ કુટુંબ અ વર્ગમાં નથી. ૬૬ ટકા બ વર્ગમાં, અને ૩૪ ટકા ક વર્ગમાં છે.

દારૂનું વ્યસન આ લોકોમાં પણ છે ( ૫૨ ટકા ). આર્થિક સ્થિતિ સારી નથી, અને દારૂનું વ્યસન છે, પરિણામે પૂરતો પૌષ્ટિક ખોરાક ન લેવાય એમાં શી નવાઈ? પરિણામે ૪૨ ટકાનું વજન ઓછું છે.

(૭) રાવળ

સૌથી વધારે નબળી સ્થિતિ આ લોકોની છે. જમીન નહિવત્ હોવાથી (કુટુંબ દીઠ ૧ વીઘો), બીજો વ્યવસાય હાથમાં ન હોવાથી, અને માત્ર ખેતીમજૂરી પર આધાર રાખવાનો હોવાથી, એક પણ કુટુંબની સ્થિતિ સારી નથી. બધાં કુટુંબો ક વર્ગમાં છે. ૬૬ ટકા પુરુષો દારૂ પીએ છે. ૪૬ ટકાનું વજન ઓછું છે.

(૮) કુંભાર

માટીકામ કરતી આ જ્ઞાતિ ખૂબ મહેનતુ તેમ જ પોચી છે. ખૂબ મહેનતને અંતે પણ પરાણે પૂરું કરે તેવી તેમની સ્થિતિ છે. ૫૦ ટકા કુટુંબો બ વર્ગમાં ને ૫૦ ટકા ક વર્ગમાં છે. ૬૦ ટકાનું વજન ઓછું છે.

(૯) વાળંદ

હજામતનું કામ કરવા ઉપરાંત આ લોકો જમીન પણ ખેડે છે (કુટુંબ દીઠ ખેડેલી જમીન ૫ વીઘા). વળી સામાજિક પ્રસંગોએ પણ તેમની જરૂર પડતી હોવાથી તેમાંથી પણ તેમને આવક થતી હોય છે. આને લીધે તેમની આર્થિક સ્થિતિ કંઈક સારી છે. ૭૦ ટકા બ વર્ગમાં ને ૩૦ ટકા ક વર્ગમાં છે. ૪ કુટુંબો સહકારી મંડળીના સભાસદ છે. ૬૧ ટકાનું વજન ઓછું છે.

(૧૦) ભંગી

સૌથી વધારે આળસુ છે. સવારસાંજ ભીખ માગીને ગુજરાન ચલાવવાની ટેવ પડી છે. ભાગ્યેજ કંઈ કામ કરે છે. રસ્તાઓ વાળવાનું સોંપાયેલું કામ પણ કદી કરતા નથી. મજૂરીએ પણ નથી જતા. બધાં જ કુટુંબો ક વર્ગમાં છે.

(૧૧) ચમાર

જમીન ખેડવાનું ( કુટુંબ દીઠ ૪ વીઘા ), ચામડાં પકવવાનું, તેમજ મજૂરી કરવાનું કામ કરી ગુજરાન ચલાવતી આ જ્ઞાતિની સ્થિતિ પણ કંઇક સારી છે. ૫ માંથી ૪ કુટુંબો બ વર્ગમાં છે. ૧ કુટુંબ ક વર્ગમાં છે.

(૧૨) સુથાર

કુલ ત્રણમાંથી બે બ વર્ગમાં, અને એક ક વર્ગમાં છે.

(૧૩) લુહાર

માત્ર એક કુટુંબ છે, બ વર્ગમાં છે.

(૧૪) દરજી

એ ગામનું કામ કરતો હોવાથી, તેમ જ જમીનની આવક હોવાથી આર્થિક સ્થિતિ સારી છે. અ વર્ગમાં છે.

(૧૫) પૂજારી

મંદિરના નામે ૭૬ વીઘા જમીન છે, તેની ઊપજમાંથી મંદિરનો વહીવટ ચલાવવાનો તથા પોતાનું ગુજરાન કરવાનું. આટલી જમીન છે, મંદિરનાં પાંચ મકાનો છે, વિશાળ ચોગાન છે, મંદિરનો અલાયદો કૂવો છે. આટલી સગવડ હોવા છતાં પૂજારીની સ્થિતિ નબળી છે. તેનું કારણ જમીન ભાગે ખેડવા આપવાથી તેમાંથી જે ઊપજ આવે તે પર જ પોષણ કરવાનું હોવાથી તથા કુટુંબ મોટું હોવાથી મુશ્કેલ પડે છે. વળી અતિવૃષ્ટિને કારણે ઉપરાઊપરી ત્રણ ચાર વખત મકાનોનું સમારકામ કરાવવું પડયું હોવાથી દેવું થયું છે. આ વર્ષથી પૂજારીએ જાતે જમીન ખેડવાનું શરૂ કર્યું છે.

(૧૬) વહોરા

ગામમાં મુસલમાનનું આ એક જ કુટુંબ છે. ચાર ભાઈઓનું સહિયારું ચાલતું આ કુટુંબ આર્થિક સ્થિતિએ ક વર્ગનું છે. ૧૧ વીઘા જમીનમાંથી ૨૦ માણસોના કુટુંબનું પોષણ કરવાથી સ્થિતિ નબળી છે.

(૧૭) ઓડ

આ કુટુંબ રખડતું છે. ગામમાં તેની કંઈ જમીન કે ઘર નથી. સ્થિતિ ક વર્ગની છે.

બધી જ્ઞાતિઓનો આપણે ઉપર વિગતવાર ખ્યાલ મેળવ્યો. તેમાંથી નીચેના ત્રણ અનુમાનો તારવી શકાય છે:

(૧) જે કુટુંબો પાસે પૂરતા પ્રમાણમાં જમીન છે, ઉપરાંત સાથે જેઓ નોકરી કે વેપાર કરે છે તેમની આર્થિક સ્થિતિ સારી છે (અ વર્ગ).

(૨) જે કુટુંબો માત્ર જમીન પર આધાર રાખે છે, પરંતુ જેમની પાસે પૂરતી જમીન છે, અને જે કુટુંબો પાસે પૂરતી જમીન નથી, પરંતુ

જેમની પાસે ઢોર ચારવાનો, ચામડાં પકવવાનો, ગોરપદું કરવાનો, હજામતનો, કે એવો બીજો કોઈ ઉદ્યોગ છે તેમની સ્થિતિ મધ્યમસરની છે (બ વર્ગ).

(૩) જે કુટુંબો માત્ર ખેતીમજૂરી પર આધાર રાખે છે તેમની સ્થિતિ કનિષ્ઠ છે (ક વર્ગ).

બધી જ્ઞાતિઓને આપણે તેમની આર્થિક સ્થિતિ પ્રમાણે ક્રમમા મૂકવી હોય તો નીચે મુજબ મૂકી શકાય :

(૧) પાટીદાર (૨) બ્રાહ્મણ (૩) રજપૂત (૪) દરજી (૫) ચમાર (૬) લુહાર (૭) સુથાર (૮) વાળંદ (૯) રબારી (૧૦) કુંભાર (૧૧) પૂજારી (૧૨) વહોરા (૧૩) બારૈયા (૧૪) ઢેઢ (૧૫) રાવળ (૧૬) ભંગી (૧૭) ઓડ.

જ્ઞાતિઓનો આ ક્રમ આપણા ઉપરનાં ત્રણ અનુમાનોની સાબિતી પૂરી પાડે છે.

આખાએ ગામની સ્થિતિનો સમગ્રપણે ખ્યાલ ફરી એક વાર તાજો કરીએ તો માત્ર ૧૭ ટકા અ વર્ગમાં છે, જ્યારે ૩૬ ટકા બ વર્ગમાં અને ૪૬ ટકા ક વર્ગમાં છે. અને આ સ્થિતિ એવા ગામની છે જ્યાં કુલ ખેડાતી જમીનનો ત્રીજો ભાગ પીતજમીનનો છે.

## (૪) લડાઈની અસર

ભુવેલનો બજાર માટેનો પાક તમાકુનો છે. તમાકુના ભાવ ૧૯૪૨ના ઓગસ્ટ પછી વધવા લાગ્યા. તમાકુનું ઉત્પાદન સારું હોવાથી લોકોને એનો સારો લાભ મળ્યો. ૧૯૪૨ પહેલાં તમાકુના ભાવ મણના રૂ. ૩ થી ૬ વચ્ચે રહેતા. એ ભાવ છેલ્લા ચાર વર્ષોમાં રૂ ૩૫ સુધી પહોંચ્યા. પરિણામે જેમણે રૂ. ૧ ની નોટ જોઈ નહોતી તેઓ તેનો છૂટથી ઉપયોગ કરતા થઈ ગયા. પૈસાની છૂટને કારણે ખેડુતો જમીનમાં ખાતર પણ સારા પ્રમાણમાં ભરવા લાગ્યા. જેથી ખાતરના ભાવ ઘણા ઊંચા ગયા દોઢ રૂપિયે ગાડું ખાતરના ભાવ દશ રૂપિયા થયા. મજૂરીના દર પણ વધ્યા. પહેલાં રોજના ચાર થી છ આના અપાતા, હવે તે રૂપિયો સવા રૂપિયો થયો.

જૂનાં દેવાં ભરપાઈ થવા લાગ્યાં. સહકારી મંડળીનું દેવું જલદી જલદી ભરપાઈ થવા લાગ્યું. બિનસભાસદોની અને સભાસદોની થાપણોમાં નોંધપાત્ર વધારો થયો. લડાઈનાં વર્ષોના ધિરાણના, વસૂલના, બાકી ધિરાણના તથા થાપણના આંકડાઓ નીચે આપ્યા છે :

### કોઠા નં. ૪૪

| સાલ | બાકી ધિરાણ રૂ. | વસૂલ રૂ. | નવું ધિરાણ રૂ. | સભાસદની થાપણ રૂ. | બિનસભાસદની થાપણ રૂ. |
|---|---|---|---|---|---|
| ૩૮-૩૯ | ૬૭૦૮૬ | ૮૩૭૬ | ૮૦૩૦ | ૧૩૭૬૧ | ૧૭૮૦૮ |
| ૩૯-૪૦ | ૪૭૬૧૮ | ૨૪૬૩૫ | ૫૧૬૭ | ૧૮૯૬૮ | ૧૭૩૪૦ |
| ૪૦-૪૧ | ૪૬૦૭૬ | ૧૦૯૬૫ | ૯૪૨૩ | ૧૮૪૫૩ | ૧૭૭૪૧ |
| ૪૧-૪૨ | ૪૮૯૪૦ | ૧૨૨૫૯ | ૧૫૧૨૩ | ૧૭૬૪૭ | ૧૬૧૦૪ |
| ૪૨-૪૩ | ૪૧૭૮૧ | ૧૯૩૧૩ | ૧૨૧૫૪ | ૧૦૩૪૯ | ૨૧૩૨૪ |
| ૪૩-૪૪ | ૪૧૭૯૨ | ૧૯૪૬૮ | ૧૯૪૭૯ | ૨૧૦૬૪ | ૨૫૨૬૦ |
| ૪૪-૪૫ | ૨૯૪૯૩ | ૪૫૯૮૨ | ૩૩૬૮૩ | ૨૧૯૫૫ | ૨૯૫૩૧ |
| ૪૫-૪૬ | ૩૨૪૮૬ | ૩૧૦૦૮ | ૩૪૦૧૧ | ૧૮૪૯૯ | ૩૭૬૪૨ |

બાકી ધિરાણ ઘટે છે, વસૂલ વધે છે, નવું ધિરાણ પણ વધે છે. થાપણોમાં પણ સારો વધારો થાય છે.

| | | |
|---|---|---|
| સહકારી મંડળીનું લડાઈની શરૂઆતમાં દેવું (૩૧-૭-૩૯) | રૂ. | ૬૭૦૮૬ |
| ૧૯૩૯-૪૬ સુધીનું નવું દેવું | રૂ. | ૧૨૯૦૪૦ |
| | કુલ | ૧૯૬૧૨૬ |
| ૩૯-૪૬ દરમિયાન ચૂકવાયેલ દેવું | | ૧૬૩૬૪૦ |
| બાકી દેવું (૩૧-૭-૪૬) | રૂ. | ૩૨૪૮૬ |

લડાઈને અંતે સહકારી મંડળીના દેવામાં આમ કુલ રૂ. ૩૫ હજારનો ઘટાડો થાય છે.

## ૭. તંદુરસ્તી અને સ્વચ્છતા

### (૧) દાકતરી તપાસનો અહેવાલ

તંદુરસ્તી અને સ્વચ્છતા

વડોદરા રાજ્ય તરફથી મોકલવામાં આવેલ ડૉ. પ્રિયકાન્ત ન. અદેશરાએ જુવેલના લોકોની દાક્તરી તપાસ કરેલી. તેમની સાથે મદદમાં તેમના મિત્ર શ્રી રમણલાલ હ. વકીલ હતા. તેમની તપાસનો અહેવાલ નીચે મુજબ છે. જુવેલનાં ૧૦૭૦ માણસોની વસ્તીમાંથી ૮૦૩ માણસોની દાક્તરી તપાસ કરવામાં આવી હતી. તેમનું નાત અને જાતવાર વર્ગીકરણ નીચે મુજબ છે :

કોઠા નં. ૪૫

| નાત | છોકરાઓ | છોકરીઓ | પુરુષો | સ્ત્રીઓ | કુલ | કુલ વસ્તી |
|---|---|---|---|---|---|---|
| પાટીદાર | ૫૪ | ૪૮ | ૮૬ | ૭૮ | ૨૬૬ | ૨૮૮ |
| દરજી | ૦ | ૦ | ૨ | ૨ | ૪ | ૭ |
| બ્રાહ્મણ | ૧૨ | ૧૩ | ૧૬ | ૧૩ | ૫૪ | ૭૭ |
| રજપૂત | ૧૪ | ૬ | ૨૨ | ૨૪ | ૬૬ | ૧૨૪ |
| રબારી | ૬ | ૪ | ૧૭ | ૧૮ | ૪૫ | ૫૩ |
| વાળંદ | ૧૦ | ૩ | ૧૪ | ૭ | ૩૪ | ૫૨ |
| સુથાર+લુહાર | ૩ | ૨ | ૩ | ૨ | ૧૦ | ૧૫ |
| કુંભાર | ૩ | ૦ | ૧૦ | ૧૦ | ૨૩ | ૩૫ |
| બારૈયા | ૧૫ | ૧૪ | ૨૭ | ૨૨ | ૭૮ | ૧૨૦ |
| ઢેઢ+ભંગી+ ચમાર | ૩૫ | ૩૮ | ૬૧ | ૫૪ | ૧૮૮ | ૧૫૫ |
| વહોરા | ૨ | ૭ | ૨ | ૨ | ૧૩ | ૨૦ |
| રાવળ | ૧ | ૦ | ૧૨ | ૨ | ૧૫ | ૬૦ |
| પૂજારી | ૩ | ૨ | ૧ | ૧ | ૭ | ૮ |
| ઓડ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૮ |
| કુલ | ૧૫૮ | ૧૩૭ | ૨૭૩ | ૨૩૫ | ૮૦૩ | ૧૦૭૦ |

છોકરાઓ+પુરુષો=૪૩૧

છોકરીઓ+સ્ત્રીઓ=૩૭૨

કુલ ૮૦૩

**તંદુરસ્ત માણસો**

જેમની દાક્તરી તપાસ કરવામાં આવી હતી તે ૮૦૩ માણસોમાંથી ૨૧૫ માણસો ( ૨૬·૭ ટકા ) કોઈ પણ જાતના રોગ વિનાના હતા. ૨૧૫ માંથી ૧૦૧ જણનું વજન જોઈએ તે કરતાં ઓછું હતું. એટલે ૧૧૪ માણસો (૧૪·૧૯ ટકા ) કોઈ પણ જાતના રોગ વિનાના અને પૂરતા વજનવાળા હતા.

**ઓછું વજન**

જુવેલના લોકોની ઊંચાઈ, અને ઉમર પ્રમાણેનું સરાસરી વજન હિંદુસ્તાનના સરાસરી વજનના ધોરણ કરતાં ઓછાં છે, અને જેમ જેમ ઉમર વધે છે તેમ તેમ આ તફાવત વધતો જાય છે. કોઠો નં ૪૬ આ તફાવત બતાવે છે. ન્યુ ઇન્ડિયા ઇન્સ્યોરન્સ કંપનીએ હિંદુસ્તાનના વજનનો તૈયાર કરેલ કોઠો અહીંના વજન સાથે તેમાં સરખાવવામાં આવ્યો છે. આ કોઠો જોવાથી જણાય છે કે હિંદુસ્તાનના વજન કરતાં સ્થાનિક વજન ઓછું છે, તેમજ ઉમર વધવા સાથે એ તફાવત પણ વધે છે.

કોઠા નં. ૪૬

| ઊંચાઈ | ૧૯ થી ૨૫ વર્ષ | | | ૨૫ થી ૩૫ વર્ષ | | | ૩૫ થી ૪૫ વર્ષ | | | ૪૫ વર્ષ ઉપર | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ભુવેલનું સરાસરી વજન | હિંદુસ્તાનનું વજન | તફાવત ટકા | ભુવેલનું સરાસરી વજન | હિંદુસ્તાનનું વજન | તફાવત ટકા | ભુવેલનું સરાસરી વજન | હિંદુસ્તાનનું વજન | તફાવત ટકા | ભુવેલનું સરાસરી વજન | હિંદુસ્તાનનું વજન | તફાવત ટકા |
| ૫'-૦" | ૧૦૧ | ૧૧૬ | ૧૩·૨ | ૯૭ | ૧૨૦ | ૧૯·૧ | ૧૦૫ | ૧૨૫ | ૧૫·૭ | | ૧૨૭ | |
| ૫'-૧" | ૧૦૬ | ૧૧૮ | ૭·૫ | ૧૧૨ | ૧૨૩ | ૮·૬ | ૧૦૨ | ૧૨૮ | ૨૦ | ૧૧૩ | ૧૩૦ | ૧૨·૭ |
| ૫'-૨" | ૧૦૪ | ૧૨૦ | ૧૩·૩ | ૧૦૬ | ૧૨૬ | ૧૫·૭ | ૧૦૨ | ૧૩૧ | ૨૧·૫ | ૧૧૧ | ૧૩૩ | ૧૬·૫ |
| ૫'-૩" | ૧૦૫ | ૧૨૨ | ૧૪·૧ | ૧૦૨ | ૧૩૦ | ૨૧·૫ | ૧૦૧ | ૧૩૫ | ૨૫ | ૧૦૩ | ૧૩૭ | ૨૪·૨ |
| ૫'-૪" | ૧૦૭ | ૧૨૪ | ૧૩·૪ | ૧૧૧ | ૧૩૪ | ૧૭·૨ | ૧૧૪ | ૧૩૯ | ૧૮·૮ | ૧૦૮ | ૧૪૧ | ૨૩·૫ |
| ૫'-૫" | ૧૧૫ | ૧૨૬ | ૮·૬ | ૧૩૨ | ૧૩૮ | ૧૮·૬ | | ૧૪૩ | | ૧૧૩ | ૧૪૫ | ૨૨·૧ |
| ૫'-૬" | ૧૧૧ | ૧૨૯ | ૧૪·૨ | ૧૧૬ | ૧૪૨ | ૧૮·૬ | ૧૦૮ | ૧૪૭ | ૨૬·૭ | ૧૧૬ | ૧૪૯ | ૨૨· |
| ૫'-૭" | ૧૧૨ | ૧૩૨ | ૧૫· | ૧૧૮ | ૧૪૬ | ૧૯·૩ | ૧૨૪ | ૧૫૧ | ૧૮· | ૧૨૦ | ૧૫૪ | ૨૧·૯ |
| ૫'-૮" | ૧૨૪ | ૧૩૫ | ૮·૨ | ૧૧૦ | ૧૫૦ | ૨૬·૭ | | ૧૫૫ | | ૧૩૩ | ૧૫૮ | ૧૫·૬ |
| ૫'-૯" | | ૧૩૮ | | | ૧૫૪ | | ૧૦૬ | ૧૫૭ | ૩૧·૨ | | | |
| ૫'-૧૦" | ૧૨૪ | ૧૪૧ | ૧૨·૧ | ૧૨૨ | ૧૫૮ | ૨૨·૬ | | ૧૬૩ | | | | |

સરાસરી તફાવત ૧૧·૯૬ સરાસરી તફાવત ૧૮·૯૯ સરાસરી તફાવત ૨૧·૯૮ સરાસરી તફાવત ૧૯·૮

જુવેલના સરાસરી વજન કરતાં પણ ૩૭૦ માણસોનું વજન ઓછું હતું. જુવેલનું સરાસરી વજન અખિલ હિંદના સરાસરી વજન કરતાં ઓછું છે એ આપણે ઉપર જોયું. આ ૩૭૦ માણસોનું જ્ઞાતિ પ્રમાણે વર્ગીકરણ નીચે મુજબ છે :

## કોઠા નં. ૪૭

| જ્ઞાતિ | દાક્તરી તપાસ કરેલા | ઓછા વજનવાળા | ઓછા વજન ટકા |
|---|---|---|---|
| વાળંદ | ૩૪ | ૨૧ | ૬૧.૭ |
| કુંભાર | ૨૩ | ૧૪ | ૬૦.૦ |
| રજપૂત | ૬૬ | ૩૪ | ૫૧.૫ |
| કરજી | ૪ | ૨ | ૫૦.૦ |
| પાટીદાર | ૨૬૧ | ૧૨૯ | ૪૮.૪ |
| બારૈયા | ૭૮ | ૩૭ | ૪૭.૪ |
| રાવળ | ૧૫ | ૭ | ૪૬.૦ |
| પૂજારી | ૭ | ૩ | ૪૨.૮ |
| રબારી | ૪૫ | ૧૯ | ૪૨.૨ |
| દેઢ | ૧૮૮ | ૭૯ | ૪૨.૦ |
| વહોરા | ૧૩ | ૫ | ૩૮.૪ |
| બ્રાહ્મણ | ૫૪ | ૧૭ | ૩૧.૪ |
| સુથાર | ૧૦ | ૩ | ૩૦.૦ |
| કુલ | ૮૦૩ | ૩૭૦ | ૪૬.૦ |

ઓછું વજન હોવાનાં કારણો નીચે મુજબ છે :

(૧) પૂરતા પૌષ્ટિક ખોરાકનો અભાવ

(૨) દારૂ, ચાહ, ભાંગ, ગાંજો વ. વ્યસનો

(૧) જુવેલના લોકો ખેતીકામ કરતા હોવાથી શારીરિક મહેનત તેમને ઘણી કરવાની હોય છે. તેથી સામાન્ય માણસ કરતાં તેમનો ખોરાક વધારે હોવો જોઈએ. સામાન્ય માણસે લગભગ ૨૬૦૦ કેલરી મળી રહે એટલો ખોરાક લેવો જોઈએ, જ્યારે આ લોકોએ તો ૩૦૦૦ કેલરી પૂરી પાડે એટલો ખોરાક લેવો જોઈએ. પરંતુ તેઓ અત્યારે જે ખોરાક લે છે તેમાંથી તેમને માત્ર ૨૩૬૮ કેલરી મળે છે. જોઈએ તે કરતાં લગભગ ૬૫૦ કેલરી તેમના ખોરાકમાં ઓછી છે.

કેલરી ઉપરાંત હવે આપણે ખોરાકનાં બીજાં તત્વો જોઈએ :

કોઠા નં ૪૮

| | પ્રોટિન ગ્રામ | ચરબી ગ્રામ | સ્ટાર્ચ ગ્રામ | ચૂનો ગ્રામ | ફોસ્ફરસ ગ્રામ | લોહ ગ્રામ |
|---|---|---|---|---|---|---|
| આદર્શ ખોરાક | ૬૮·૭ | ૯૮·૫ | ૪૦૬·૭ | ·૭૬ | ૧·૮ | ૩૩·૫ |
| જુવેલનો ખોરાક | ૬૬·૭ | ૫૭·૭ | ૩૮૧·૬ | ·૪૫ | ૧·૭૩ | ૩૮·૩ |

ઉપરના આંકડાઓ પરથી જોઈ શકાશે કે શરીરને જરૂરના બધા તત્ત્વો (લોહ બાદ કરતાં) જુવેલના ખોરાકમાં ઓછાં છે. તેમાંયે ચરબી અને ચૂના (calcium) નું પ્રમાણ તો બહુ જ ઓછું છે. તે ઘી, દૂધ અને શાકભાજીનો ખોરાકમાં રહેલો અભાવ દર્શાવે છે. આનું એક કારણ ગામમાં ઘી દૂધ અને શાકભાજીની અછત છે. આર્થિક સ્થિતિ સારી ન હોવાથી પણ ઘી દૂધ અને શાકભાજી પૂરતા પ્રમાણમાં લેવાતાં નથી. દા. ત. રાવળ, દેદ, બારૈયા જેમની આર્થિક સ્થિતિ ઘણી ખરાબ છે તેમના ખોરાકમાં ચરબીનું પ્રમાણ ઘણું ઓછું છે. પરંતુ વધુ ખેદની વાત તો એ છે કે પાટીદાર કે રજપૂત કોમ જેમની આર્થિક સ્થિતિ કંઈક સારી છે તેઓ પણ એ પૂરતા પ્રમાણમાં લેતા નથી. ઘી દૂધ તથા શાકભાજીનું ઉત્પાદન વધારીને અને લોકોની ખોરાકની ટેવો સુધારીને આ સ્થિતિ સુધારી શકાય એમ છે.

(૨) દારૂ, ચાહ, ભાંગ, ગાંજો, અફીણ વ. વ્યસનો પણ વજન ઘટાડવામાં કારણભૂત બને છે. એક તો જેમને આ વ્યસનો હોય છે તેઓ ખોરાક પૂરતો લેતા નથી. અને બીજું આ વ્યસનો પાછળ જે ખર્ચ થાય છે તેને કારણે તેમનાં કુટુંબીજનોને પણ પૂરતો પૌષ્ટિક ખોરાક મળતો નથી. આ બંને કારણોને લીધે ઓછા વજનનું પ્રમાણ વધે છે.

ચાહનું વ્યસન લગભગ બધાને છે, તેમજ ખૂબ પ્રમાણમાં છે. ચાહના વ્યસન અંગે અન્યત્ર નોંધ કરી છે.

દારૂનું વ્યસન પણ સારા પ્રમાણમાં છે. ગામમાં જ પીઠું હોવાથી દારૂ પીનારાઓની સંખ્યા મોટી છે. પુખ્ત ઉમરના પુરુષોમાંથી ૩૭ ટકા દારૂ પીએ છે. દારૂ પીનારાઓમાં મુખ્યત્વે રજપૂત, રબારી, રાવળ, બારૈયા અને દેદ છે. છેલ્લાં થોડાંક વર્ષોમાં દારૂનો વપરાશ ઘણો વધ્યો છે. આજથી ૨૦ વર્ષ પર પીઠાની હરરાજી ૧ રૂ. માં થતી. ૧૯૩૯ માં હરરાજીની રકમ રૂ. ૧૫૦ થઈ. ગયે વર્ષે હરરાજીની રકમ રૂ. ૫૦૦૦ થઈ હતી. સરકારે હરરાજીની ઓછામાં ઓછી ઠરાવેલી રકમ ગયા વર્ષ માટે રૂ. ૨૬૦૦ હતી. ગયે વર્ષે રૂ. ૨૦૦૦૦ નું વેચાણ થયેલું, જેમાંથી ગામના

લોકોની અર્ધોઅર્ધ રકમ હતી. દારૂ પાછળ ખર્ચેલા રૂા. ૧૦૦૦૦ થી દૂધ અને શાકભાજીમાં ખર્ચાયા હોત તો તંદુરસ્તીમાં કેટલો મોટો ફેર પડત !

તંદુરસ્તી પર આર્થિક સ્થિતિની અસર થાય છે જ. પરંતુ એ ઉપરાંત ખોરાક તેમજ રહેણીકરણીની ટેવોની પણ એના ઉપર એટલી જ અસર પડે છે. ઉપર જણાવ્યું તેમ રાવળ, ઢેઢ, ખારૈયા વગરેની આર્થિક સ્થિતિ ખરાબ હોવાથી ઘી-દૂધ સારા પ્રમાણમાં લઈ શકતા નથી તેથી તેમનામાં ઓછા વજનનું પ્રમાણ બહુ છે. પરંતુ રજપૂત અને પાટીદાર જેવી કોમો જેમની ગામમાં આર્થિક સ્થિતિ બીજી કોમો કરતાં સારી ગણાય તેમનું વજન પણ ઘણું ઓછું હોવાનું કારણ તેમની બીજી ટેવો છે. રજપૂતો દારૂમાં પૈસા વેડફે છે, જ્યારે પાટીદારો તેમના સામાજિક પ્રસંગોમાં પૈસાનો વ્યય કરે છે. એટલે સરવાળે તેમની આર્થિક સ્થિતિ સારી હોવા છતાંયે તેમનો ખોરાક ઘી-દૂધ, શાક જેવાં જરૂરી તત્ત્વો વિનાનો રહે છે, અને પરિણામે તેમની તંદુરસ્તી બગડે છે. એટલે માત્ર આર્થિક સ્થિતિ સુધાર્યે તંદુરસ્તી નહિ સુધરે. સાથે સાથે તેમની રહેણીકરણીની ટેવોમાં પણ ફેરફાર કરવા પડશે.

**રોગો** એનિમિયા (પાંડુરોગ), પાયોરિયા (મોઢામાંથી પરુ આવવું), ફૂલેલા કાકડા, ખસ અને મેલેરિયા ( ટાઢિયો તાવ ) જેવા રોગો અહીં સામાન્ય છે. Pharyngitis (ગળાનો સોજો), આંખના રોગો, દમ, અને ક્ષયનું પ્રમાણ કાંઈક ઓછું છે.

કોઠા નં. ૪૯ માં રોગો અને તેમનું કુલ તપાસેલી વસ્તી (૮૦૩)માં પ્રમાણ અને રોગવાળા ૫૮૮ માણસોમાં પ્રમાણ દર્શાવવામાં આવ્યું છે.

કોઠા નં. ૪૯

| રોગ | કેટલા માણસોને રોગ થયો છે | ૮૦૩ માણસો-માંથી રોગિષ્ઠ માણસોનું પ્રમાણ | રોગવાળા ૫૮૮ માણસોમાં દરેક જુદા રોગનું પ્રમાણ |
|---|---|---|---|
| ૧. એનિમિયા (પાંડુરોગ) | ૨૩૪ | ૨૯·૧ ટકા | ૩૯·૪ ટકા |
| ૨. બરોળ અને મેલેરિયા (ટાઢિયો તાવ) | ૮૧ | ૧૦ ટકા | ૧૩·૭ ટકા |
| ૩. યકૃતનો સોજો | ૧૨ | ૧·૫૫ ટકા | ૨·૦૪ ટકા |

| | | | |
|---|---|---|---|
| ૪. મોં પેઢા, કાકડા, ગળા અને દાંતના રોગો | | | |
| (अ) પાયોરિયા (પેઢામાંથી પરુ આવવું) | ૧૫૫ | ૧૯·૩ ટકા | ૨૬·૩ ટકા |
| (ब) ફૂલેલા કાકડા | ૧૪૮ | ૧૮·૩ ટકા | ૨૫·૩ ટકા |
| (क) ગળાનો સોજો | ૬૧ | ૭·૪ ટકા | ૧૦·૨ ટકા |
| (ड) ગળાનું કેન્સર | ૧ | ૦·૧૨ ટકા | ·૧૭ ટકા |
| (ई) સડેલા દાંત | ૩૩ | ૪·૧ ટકા | ૫·૬ ટકા |
| (फ) પેઢાનો સોજો ને લોહી આવવું | ૭ | ૦·૮૭ ટકા | ૧·૧૯ ટકા |
| ૫. નાકના રોગો– | | | |
| (अ) (ડેવિયેટેડ સેપ્ટમ) નાકનાં હાડકાંનો વળાંક | ૪૮ | ૫·૯ ટકા | ૮·૧૬ ટકા |
| (ब) નાકનાં હાડકાંનો ભાગ વધવો | ૫૩ | ૬·૬ ટકા | ૯· ટકા |
| (क) મસા | ૨૦ | ૨·૪૯ ટકા | ૩·૪ ટકા |
| ૬. કાનના રોગો | ૧૩ | ૧·૬૩ ટકા | ૨·૨ ટકા |
| ૭. આંખના રોગો | | | |
| (क) મોતિયા | ૩૧ | ૩·૮૬ ટકા | ૫·૨૭ ટકા |
| (ख) આંખનું ત્રાંસાપણું | ૫ | ૦·૬૨ ટકા | ૦·૮૫ ટકા |
| (ग) આંખ આવવી | ૧૧ | ૧·૩૬ ટકા | ૧·૮૭ ટકા |
| (घ) વેલ | ૮ | ૦·૯૯ ટકા | ૧·૩૬ ટકા |
| (च) પોપચાનો સોજો | ૩ | ૦·૩૬ ટકા | ૦·૫૧ ટકા |
| (छ) ખીલ | ૨ | ૦·૨૪ ટકા | ૦·૩૪ ટકા |
| (ज) દાણા સાથે આંખ આવવી | ૧ | ·૧૨ ટકા | ·૧૭ ટકા |
| ૮. શ્વાસોચ્છ્વાસની નળાઓના રોગો | | | |
| (अ) દમ, હાંફણ | ૨૭ | ૩·૩૫ ટકા | ૪·૬ ટકા |
| (ब) ઉધરસ–સસણી | ૫ | ૦·૬૨ ટકા | ૦·૮૫ ટકા |

| | | | |
|---|---|---|---|
| (ક) ઉધરસ અસણી લાંબા સમયની | ૫ | ૦·૬૨ ટકા | ૦·૮૫ ટકા |
| (ખ) Bronchiectaris | ૧ | ૦·૧૨ ટકા | ૦·૧૭ ટકા |
| (ઈ) ક્ષય | ૧૫ | ૧·૮૬ ટકા | ૨·૫૫ ટકા |
| ૯. ચામડીના રોગો | | | |
| (અ) ખસ | ૧૨૩ | ૧૫·૩ ટકા | ૨૦·૯ ટકા |
| (બ) દાદર | ૧ | ૦·૧૨ ટકા | ૦·૧૭ ટકા |
| (ક) ખરજવું | ૧ | ૦·૧૨ ટકા | ૦·૧૭ ટકા |
| (ડ) ચાઠાં | ૧ | ૦·૧૨ ટકા | ૦·૧૭ ટકા |
| ૧૦. રક્તપીત (પતિયા) | ૧ | ૦·૧૨ ટકા | ૦·૧૭ ટકા |
| ૧૧. મજ્જાતંતુઓના રોગો | | | |
| (અ) ઉન્માદ–દીવાનાપણું | ૨ | ૦·૨૪ ટકા | ૦·૩૪ ટકા |
| (બ) ઊરુસ્તંભ | ૧ | ૦·૧૨ ટકા | ૦·૧૭ ટકા |
| (ક) રાંઝણ | ૧ | ૦·૧૨ ટકા | ૦·૧૭ ટકા |
| (ડ) બહેરા અને મૂંગા | ૧ | ૦·૧૨ ટકા | ૦·૧૭ ટકા |
| ૧૨. હાડકાં અને સાંધાના રોગો | | | |
| (અ) સંધિવા | ૪ | ૦·૪૮ ટકા | ૦·૬૮ ટકા |
| (બ) ખૂંધ (કરોડના સાંધાનો સડો) | ૧ | ૦·૧૨ ટકા | ૦·૧૭ ટકા |
| ૧૩. સારણ ગાંઠ | ૧ | ૦·૧૨ ટકા | ૦·૧૭ ટકા |
| કુલ | ૫૮૮ | ૧૦૦ | ૧૦૦ |

એનિમિયા, પાયોરિયા, મેલેરિયા, ખસ, ફૂલેલા કાકડા, ગળા અને નાકના રોગો જેવા સામાન્ય રોગોનું પ્રમાણ બધું મળીને જુવેલમાં લગભગ ૭૫ ટકા છે.

**એનિમિયા**

જુવેલમાં એનિમિયાનું પ્રમાણ સૌથી વધારે છે. તપાસેલા દર્દીઓમાંથી ૨૯·૧ ટકાને એનિમિયાનો રોગ છે. એનિમિયાના દર્દીઓ નીચે મુજબ છેઃ

### કોઠા નં. ૪૯ (અ)

| | સંખ્યા | ટકા |
|---|---|---|
| છોકરાઓ | ૮૭ | ૩૦.૬ |
| છોકરીઓ | ૧૩ | ૯.૪ |
| પુરુષો | ૨૦ | ૧૧.૬ |
| સ્ત્રીઓ | ૧૧૪ | ૪૮.૪ |
| કુલ | ૨૩૪ | ૧૦૦ |

ઉપરના આંકડાઓ પરથી જણાય છે કે પુરુષો કરતાં સ્ત્રીઓને એનિમિયાનો રોગ વધારે પ્રમાણમાં લાગુ પડયો છે. એનું કારણ અયુક્ત આહાર અને સુવાવડને લીધે થતો પાંડુરોગ છે.

એનિમિયાનાં કારણો નીચે પ્રમાણે છે :

(૧) ભુવેલમાં એનિમિયાનું મુખ્ય કારણ કરમિયાંનો રોગ છે; કારણ કે માણસો ખેતરમાં ઉઘાડે પગે કામ કરતાં હોય છે અને બાંધેલાં જાજરૂનો અભાવ છે.

(૨) એનિમિયાનું બીજું કારણ મેલેરિયા છે. દર્દીઓમાં બરોળ સાથે મેલેરિયાનું પ્રમાણ ૧૦ ટકા છે, પણ બરોળ વિનાના મેલેરિયાનું પ્રમાણ કદાચ વધારે હશે.

(૩) ૭૫ ટકા દર્દીઓને એનિમિયા અને પાયોરિયા સાથે સાથે હતા. પાયોરિયાથી હેરાન થતા માણસોની ભૂખ ન લાગતી હોવાની અને અપચાની ફરિયાદ હતી.

**મેલેરિયા** મેલેરિયાના કુલ ૮૧ દર્દીઓમાંથી પાંચ વર્ષ નીચેના ૧૨ અને બાર વર્ષ નીચેના ૨૫ મળી કુલ ૩૭ હતા. લગભગ અર્ધોઅર્ધ દર્દીઓ બાળકો હતાં.

**પાયોરિયા** ૬૩ પુરુષો અને સ્ત્રીઓને પાયોરિયા હતો. છોકરા છોકરીઓને આ રોગ જરા પણ નહોતો.

**કાકડા** ૧૪૮ જણાને કાકડા ફૂલ્યા હતા. બાળકોમાં આ દર્દનું પ્રમાણ વધારે હતું. ૨૯૫ તપાસેલા બાળકોમાંથી ૯૦ બાળકોને કાકડા થયા હતા. નીચેના કોઠામાં બાળકોની ઉમર પ્રમાણે કાકડાના દર્દીઓનું પ્રમાણ આપવામાં આવ્યું છે, જે પરથી ચોખ્ખું જણાશે કે ૮ થી ૧૪ વર્ષની ઉમર સુધીના એટલે નિશાળે જતા બાળકોને આ રોગ વધારે પ્રમાણમાં છે.

કોઠા નં. ૪૯ (બ)

| વર્ષ | બાળકોની સંખ્યા | કાકડાના દર્દીઓ | ટકા |
|---|---|---|---|
| ૩ | ૨૮ | ૪ | ૧૪.૨ |
| ૪ | ૨૪ | ૭ | ૧૯.૧ |
| ૫ | ૨૦ | ૯ | ૪૫. |
| ૬ | ૧૮ | ૫ | ૨૭. |
| ૭ | ૨૧ | ૪ | ૧૯. |
| ૮ | ૨૭ | ૧૬ | ૫૯.૨ |
| ૯ | ૧૩ | ૩ | ૨૩.૦ |
| ૧૦ | ૩૮ | ૨૨ | ૫૭.૮ |
| ૧૧ | ૧૬ | ૭ | ૪૩.૭ |
| ૧૨ | ૩૪ | ૧૪ | ૪૧.૧ |
| ૧૩ | ૨૮ | ૧૦ | ૩૫.૭ |
| ૧૪ | ૧૬ | ૭ | ૪૩.૭ |
| ૧૫ | ૧૬ | ૪ | ૨૫. |
| ૧૬ | ૧૮ | ૩ | ૧૬.૬ |

નિશાળની ઉત્તરે તમાકુની એક ખળી આવેલી છે ત્યાં તમાકુને સૂકવી તેની ભૂકી કરવામાં આવે છે. તેની જલદ રજ સતત ઊડયા કરતી હોવાથી કાકડાનું પ્રમાણ નિશાળે જતા બાળકોમાં વધારે જોવામાં આવે છે. ( આ ખળીને હવે દૂર લઈ જવામાં આવી છે. )

**ચામડીના રોગો**

૧૨૩ માણસોને (૧૫.૩ ટકા) ખસ થઈ હતી, જેમાં ૬૭ બાળકો હતા. નિશાળે જતા ૮ થી ૧૪ વર્ષ સુધીના ૧૫૬ બાળકોમાંથી ૩૯ ને (૨૫ ટકા) ખસ હતી. નિશાળમાં બાળકો ભેગા રમતા હોવાથી ચેપને લીધે નિશાળે જતા બાળકોમાં ખસનું પ્રમાણ વધારે છે

**સાર**

(૧) ભુવેલના ૧૦૭૦ માણસોમાંથી ૮૦૩ને તપાસ્યાં હતાં. (૨) ૨૧૫ માણસોને કંઈજ રોગ નહોતો. તેમાંનાં ૧૦૪નું વજન ઓછું હતું. એટલે ૧૧૪ તદ્દન નિરોગી તથા સપ્રમાણ વજનવાળાં હતાં. (૩) અહીંનું સામાન્ય વજન હિંદના સરાસરી વજન કરતાં ઓછું છે. ૩૭૦ માણસો ( ૪૬ ટકા ) નું વજન તો ભુવેલના સરાસરી વજન કરતાંયે ઓછું છે.

(૪) ઓછું વજન હોવાનાં કારણો :

(અ) પૂરતા પૌષ્ટિક ખોરાકનો અભાવ. ખોરાકમાં મુખ્યત્વે ચરબી, પ્રોટિન અને કેલ્શ્યમનું પ્રમાણ ઘણું ઓછું છે.

(બ) દારૂ, ચાહ વ. વ્યસનો.

(૫) ૩૭ ટકા પુરુષો દારૂ પીએ છે.

(૬) ભુવેલમાં મુખ્ય રોગો મેલેરિયા, એનિમિયા, ખસ, કાકડા અને પાયોરિયા છે.

## (૨) ગામની સ્વચ્છતા

આજુબાજુના ભાગો કરતાં ગામ જે જગ્યાએ વસેલું છે તે ઘણી નીચાણવાળી હોવાથી વરસાદના સમયમાં ગામમાં પાણી ભરાઈ જાય છે. પરિણામે ગામમાં વ્યવહાર થંભી જાય છે. કૂવામાંથી પીવાનું પાણી લાવવું પણ મુશ્કેલ બને છે. પીવાના પાણીનો કૂવો તળાવ પર હોવાથી તળાવના ઊભરાયેલા પાણીની અસર કૂવાને પહોંચવાનો ડર રહે છે.

ગામની અંદરના રસ્તા ઘણા સાંકડા છે. કોઈ કોઈ ઠેકાણે તો ગામલોકોએ લાકડાં અને ઘાસ મૂકી તથા ઢોર બાંધીને વધું સાંકડા બનાવી મૂકયા છે કે જેથી અવરજવર માટે પણ મુશ્કેલી પડે છે. યોજનાપૂર્વકની બાંધણીને અભાવે રસ્તાઓ ગમે તેવા આડા અવળા બંધાયેલા નજરે પડે છે. બધા રસ્તા કાચા હોવાથી ઉનાળામાં ખૂબ ધૂળ થાય છે. રસ્તાઓની સાફસૂફી કદી થતી નથી. ઠેરઠેર કચરો વેરાયેલો નજરે પડે છે.

ઉકરડા પણ ગામની આસપાસ અને ગામની વચ્ચોવચ્ચ ગમે તેમ એકઠા કરેલા દેખાય છે. ઉકરડા માટે કોઈ જગ્યા મુકરર કરી હોય તેવું દેખાતું નથી. એનાં ચિત્રો જોવાથી જણાશે કે રસ્તાની બંને બાજૂએ ઉકરડાના ઢગ એકઠા થયેલા છે.

સવર્ણો માટે પીવાના પાણીનો ફક્ત એક જ પાકો કૂવો છે. ગામની વસ્તીના પ્રમાણમાં બીજા એક કૂવાની જરૂર છે. ( પ્રાંત પંચાયતે બીજા એક કૂવાની મંજૂરી આપી છે. ) ચાલુ કૂવો સારી રીતે બાંધેલો છે. ફક્ત તેની ગરગડીઓ સુધરાવવાની જરૂર છે.

ગામઠાણનો વિસ્તાર ૧૮ વીઘા છે, જ્યારે માણસોની વસ્તી ૧૦૭૦ અને ઢોરની વસ્તી ૮૦૦ થઈ લગભગ કુલ ૨૦૦૦ જીવો એટલી જગ્યા પર જીવે છે. વસ્તીની ગીચતાનો આ આંકડાઓ પૂરતો ખ્યાલ આપે છે. વસ્તીના પ્રમાણમાં જગ્યા ઘણી ઓછી છે તેનો સ્વીકાર રાજ્યે પણ કર્યો છે, અને બીજી ૨૫ વીઘા જમીન ગામઠાણ વિસ્તાર માટે મુકરર કરી છે. ગામઠાણ વિસ્તારની નવીન યોજનામાં ઘરોની તેમજ રસ્તાઓની બાંધણી તંદુરસ્તીને અનુરૂપ થાય એવી કાળજી લેવામાં આવી છે.

ગામમાં કુલ ૩૦૭ ઘર છે. એમાંથી ૨૦૫ ઘરની આરોગ્યવિષયક તપાસ કરવામાં આવી હતી. આ તપાસ ઘેરઘેર ફરીને અને ઓરડા, રસોડા અને રવેશનાં માપ લઈને કરવામાં આવી હતી.

**ઘરોની તપાસ**

તપાસ કરેલાં ૨૦૫ ઘરોની ઓરડાવાર ગણતરી તથા તેમાં રહેતી વસ્તી નીચે મુજબ છેઃ

કોઠા નં. ૫૦

| | સંખ્યા | ટકા | વસ્તી | ટકા | સરેરાશ |
|---|---|---|---|---|---|
| ૧ ઓરડાવાળાં ઘર | ૫૬ | ૨૭ | ૨૩૯ | ૨૨ | ૪ |
| ૨ ઓરડાવાળાં ઘર | ૧૨૮ | ૬૩ | ૬૫૧ | ૬૧ | ૫ |
| ૩ ઓરડાવાળાં ઘર | ૧૮ | ૯ | ૯૯ | ૯ | ૫½ |
| ૩ થી વધારે ઓરડાવાળાં ઘર | ૩ | ૧ | ૨૩ | ૨ | ૮ |
| કુલ | ૨૦૫ | ૧૦૦ | ૧૦૧૨ | ૯૪ | ૫ |

કુલ ૨૦૫ ઘરોમાંથી ૪૫ ઘરવાળાને ઢોર નથી. બાકીનાં ૧૬૦ ઘરોમાં ઢોરને રાખવાની સગવડ નીચે મુજબ છે·

| | |
|---|---|
| ઘરમાં | ૬ |
| આંગણાંમાં | ૧૪૧ |
| અલાયદાં ઘરમાં | ૧૩ |
| કુલ | ૧૬૦ |

મોટા ભાગનાં ઘરો ઈંટમાટીનાં બનાવેલાં છે. ઢેઢ-ભંગીનાં કેટલાંક ઘરો માત્ર માટીનાં જ છે.

| | સંખ્યા | ટકા |
|---|---|---|
| માટીનાં ઘરો | ૮ | ૪ |
| ઈંટમાટીનાં ઘરો | ૧૯૭ | ૯૬ |
| | ૨૦૫ | ૧૦૦ |

**છાપરાનો પ્રકાર**

| | સંખ્યા | ટકા |
|---|---|---|
| દેશી નળિયાંવાળાં છાપરાંનાં ઘરો | ૧૭૨ | ૮૪ |
| મેંગલોરી ,, ,, ,, | ૪ | ૨ |
| મેંગલોરી નળિયાં અને પતરાંવાળાં ઘરો | ૮ | ૪ |
| પતરાંનાં છાપરાંવાળાં ઘરો | ૨૧ | ૧૦ |
| | ૨૦૫ | ૧૦૦ |

### બારણાની વિગત

| | સંખ્યા | ટકા |
|---|---|---|
| એક બારણાવાળાં ઘરો | ૭૯ | ૩૮ |
| બે ,, ,, | ૧૦૯ | ૫૪ |
| બેથી વધારે ,, ,, | ૧૭ | ૮ |
| | ૨૦૫ | ૧૦૦ |

મોટા ભાગનાં ઘરોમાં એક રસોડું, એક બેસવા ઊઠવાનો ઓરડો અને રવેશ હોય છે. ઢોરને ઘરના આંગણામાં જ બાંધવામાં આવે છે. કેટલેક ઠેકાણે તો પૂરતા આંગણાને અભાવે ઢોર ઘરમાં બંધાતા પણ નજરે પડયાં હતાં.

ઉપર આપેલા આંકડાઓ આની સાબિતી પૂરે છે. ૬ ઘરમાં તો ઘરની અંદર જ ઢોર બાંધવામાં આવે છે, જ્યારે કુલ તપાસેલાં ઘરોમાંથી ૧૪૧ ઘરોમાં (૭૦ ટકા) આંગણાંમાં જ ઢોર બાંધવામાં આવે છે. આની સાથે ઘરોની વસતીના આંકડાઓને મૂકતાં સ્થિતિ કેટલી ભયંકર છે, તેનો પૂરતો ખ્યાલ આવશે. એક ઓરડાવાળાં ૫૬ ઘરોમાં ઘર દીઠ સરેરાશ વસ્તી ૪ આવે છે, પરંતુ કેટલાક દાખલામાં તો આવા એક ઓરડાવાળાં ઘરોમાં ૮ થી ૧૦ માણસો રહેતાં પણ માલૂમ પડયા છે. તે જ રીતે ૬૩ ટકા ઘરો બે ઓરડાનાં જ છે, અને તેમની ઘરદીઠ વસ્તી ૫ આવે છે, પરંતુ બે ઓરડાનાં ઘરોમાં ૧૦ ઉપર રહેતાં માણસોના દાખલા પણ મળ્યા છે. મોટા ભાગનાં ઘરો બે ઓરડાવાળાં હોવાથી તેનું ચિત્ર રજૂ કરીએ તો એક ઓરડામાં ઘરવખરી, રસોડું, નહાવાની સવડ, પાણિયારું વગેરે હોય છે. અને બીજા ઓરડામાં દિવસે બેસવા ઊઠવાનું તેમજ રાતે ઘરનાં બધાં જ માણસોને સૂવાનું. એક ઓરડામાં નાનાં મોટાં સ્ત્રી પુરુષો થઈને સાત આઠ માણસો સૂએ. આંગણામાં જ ઢોર બાંધેલાં હોય. સ્થિતિ કેટલી હાનિકારક છે એનો પૂરતો ખ્યાલ આવી શકે છે.

હવા ઉજાસની ઘણી જ ઓછી સગવડ રાખવામાં આવી છે. અજવાળા માટે બારી, વચલો ચોક કે પાછળ ખુલ્લી જગ્યા રાખવામાં આવ્યાં નથી. માત્ર બારણાની બાજૂમાં થોડી નાની બારીઓ હોય છે. આ બારીઓ લોખંડના વળેલા સળિયાની હોય છે. હવા અજવાળું આપવાને બદલે શોભા વધારવાનુ કામ જ તે કરે છે. હવા અજવાળાનું મુખ્ય સાધન બારણાં હોય છે, પરંતુ સખ્ત ઠંડી અને સખ્ત ગરમીની ઋતુમાં બારણાં દિવસે અર્ધાં ઉઘાડાં રાખવામાં આવે છે, જ્યારે રાતે તો ચોરની બીકે પૂરેપૂરાં બંધ રાખે છે. બેસવા ઊઠવાની ઓરડીઓ નાની

હોય છે, અને પૂરતા પ્રમાણમાં બારીઓ ન હોવાથી હવા અજવાળા વિનાની હોય છે.

માત્ર એક જ ઘરમાં ધુમાડિયું છે. બાકીનાં ઘરો ધુમાડિયા વિનાનાં છે. તેથી રસોડાં ધુમાડાવાળાં રહે છે. સ્ત્રીઓને આનાથી ઘણી હેરાનગતી પડે છે, અને તેમની આંખોને નુકસાન થાય છે નહાવા ધોવાની અલાયદી સગવડ કોઈ ઠેકાણે નથી.

પાકું બાંધેલું જાજરૂ પણ માત્ર એક જ ઘરમાં છે. બાકીના લોકો આજુબાજુનાં ખેતરોમાં શૌચ માટે જાય છે. શૌચ માટે ગામની નજીકમાં જ કોઈ જગ્યા મુકરર કરવાના પ્રયત્નો ચાલી રહ્યા છે.

નવીન ગામઠાણ વિસ્તારની યોજના જેનો ઉપર ઉલ્લેખ કર્યો છે તે ઘરોની તેમજ રસ્તાની બાંધણી કેવી હોવી જોઈએ તેનું સારૂં માર્ગદર્શન કરે છે. આ યોજનાનાં મુખ્ય અંગો નીચે મુજબ છે :

(૧) પાંચ ગાળાનો એક એકમ રાખવો. (એક હારમાં અડોઅડ પાંચ ઘર બાંધવાં.)

(૨) પ્રત્યેક એકમની બાજૂમાં દશ ફૂટ જમીન ખુલ્લી રાખવી.

(૩) દરેક ગાળા (ઘર માટેની જગ્યા)નું માપ ૧૨૫'×૧૮' રાખવું.

(૪) દરેક ઘર આગળ ૧૫ ફૂટ છોડી બાંધકામ કરવું.

(૫) ઢોર માટે પાછળના ભાગમાં મકાન બાંધવું

(૬) આગળ પાછળ મળી ⅔ જમીન ખુલ્લી રાખવી અને ⅓ જમીન-માં બાંધકામ કરવું.

(૭) મુખ્ય રસ્તો ૩૦ ફૂટ પહોળો રાખવો.

## ૮. સામાજિક અને ધાર્મિક જીવન

**ગામના** આર્થિક જીવન પર બહારના સંજોગોની જેટલી અસર થાય છે તેમાંની અંશમાત્ર પણ સામાજિક જીવન પર નથી થતી. એ જ જૂની પુરાણી રીતરસમો મુજબ સામાજિક જીવન વહ્યું જાય છે. સારાંનરસાં બેઉ લક્ષણો–સારાં કરતાં નરસાં વધુ–જાણીને ચાલુ ચીલે વહ્યે જતા સામાજીક જીવનને નવો રસ્તો લેવાનું સમજાવવું ઘણું જ મુશ્કેલ છે. વર્ષોની મહેનતે પણ ઉત્સાહ પ્રેરે એવાં પરિણામો આવતા મુશ્કેલ માત્ર કાયદો તો આ

**સામાજિક જીવન**

દિશામાં કંઈ જ કરી શકે તેમ નથી. વડોદરા રાજ્યે સામાજિક ક્ષેત્રે ઘણા ઉપયોગી કાયદા કર્યા છે, પણ એમાંના એકેનો આશ્રય લેવાતો નથી, એ તો દરેક કાયદા પર આ વિભાગમાં અન્યત્ર આપેલી નોંધ પરથી જણાશે. કાયદાનો આશ્રય નથી લેવાતો એ વસ્તુ સહેજે સમજાય તેવી છે. જે સંબંધોના આધારે તેમને આખું જીવન જીવવાનું હોય છે તેની સામે તેમને કાયદાનો આશ્રય લેવાનું કહેવું એટલે મોતને આમંત્રણ આપવા જેવું તેમને લાગે. કેળવણી અને જ્ઞાતિઆગેવાનો સાથેનો ગાઢો સંપર્ક આ દિશામાં કાયદા કરતાં વધુ મદદ કરી શકશે.

**જ્ઞાતિજીવન** અહીંનું જીવન મુખ્યત્વે જ્ઞાતિઓથી પડતા વિભાગોમાં વહેંચાયેલું છે. ગામમાં નીચેની જ્ઞાતિઓ વસે છે, જે મુખ્ય ત્રણ વિભાગોમાં વહેંચાયેલી છે. તેમના સામાજિક દરજ્જા પ્રમાણે તેમને નીચે ક્રમવાર રજૂ કરી છે:

**૧. ઉજળિયાત કોમ :—**

(૧) બ્રાહ્મણ–અહીંના બધા જ બ્રાહ્મણો ઉનેવાળ જ્ઞાતિના છે.

(૨) લેઉવા પાટીદાર.

**૨. મધ્યમ કોમ:—**

(૩) કડવા પાટીદાર.

(૪) રજપૂત–અહીંના રજપૂતો પરમાર વંશના છે.

**૩. પછાત કોમ:—**

(૫) કુંભાર–અહીંના કુંભારો વરિયા કુંભાર કહેવાય છે. કુંભારની ચાર જાતોમાં એ સૌથી ઊંચા ગણાય છે.

(૬) વાળંદ.

(૭) લુહાર–અહીંના થોડાક લુહાર સુથારી કામ પણ કરે છે.

(૮) દરજી

(૯) રબારી–અહીંના રબારી મારૂં રબારી કહેવાય છે અને ગુર્જર રબારી કરતાં ઘણી બાબતોમાં જુદા પડી આવે છે.

(૧૦) બારૈયા. (૧૧) રાવળ

(૧૩) ચમાર. (૧૪) ભંગી.

**આંતરજ્ઞાતિય વ્યવહાર** ઘણુંખરું સામાજિક દરજ્જા પ્રમાણે જે જ્ઞાતિનો ક્રમ નીચે આવે છે તે જ્ઞાતિ ઉપરના ક્રમ વાળી જ્ઞાતિનું ભોજન લેવામાં બાધ ગણતી નથી. માત્ર રબારી એમનાથી ઊંચા ગણાતા દરજીનું અને દરજી એમનાથી ઊંચા ગણાતા લુહારનું ખાતા નથી.

આમ સામાન્ય રીતે ઊંચી કોમ પોતાનાથી ઊતરતી કોમ સાથે રોટીવ્યવહાર કે પાણી પીવાનો વ્યવહાર રાખતી નથી, પણ નીચે જણાવેલી થોડીક કોમો અરસપરસ રોટીવ્યવહાર રાખે છેઃ

| | | | |
|---|---|---|---|
| કુંભાર અને વાળંદ કોમ | અરસપરસ | રોટીવ્યવહાર | રાખે છે. |
| કુંભાર અને રજપૂત | ,, | ,, | ,, |
| વાળંદ અને રજપૂત | ,, | ,, | ,, |
| લે. પાટીદાર અને કડવા પાટીદાર | ,, | ,, | ,, |
| ઢેઢ અને ચમાર. | ,, | ,, | ,, |

આવી રીતે થોડી જ્ઞાતિઓમાં રોટીવ્યવહાર ચાલે છે પણ બેટીવ્યવહારનું વર્તુલ તો ઘણું સાંકડું છે. આંતરજ્ઞાતિય લગ્નોની તો વાત પણ ધરતીકંપ જેવી લાગે. તે ઉપરાંત એક જ જ્ઞાતિની બે પેટાજ્ઞાતિ વચ્ચે પણ લગ્નનો વ્યવહાર નથી. દા. ત. કડવા પાટીદાર અને લેઉવા પાટીદાર અંદર અંદર રોટીવ્યવહાર રાખે છે, પણ બેટીવ્યવહાર તો નહિ રાખવાના.

વળી એક જ જ્ઞાતિમાં પણ જ્ઞાતિના એકડા બહાર લગ્ન કરનાર માણસો ઘણી સારી રીતે દંડાયાના દાખલા મળી આવે છે.

અહીંના એક ભાઈએ પોતાની બે દીકરીઓને જ્ઞાતિના ગોળ બહાર પરણાવી હતી. તેથી એ ભાઈને નાતબહાર મૂકવામાં આવ્યા હતા. એમની ફરીથી જ્ઞાતિમાં આવવાની ઇચ્છા હતી. તેથી તેમણે જ્ઞાતિના પંચને જેમાં ૨૪થી ૨૫ માણસો છે તેને બોલાવ્યું. પંચે ૧૫૦૦ રૂ. દંડ જો એ ભાઈ ભરે તો જ જ્ઞાતિમાં પાછા આવી શકે તેવો ઠરાવ કર્યો. આમ તેમને ૧૫૦૦ રૂ. દંડ પેટે અને પંચને એકવાર લાડવાનું જમણ અને એક વાર ખીચડીનું જમણ આપવાં પડયાં.

બીજા એક ભાઈએ પોતાની બહેનને ગોળ બહાર પરણાવી હતી અને ગમે તેટલો દંડ ભરીને પણ જ્ઞાતિમાં પાછા આવવાની અનિચ્છા બતાવી હતી. તેથી એ જ્ઞાતિના પંચે તે ગામનાં વસવાયાંને ધમકી આપી કે જો તમે ત્યાં કામ કરવા જશો તો જ્ઞાતિના બાકીનાં કુટુંબો સાથેનો તમારો વ્યવહાર બંધ થશે. આથી એ ભાઈને લગ્ન સમયે બીજા ગામથી ઢોલ વગાડનાર રાવળ તેમજ વાળંદ વગેરે માણસો અને જરૂરની વસ્તુઓ લાવવાં પડયાં.

ગામની બાંધણી જ એવા પ્રકારની છે કે દરેક ફળિયું દરેક જ્ઞાતિનું એકમ બની જતું હોય છે. રબારી ફળિયામાં મોટા ભાગના રબારીઓ જ વસતા હોય છે કે બ્રાહ્મણવાડામાં ઘણાખરા બ્રાહ્મણો જ વાસ કરતા હોય છે. આને લીધે રોજબરોજના વ્યવહારમાં બીજી જ્ઞાતિ સાથે ભળવાના પ્રસંગો ઘણા ઓછા બને છે.

હોળી, નવરાત્ર, દશેરા વગેરે તહેવારોમાં ગામનાં બધાં માણસો એકઠાં થાય છે. જો કે ચમાર, ભંગી, ઢેઢ તો અસ્પૃશ્યતાને લીધે જુદા જ પડી જાય છે. નવરાત્રના ગરબામાં પણ ઉચ્ચ કોમ અને મધ્યમ કોમનો એક ભાગ અને પછાત કોમનો બીજો ભાગ એમ બે ભાગ પડી જાય છે. બ્રાહ્મણ, રજપૂત, પાટીદાર સ્ત્રીઓ સાથે મળીને ગરબા ગાય છે. કુંભાર રબારી વાળંદ વગેરે જ્ઞાતિની સ્ત્રીઓ ઓછી ભળે છે.

જવારાના પ્રસંગ વખતના ગરબામાં લગભગ બધી કોમો—અલબત હરિજનો સિવાય ભળે છે અને આનંદ કરે છે.

કુંભાર અને વાળંદ ખાસ કરીને મરણ પ્રસંગે એકબીજાને મદદ કરે છે.

ગામમાંથી જો કોઈ કોમની સ્ત્રીઓને બીજે ગામે કાણે જવાનું હોય અને જો સ્ત્રીઓની સંખ્યા ઓછી હોય તો વાળંદ કે બારૈયા જ્ઞાતિની સ્ત્રીઓ મદદે આવે છે.

બધા જ પ્રસંગોમાં ઢેઢ, ભંગી, ચમાર કોઈ જ ભળતું નથી.

**નાતજાતના બંધનો-** **ની પકડ**

નીચે આપેલાં ત્રણ શબ્દચિત્રો ગામડાંના જીવંત જ્ઞાતિજીવનનો આબેહૂબ ખ્યાલ આપે છે.

એક જ કૂવામાંથી ભરાઈને આવતા બે ઘડા જો જુદી જુદી કોમની સ્ત્રીના માલિકીના હોય તો અને કમનસિબે અથડાઈ ગયા હોય તો ઉચ્ચ ગણાતી કોમની સ્ત્રીની ભ્રુકૂટી ચડી જાય, તેનાથી હલકી ગણાતી કોમની સ્ત્રી પર શબ્દબાણનો વરસાદ થાય. "બાઇ, તેં મને વટલાવી મારી."

એક રબારણ બ્રાહ્મણનું પાણી ભરતી હોય, બીજી રબારણ વાણિયા કે પાટીદારનું પાણી ભરતી હોય તો તે વખતે બંને એક જ જ્ઞાતિની પનિહારીઓ પોતપોતાના ઘડાને એકબીજાથી દૂર મૂકશે, ભૂલેચૂકે પણ અડકાડશે નહિ.

એક જ્ઞાતિની સ્ત્રી પોતાના દરરોજના વપરાશના પણ અણબોટાયેલા ઘડા વડે પણ પોતાનાથી ઊંચી ગણાતી કોમનું પાણી ભરી આપી શકે નહિ. ઊંચી જ્ઞાતિ પોતાનાથી નીચી જ્ઞાતિમાં જમવાની હોય તો કુંભારને ત્યાંથી નવા આણેલા ઘડામાં જ રસોઈનું કે પીવાનું પાણી લાવી શકાય.

આ ત્રણે ચિત્રો આપણને નાતજાતના હજુ પણ દુર્ભેદ્ય બંધનોનો ખ્યાલ આપી જાય છે. જુદી જુદી કોમમાં પાણીનો છાંટો પણ બદલી ન શકાય તો તેવી કોમનાં સહભોજનો કે અંતરજ્ઞાતિય લગ્નોની કલ્પના તો શાની જ કરાય!

બ્રાહ્મણ, પાટીદાર, રજપૂત વગેરે કોમની સ્ત્રીઓ વાળંદ, કુંભાર કે રાવળને ત્યાં માત્ર મળવા જાય તે તો બને જ નહિ. હા, કુંભારને ત્યાં ઘડો લેવા જાય, વાળંદને લગ્નવિધિમાં હાજર રાખે, રાવળને ઢોલ વગાડવાનું કામ સોંપે, પણ એ તો "વસવાયાં." એમની સાથે કૂવાને કાંઠે કે તળાવને આરે વાતચીતો થાય. એમને ઘેર મળવા તો ન જ જવાય !

નાતજાતનાં આવાં અતૂટ બંધનો સામાજિક એકમ બનાવવાના પ્રયાસને બાધક થઈ પડે તેમાં શી નવાઈ ! અસ્પૃશ્યતાનિવારણનું કામ તો ખૂબ જ મુશ્કેલ છે.

ફરજિયાત કેળવણીને લીધે અને હરિજન બાળકોને સવર્ણોની સાથે બેસવા દેવાની જોગવાઈને કારણે હરિજન અને સવર્ણ બાળકો નિશાળમાં તો સાથે બેસે છે પણ નિશાળના ઝાંપાની બહાર જો હરિજન બાળક સવર્ણ બાળકને ભૂલ્યેચૂકયે અડકી જાય તો તે હરિજન બાળક માર ખાધા વગર ન રહે તે ચોક્કસ !

સાથે સાથે બેસતી હરિજન અને સવર્ણ બાળાઓને જ્યારે એ જ નિશાળના મકાનમાં ગરબા ગાવા ભેગી કરી ત્યારે હરિજન બાળાઓ જે દેખાવમાં તો કોઈ રીતે સવર્ણ બાળાઓ કરતાં જુદી તરી આવતી નહોતી તે જુદી ઊભી રહી. બંનેને સાથે ગરબા ગવડાવવાના પ્રયાસનો સવર્ણ બાળાઓ તરફથી વિરોધ પણ થયો. સમજાવટથી હરિજન બાળાઓનો ગરબામાં પ્રવેશ કરાવ્યો. પણ ! ગરબાનું વર્તુળ સળંગ નહિ પણ કટકા કટકાવાળું થઈ ગયું. હરિજન બાળાઓને ગરબામાં પણ ભૂલ્યેચૂકયે અડકી જવાય નહિ તેની સવર્ણ બાળાઓની તકેદારીને પરિણામે ગરબાનું વર્તુલ જ્યાં હરિજનબાળાઓ ઊભી હતી ત્યાંથી સંધાતું નહોતું. સમજાવીને બે હરિજનબાળા વચ્ચે એક સવર્ણ બાળા એ પ્રમાણે ગોઠવણી કરી. બહુ ઓછી છોકરીઓ આ પ્રમાણે ઊભી રહેવા તૈયાર થયેલી. તે પણ આંખની શરમને કારણે અને થોડા દિવસ પૂરતું જ.

ગળથૂથીમાં પાયેલા અસ્પૃશ્યતાના ઘૂંટ એમ થોડા દિવસના પ્રયત્ને ઓછા જ પાછા નીકળી આવવાના હતા !

સરઘસમાં પણ એ વૃત્તિ માલૂમ પડી આવતી હતી. ગાંધીજયંતીને દિવસે શાળાના બાળકોની પ્રભાતફેરી ગોઠવી હતી. બે બે જણની હાર કરવામાં આવી હતી. જ્યાં એક સવર્ણ અને એક હરિજન હોય ત્યાં હાર તૂટી જાય, અને સવર્ણ બાળક નજર ચુકાવીને પોતાનો સાથી બદલી પણ નાંખે.

અમુક જ્ઞાતિ અમુક જ કામ કરે એવો નિયમ પડાઈ ગયો છે. વસવાયાં ગણાતી કોમો (રબારી, કુંભાર, વાળંદ, રાવળ, ભંગી)માં પણ કામની વહેંચણી થઈ ગઈ છે. વાળંદ વાળ કાપવાનું કામ કરે, લગ્નમાં મશાલ પકડે, જમણનાં નોતરાં ફેરવી આવે, ચોરે વાસણ માંજવાનું કે કચરો વાળવાનું કામ કરે, પણ લૂગડાં ધોવાનું કે પાણી ભરવાનું કામ ગમે તેટલા પૈસા લઈને પણ ન કરે. ચોરામાં પણ નક્કી કરેલા કામ કરતાં વધારે કામ કરી આપતો આ નરમ કોમનાં બાળકોમાં પણ અજાણતાં જ આ વૃત્તિ વિકસેલી હોય છે. નિશાળમાં કાંઇ કામ કરવાનું હોય તો પાટીદાર વગેરે કોમનો બાળક ટેવ પ્રમાણે વાળંદ બાળકને એ કામ કરવાનો હુકમ કરશે. અને ન કર્યો હોય તોપણ એ કામ કરવા વાળંદ બાળક પહેલો દોડશે.

કુંભાર વેઠે પાણી ભરશે પણ એમને ગમે તેટલા પૈસાની જરૂર હોય તોપણ વેચાતું પાણી નહિ ભરે.

જ્યારે રબારીની જ્ઞાતિ જ મુખ્યત્વે પાણી ભરવાનું કાર્ય વેચાતું કરે છે, પણ વાસણ માંજવાનું કામ એમનું નહિ.

રાવળ લગ્ન પ્રસંગે કે એવા શુભ પ્રસંગે ઢોલીનું કામ કરશે.

ભંગી અને ઢેઢમાં આળસનું પ્રમાણ વધારે હોય એમ લાગે છે. તેમાંએ ભંગી કોમ વધારે આળસુ માલૂમ પડે છે. વર્ષોથી માંગી ખાવાની ટેવે તેમના સ્વમાનને સાવ ધસી નાંખ્યું છે એમ કહીએ તો ચાલે. ભંગી પાસે પોતાનું ગુજરાન થઇ શકે એટલી જમીન કે એટલા પૈસા હોય તોપણ માંગીને ખાવાની ટેવ નહિ જ છોડે. જ્યારે પહેલાંના વખતમાં વણકરનો ધંધો કરતા પણ અત્યારે એ ઉદ્યમને ગુમાવી બેઠેલા ઢેઢ માંગવાની વૃત્તિ કેળવતા નથી એ આનંદજનક બિના કહેવાય.

## જ્ઞાતિપંચ

જ્ઞાતિનાં ધારાધોરણ ઘડનારી અને તેને અમલમાં મૂકનારી જ્ઞાતિજનોની સંસ્થાને તે જ્ઞાતિનું પંચ કહેવામાં આવે છે.

દરેક જ્ઞાતિના લગ્નવ્યવહાર માટે જેટલાં ગામોનું વર્તુલ–ગોળ અથવા એકડો–બાંધી આપ્યું હોય તેટલાં ગામોમાંથી દરેક ગામદીઠ બે માણસો તે ગામની ને જ્ઞાતિના પ્રતિનિધિ તરીકે પંચના સભ્ય બને. જ્યારે કોઈ ઠરાવ કરવાનો હોય કે કોઈને દંડ કરવાનો હોય ત્યારે દરેક ગામના પંચના બંને સભ્યો જ્યાં પંચ એકઠું થયું હોય ત્યાં જાય અને કામ કરે.

આ સંસ્થા ખૂબ કડક હોય છે. પંચના મતની વિરુદ્ધ પંચનો એકલદોકલ સભ્ય જઇ શકતો નથી. કોઈ એમ કરવા જાય તો તેનું આવી બને.

લોકો ઉપર કાયદા કરતાં પણ જ્ઞાતિપંચનું વધારે વર્ચસ્વ હોય છે અને તેથી જ્ઞાતિત્રાસનિવારણ કાયદાનો કોઈ લાભ લેતું નથી.

ભેગી થયેલી દંડની રકમની જોગવાઈ પંચ પોતાની ઇચ્છા પ્રમાણે કરે છે. ઘણુંખરું તો તે રકમ જ્યારે સારા પ્રમાણમાં એકઠી થાય ત્યારે તેમાંથી એક જ જાતનાં વાસણો લાવવામાં આવે, અને એકડામાં આવતા દરેક જ્ઞાતિકુટુંબને તે વહેંચવામાં આવે. કોઈક વાર તે રકમ ધર્માદાફંડમાં પણ આપવામાં આવે છે. જો એકડામાં આવતાં ઘણાંખરાં ગામોને લાભ થાય તેવું ધર્માદાકાર્ય હોય તો તે રકમ તેવા ફંડમાં આપવામાં આવે છે.

લેઉવા પાટીદાર પંચ નીચે પ્રમાણે દંડની રકમ નક્કી કરે છેઃ

દરેક ગામ દીઠ પંચના બે બે સભ્યો એકઠા થાય. દરેક ગામના તે બંને સભ્યો પોતાની ઇચ્છા પ્રમાણે પોતાના ગામવતી દંડની રકમ બોલે. એ પ્રમાણે બારે ગામો દીઠ બોલાયેલી રકમોનો સરવાળો થાય અને તે સરવાળાને બારથી ભાગી નાંખવામાં આવે. જે સરાસરી રકમ છેવટે આવે એટલો દંડ નક્કી કરવામાં આવે.

## જ્ઞાતિના ગોર

અહીંના બ્રાહ્મણો ઢેઢ, ભંગી, ચમાર, ઓડ, રાવળ અને બ્રાહ્મણ સિવાયની જ્ઞાતિના ગોર છે. બ્રાહ્મણોમાં જેટલાં કુટુંબો હોય તેટલાં પોતાનાં ગામનાં કુટુંબોને ભાગે પડતાં વહેંચી લે છે. આ પ્રમાણે અહીં બ્રાહ્મણનાં મુખ્ય ત્રણ કુટુંબો હતાં અને દરેક કુટુંબ દીઠ (ઉપર જણાવેલી જ્ઞાતિનાં કુટુંબો બાદ કરતાં) ૪૮ કુટુંબના યજમાન ભાગે આવતા હતા. જે પ્રમાણે મિલકતના ભાગ પડે છે તે પ્રમાણે યજમાનના પણ ભાગ પડે છે. આ ભાગ પડતાં પડતાં અત્યારે અહીંના દરેક બ્રાહ્મણ કુટુંબને ત્રણથી પાંચ યજમાન કુટુંબ ભાગે આવે છે, કારણ કે બ્રાહ્મણનાં મુખ્ય ત્રણ કુટુંબો તો ૧૨ પેઢી ઉપર હતાં.

જમીન જેમ ભાગે ખેડવા માટે આપવામા આવે છે તેમ ગોરપદું પણ ભાગે આપવામાં આવે છે. કોઈક બ્રાહ્મણને ગોરપદું કરવાનો વિચાર ન હોય તો તે બીજા બ્રાહ્મણને પોતાના યજમાનો સોંપી દે અને તેના બદલામાં બીજો બ્રાહ્મણ તે યજમાનોનું ગોરપદું કરવામાં જે કમાય તેનો અર્ધો ભાગ લે છે, જમીન સાંથે આપી હોય તેમ !

ઢેઢ, ભંગી અને ચમારના ગોર ખાસ જ્ઞાતિના હોય છે. તેવા ગોરને "ગરોડા" કહે છે એ લોકો ઢેઢ કરતા સહેજ ઊંચી જાતના ગણાય છે. પણ બાકીની ઊંચી જ્ઞાતિઓ કરતાં નીચા ગણાય છે. અને ઊંચી જ્ઞાતિઓ તેમની પ્રત્યે ઢેઢ, ભંગી, ચમાર પ્રત્યે જેવું વર્તન રાખે છે તેવું જ વર્તન

રાખે છે. ભંગી લોકો કદીક ગોરનો ઉપયોગ કરવાને બદલે કુટુંબના જમાઇને ગોર બનાવી દે છે.

રાવળના ગોર એમની જ જ્ઞાતિના એક વિભાગમાંથી નીમવામાં આવે છે.

બ્રાહ્મણોના ગોરને "શુકલ" કહેવામાં આવે છે. ઉનેવાળ જ્ઞાતિના એક ભાગનાં પાંચ છ કુટુંબોને ગોરપદું કરવાનો અધિકાર જ્ઞાતિ તરફથી આપવામાં આવ્યો હોય છે.

**લાયકાત :—**

બધી જ કોમના ગોરને વારસામાં ગોરપદું મળે છે. ખરી રીતે તો દરેક ગોરે વડોદરાના સંસ્કૃત વિદ્યાલયમાં પુરોહિતની પરીક્ષા આપી હોવી જોઇએ. પણ એ પ્રમાણે ભણેલા ગોર મળતા નથી એટલે ગોરને જો લગ્ન, મરણ વગેરે પ્રસંગોની વિધિ કરાવવાના શ્લોક આવડતા હોય તો લોકો ચલાવી લે છે.

**કર્તવ્યો :—**

ગોરનું કર્તવ્ય મુખ્યત્વે તો લગ્ન અને મરણ પ્રસંગની ક્રિયા કરાવવાનું હોય છે.

રજપૂત, પાટીદાર અને બ્રાહ્મણ જ્ઞાતિમાં તે ઉપરાંત સીમંત, મુંડણ, જનોઇ અને વધામણાના પ્રસંગે ગોરને બોલાવવાનો રિવાજ છે.

સત્યનારાયણની કથા, મહાદેવની રૂદ્રી તેમ જ શ્રાવણ મહિનામાં મહાદેવની પૂજા પણ પોતપોતાના ગોર પાસે કરાવવાનો રિવાજ છે.

## વહીવંચા

બ્રાહ્મણ સિવાયની બધી જ્ઞાતિમાં ખાસ વહીવંચા હોય છે. દરેક જ્ઞાતિનો નિમાયેલો વહીવંચો વર્ષમાં એકાદ વાર કે બે ત્રણ વર્ષે આવે છે અને તે જ્ઞાતિના દરેક કુટુંબ દીઠ એક કે બે રૂપિયા ઉઘરાવીને લઇ જાય છે. દરેક કુટુંબનાં માણસોનો જન્મ, મરણ, લગ્નનો ઇતિહાસ લખી લે છે. આ પ્રમાણે દરેક કુટુંબની વંશાવળી વહીવંચા પાસેથી મળી આવે છે.

રાજકુટુંબોનો ઇતિહાસ રાખનારા વહીવંચાને રાણીમગા કહેવામાં આવે છે. દરેક જ્ઞાતિના જુદા જુદા વહીવંચા હોય છે.

જ્યારે વહીવંચા ગામમાં આવે ત્યારે ૧૦ થી ૧૫ દિવસ રોકાય. દરરોજ સાંજે પોતાને સોંપાયેલી જ્ઞાતિના માણસોને એકઠાં કરીને રસભરી બાનીમાં તેમનાં કુટુંબોના જૂના ઇતિહાસ કહે છે. દરેક કુટુંબ વારાફરતી તેમને જમણ માટે નોતરે છે.

## વસવાયાં

જ્ઞાતિજીવનમાં જેમ જ્ઞાતિના ગોર અગત્યને ભાગ ભજવે છે, તેમ ગામના સામાજિક જીવનમાં વસવાયાં એથી પણ વધારે અગત્યને ભાગ ભજવે છે. એમના વગર ગામડાં કદી પણ સ્વાશ્રયી બને નહિ. ગામને જરૂરી વસ્તુઓ, જરૂરી કામ કોણ પૂરાં પાડે? તેથી જ ગોર કરતાંએ વધારે અગત્યને ભાગ તેઓ ભજવે છે એમ કહ્યું છે.

નીચેની જ્ઞાતિઓ વસવાયાં તરીકે કામ કરે છે. જે પ્રમાણે ગોર કુટુંબ દીઠ યજમાન વહેંચી લે છે તેમ જ વસવાયાં પણ પોતાનાં ઘરાક વહેંચી લે છે. અને જેમ કુટુંબનો મુખ્ય માણસ ગુજરી જતાં મિલકતના ભાગ પડે છે તેમ જ આ ઘરાકોના પણ ભાગ પડે છે.

દરજી, લુહાર, સુથાર, રબારી, રાવળ, વાળંદ, એઝા, ઢેઢ, ભંગી અને ચમાર જ્ઞાતિનાં માણસોની વસવાયાંમાં ગણતરી કરવામાં આવે છે. એ લોકો ગામનું કામ કરી આપે. એમાંના કારીગરો ગામને જરૂરી વસ્તુ પૂરી પાડે અને બદલામાં ગામનાં માણસો તેમને દાણા આપે છે.

જ્યારે દાણા તૈયાર થઈને ઘેર લાવવામાં આવે ત્યારે વસવાયાંને તેના હક્ક પ્રમાણે નક્કી થયેલા દાણા આપવામાં આવે છે. જ્યારે દાણા ખળામાં હોય ત્યારે રાવળ, ઢેઢ, ભંગી ત્યાં જઈને દાણાની માગણી કરે છે. આ લોકોની ગામને આખા વર્ષ પૂરતી જરૂરિયાત નથી હોતી એટલે ખેડુત પાકના પ્રમાણમાં પાંચશેર દસશેર દાણા તેમને વહેંચી આપે છે. રબારી ખળામાં જતા નથી. દાણા ઘેર આવે પછી વાળંદને આખા વર્ષ દરમ્યાન પુરુષ-વર્ગની હજામત કર્યા બદલ ૧ પુરુષ દીઠ ૧ મણ દાણા આપવાનો રિવાજ છે. નાના છોકરાના વાળ કાપવાનું કાંઈ આપતા નથી. તેને દાઢીમૂછ ફૂટે પછી તેની હજામતના બદલામાં એક મણ દાણા આપે.

ચમાર, લુહાર અને સુથારને ૧ બળદ દીઠ એક મણ દાણા આપવાનો રિવાજ છે. જો કોઈને ત્યાં બળદ ન હોય તો તે વર્ષ દરમ્યાન જોડા સંધાવ્યા બદલ ચમારને બશેર દાણા, દાતરડું વાંસ રાંપડી વગેરે સમી કરાવવા બદલ લુહારને ૫ શેરથી ૧૦ શેર દાણા, કોઈ લાકડાની વસ્તુ કરાવવા બદલ સુથારને ૫ શેરથી ૧૦ શેર દાણા આપવામાં આવે છે. બળદવાળો ખેડુત ૧ મણ દાણામાં જ બધું પતાવે.

કુંભારને બે માણસના ઘરમાં વપરાતાં માટલાં બદલ ૧ મણ દાણા આપે છે. ઘરમાં માણસો વધારે હોય અને માટલાનો વપરાશ વધારે હોય તો વધારે દાણા આપે.

પહેલાં દરજીને પણ દાણા આપવાનો રિવાજ હતો. હવે તે પૈસા લઈને કપડાં સીવતો હોવાથી તેને કોઈ દાણા આપતું નથી.

આ પ્રમાણે પાકની ઋતુ વખતે વસવાયાં આટલું પામે.

ઉપરાંત દિવાળીને દિવસે અને હોળીને દિવસે બધા જ વસવાયાંને એક વખતનું જમણ આપવાનો રિવાજ છે. શીતળા સાતમને દિવસે લુહાર, સુથાર, અને દરજી સિવાયનાં બધાંને ખાવાનું આપવાનો રિવાજ છે.

વળી લગ્ન વખતે બધાં વસવાયાં કામ કરી જાય: રાવળ ઢોલ વગાડે; રબારી પાણી ભરે; વાળંદ નોતરાં ફેરવી આવે, મશાલ પકડે, હેરાફેરા ખાય અને ઘણું કામ કરે; કુંભાર માટલાં પૂરાં પાડે; લુહાર, સુથાર, ચમાર વગેરે જરૂરી કામ કરી આપે. તેના બદલામાં તેમને અને બાકી રહેલાં વસવાયાંને ખાવાનું મળે. જો કોઈની પાસે વધારે કામ કરાવ્યું હોય તો તેને તે ઉપરાંત પૈસા મળે. રબારી જે માટલાંથી પાણી ભરે તે જ માટલાં પોતાને ઘેર લઈ જાય; આથી એમને કુંભારને ત્યાંથી માટલાં લાવવાની જરૂર ન પડે. તે જ પ્રમાણે વસવાયાં અંદર અંદર એકબીજાંનાં ઘરાક નથી હોતાં, પણ એકબીજાને બદલાબદલામાં કામ કરી આપે છે. દા. ત. કુંભાર વાળંદને માટલાં આપે અને વાળંદ તેના બદલામાં હજામતના પૈસા ન લે. રાવળ કુંભારને ત્યાં લગ્ન પ્રસંગે ઢોલ વગાડી આવે અને બદલામાં માટલાં લે.

લગ્ન વખતે વાળંદ વધારે કામ કરે છે અને વધારે પામે પણ છે. વિવાહની માટલી લઈને વેવાઈને ઘેર જાય એટલે એ ત્યાંથી પણ કમાય. જવારા વાવ્યા હોય ત્યારે માતાને ઘેર પધરાવતી વખતે પાથરવાના સાલ્લા એ લોકોને જ મળે છે.

કોઈના મરણ વખતે શબ પર ઢાંકેલાં કપડાં જેને ખાંપણ કહે છે તેના પર ભંગીનો જ હક્ક જે ભંગીનું ઘરાક મરી ગયું હોય તે જ તે ખાંપણ લઈ શકે.

રજપૂતમાં જુવાન માણસના મૃત્યુ પછી ચોથા અને દસમા દિવસે જ્યારે મોટી કાણ આવે ત્યારે કાણે આવેલાં સગાં થેપાડું સાલ્લા વગેરે જે લાવે તે વાળંદને મળે.

સ્ત્રીની સુવાવડ વખતે વાળંદ બાઈ દાયણની ગરજ સારે છે. તેના બદલામાં તેને નવો સાલ્લો અને પાંચશેર કે દસશેર દાણા મળે. સ્ત્રી વધારે ગંભીર માંદગીમાંથી પાર ઊતરી હોય તો વાળંદ બાઈને બીજું કાંઈક આપીને ખુશ કરવામાં આવે છે.

બધાં જ વસવાયાંમાં વાળંદ વધારે ખપમાં આવે છે. જાતે નરમ હોવાથી ગમે તે કામ કરવાની કદી ના પાડતા નથી, એટલે પામે છે પણ વધારે. પણ એમનામાં અને ભંગીમાં લાલચનું પ્રમાણ વધારે છે. ભંગી તો વાળંદનો માફક કામ કરવામાં પણ મહેનતુ નથી. રબારીમાં ખૂબ જ ઓછા પ્રમાણમાં લાલચ છે. એમનામાં સ્વમાન અને ખુમારી વધારે છે.

## સામાજિક કાયદાનો અમલ

**(૧) ફરજિયાત કેળવણીનો કાયદો :—**

આ કાયદો ઘણા સારા પ્રમાણમાં અમલમાં મુકાયો છે. પરિણામે આ ગામમાં ભણતરનું પ્રમાણ ૬૦ ટકા છે.

સામાન્ય રીતે બધી કોમના માણસો પોતાના બાળકોને નિશાળે મોકલે છે. કદી કદી બારૈયા રબારી જેવી પછાત કોમમાં બાળકને ન મોકલવાના ગુનાસર દંડ ભરવાના બનાવ બને છે.

**(૨) જન્મ મરણ અને લગ્નની નોંધણીનો કાયદો :—**

આ ત્રણે કાયદા સારી રીતે અમલમાં છે અને તેનું પાલન થાય છે.

**(૩) બાળલગ્ન કાયદો :—**

આ કાયદાનું પણ સારી રીતે પાલન થાય છે. છતાં આ કાયદાનું ઉલ્લંઘન કરીને નાનાં બાળકોને પરણાવવાના પ્રસંગો પણ બને છે. કેટમાં આવા પ્રસંગો વધારે બને છે.

**(૪) પુરોહિત ધારો :—**

જ્ઞાતિના ગોરે વડોદરાની સંસ્કૃત વિદ્યાલયની પુરોહિતની પરીક્ષા આપવી જોઈએ. પણ આ ધારાનો બહુ અમલ થતો નથી, કારણ કે આવી પરીક્ષા આપેલા માણસો પૂરતી સંખ્યામાં મળી આવતા નથી, પરિણામે વારસામાં ગોરપદું પામેલા માણસોથી કામ ચલાવી લેવાય છે.

**(૫) જ્ઞાતિ ત્રાસ નિવારણ કાયદો :—**

( Caste Tyranncy Act & Caste Disabilities Act )

સામાજિક બહિષ્કારની બીકે કોઈ આ કાયદાનો આશ્રય લેતું નથી, પરિણામે ગરીબ માણસોને સારી રીતે સહન કરવું પડે છે. એવા ત્રાસના થોડાક દાખલા નીચે આપ્યા છે.

(૧) હમણાંનો જ આ પ્રસંગ છે. એક ભાઈના પિતાના મૃત્યુપ્રસંગે બારમું કરવાનો સમય આવ્યો. તે પહેલાં બારમાનો રિવાજ બંધ કરવા અંગેની ચર્ચા કરવા જ્ઞાતિના પંચને એકઠું કરવામાં આવ્યું. પણ પંચે નક્કી કર્યું કે એ ભાઈને ત્યાં પ્રસંગ પતી જાય પછી બારમું બંધ કરવાનો ઠરાવ કરવો. આથી એ ભાઈને ૧૫૦૦ રૂા. નું દેવું થયું. જો એ પ્રસંગ ન કરે તો નાતની ટીકા સાંભળવી પડે જેને માટે તે ભાઈ તૈયાર નહોતા.

બ્રાહ્મણમાં આ બનાવ બન્યો હતો.

(૨) બીજા એક ભાઈને એકડા બહાર કન્યાને પરણાવવાથી નાતે ૧૫૦૦ રૂા. દંડ કર્યો. પોતાના બીજા બાળકો કુંવારા ન રહે એ ખાતર

એ ભાઈને દંડ ભરવો પડયો. એમ ન કરે તો નાતમાંથી પોતાના બાળક માટે કન્યા ન મળે અને બીજી જ્ઞાતિવાળા કે બીજા એકડાવાળા પોતાની નાતની બીકે કન્યા ન આપે.

પાટીદારમાં આ બનાવ બન્યો હતો.

(૩) બીજા એક ભાઈએ (પાટીદારે) એકડા બહાર પોતાની બહેન પરણાવી એટલે લગ્નમાં પોતાની નાતના માણસોની અને ગામના વસવાયાંની સહેજ પણ મદદ ન મળી.

આ પ્રમાણે સામાજિક નિંદા કે બહિષ્કારની બીકે કોઇ આ કાયદાનો આશ્રય લેતું નથી.

(૪) એક માણસે થોડાંક વર્ષો પહેલાં પોતાની એક કન્યાને એકડા બહાર પરણાવી. આથી નાતે તેને નાતબહાર મૂકયો. થોડા વખત પછી થોડો દંડ લઈને તેને નાતમાં પાછો લેવામા આવ્યો અને એક શરત એવી કરી કે જો એ માણસને પોતાના છોકરાને એકડામાં પરણાવવો હોય તો પહેલાં પોતાની છોકરીને એકડામાં પરણાવવી પડશે. જો તે એમ ન કરે તો ૫૦૦૦ રૂ. બહાનાના નાતને આપવા પડે.

આ ભાઈનો પુત્ર અને વાગદત્તા પુત્રવધૂ બંને ઉમરલાયક થયાં છે. પણ તેની પુત્રી ઉમરલાયક થઈ નથી, અને તે પુત્રીનો પતિ પણ નાની ઉમરનો છે. એ ભાઇ પોતાના પુત્રને પરણાવવા માગે છે અને તેથી એ પહેલાં એમને એમની નાની પુત્રીને પરણાવવી પડશે. નાતની આ રાખ્તાઇને લીધે બ.ળલગ્નના કાયદાનો ભંગ કરીને અને જો દંડ થાય તો દંડ ભરીને પણ એ બાળલગ્ન કરશે. (લે. પાટીદાર)

(૫) બારૈયા કોમનો આ પ્રસંગ છે. એક વૃદ્ધ બાઈ જે પોતાના ઘરમાં એકલી જ હતી અને જેનું ગામમાં નિકટનું એક પણ સગું નહોતું તેણે પોતાનુ ઘર પોતાની નાતના માણસોને નહિ વેચી દેતાં એક રજપૂતને બહુ જૂજ કીમતે વચ્યું આથી બધા બારૈયા તેની ઉપર ગુસ્સે ભરાયા. થોડા દિવસ બાદ તે બાઈ મરણ પામી ગુસ્સે ભરાયેલા બારૈયા તેને બાળવા પણ ન ગયા. ગામના માણસોની ખૂબ ખૂબ સમજાવટ છતાં પણ શબ પૂરા બે દિવસ પડી રહ્યું બારૈયાનું કહેવું એમ હતું કે જે રજપૂતે તેનુ ઘર વેચાતું લીધું હતું તે એમને ૫૦ રૂા. અને બાળવાનાં લાકડાં આપે. પેલો માણસ ૩૦ રૂા. સુધી તૈયાર થયો પણ આગળ ન વધ્યો. શબને જલદીથી ખસેડવા માટે ભગી લોકોને તૈયાર કરવા માંડયા. પૈસાની લાલચે પણ ભંગી શબ બાળવા આવવા તૈયાર ન થયા, કારણ કે એ લોકો જો શબ બાળી આવે તો આખી બારૈયા કોમ તેમને ખાવાનું આપવાનું

બંધ કરે, જે એમને પોસાય નહિ. બારૈયામાંથી શબ ઉપાડનાર ચાર માણુસો પણુ ન મળી આવે, કારણુ કે સૌને નાતના બહિષ્કારની બીક હતી.

છેવટે ત્રીજે દિવસે સવારે પેલા રજપૂતે ૪૦ રૂા. અને બાળવાનાં લાકડાં આપવાનું કબૂલ્યું, ત્યારે બારૈયા તે શબ બાળી આવવા તૈયાર થયા.

નાતને ગુસ્સે કરનાર માનવીના મૃત્યુ બાદ તેની આવી વિડંબના પણુ નાત કરી શકે છે તેનો આ કરુણુ પ્રસંગ છે.

## ( ૨ ) જ્ઞાતિરિવાજો

આ ગામની જુદી જુદી જ્ઞાતિઓ જીવનના જુદા જુદા પ્રસંગો કેવી રીતે ઊજવે છે તેની સંપૂર્ણુ નોધ અહીં રજૂ કરીએ છીએ. અહીં તેમજ આ પ્રકરણુમાં બીજે રજૂ કરેલી હકીકતો આ ગામની જ છે એવો અમે દાવો કરવા માગતા નથી એટલી સ્પષ્ટતા કરી લઇએ. સમગ્ર ગ્રામજીવનના અમારા અભ્યાસ પૂરતી જે સ્વરૂપે અમને આ ગામમાં તે જણુાઇ તે જ સ્વરૂપે અહીં રજૂ કરી છે એટલું જ.

**સીમંત**

પહેલી વાર ગર્ભવતી બનેલી સ્ત્રી સમાજમાં કુતૂહલનો વિષય બને છે. એ સ્ત્રીના કુટુંબમાં આ સમાચારથી આનંદ પ્રસરે છે, અને સીમંતિની સ્ત્રી કેટલીએ વાર "ધનરાણી" ના લાડકા ઉપનામથી સંબોધાય છે. એ સ્ત્રી પણુ લગ્નપ્રેમની ભરતીટાણે આવો પ્રસંગ આવતો હોવાથી વધુ ઉલ્લાસિત બને છે. તેના અને કુટુંબીઓના ઉત્સાહનું, ઉલ્લાસનું મૂર્ત સ્વરૂપ એટલે આ સીમંતની ઉજવણીનો પ્રસંગ. એ વાત સાચી કે અત્યારે આ અસહ્ય મોંઘવારીમાં એ ઉલ્લાસને મૂર્ત સ્વરૂપ આપવા જતાં કેટલાયને પોતાનો ઉલ્લાસ એળે વેડફી નાંખવો પડે છે. આજે તો ઉલ્લાસની એ ભાવનાને જીવંત રાખવા માટે માણુસને પોતાની બીજી કેટલીએ ભાવનાના વિકાસને રૂંધી નાંખવો પડે છે. "સાપ ગયા ને લિસોટા રહ્યા" એ કહેવત આવા આવા પ્રસંગોએ યાદ આવ્યા વગર રહેતી નથી.

પાસેના એક ગામમાં પાટીદાર જ્ઞાતિમાં જો કોઇ પુરુષ કુંવારો હોય કે તેની પત્નીને બાળક ન આવ્યું હોય તોપણુ તે પુરુષની ૩૫ વર્ષની ઉમરે સીમંતનો પ્રસંગ તેણે ઊજવવો પડે એવો રિવાજ અત્યાર સુધી હતો. હમણુાં જ એ બંધ કરવામાં આવ્યો છે.

જાણીતા લોકગીત "લીપ્યું ને ગૂંપ્યું મારું આંગણું, પગલીનો પાડનાર દોને રન્નાદે, વાડીમાં રેલછેલ મોગરો" ની યાદ આપતો આ પ્રસંગ અહીં નીચે પ્રમાણે ઊજવાય છે.

આ પ્રસંગ પહેલી વખત ગર્ભધારણ કરતી સ્ત્રીને જ્યારે ગર્ભધારણ કર્યા બાદ છઠ્ઠો કે સાતમો મહિનો થાય ત્યારે ઊજવાય છે.

તે દિવસે પોથીના રંગમાં હીંગળોક ભેળવીને ગરમ કરેલા જાડા રસથી તેના હાથે પગે છૂંદણાં પાડવામાં આવે છે. તેના કપાળે કંકુની આડ કરવામાં આવે છે; અથવા તો બજારમાંથી આણેલા લાલ કાગળ પર ધોળી રૂપેરી ટીપકીઓ ચોડેલી આડ ચોડવામાં આવે છે. તેને રેશમી કપડાંમાં સજ્જ કરીને હાથમાં નાળિયેર અને ચોખા આપવામાં આવે છે. આને પૉસ કહે છે. આ પૉસવાળા ખોબા નીચે તે સ્ત્રીની ભાભી કે બહેન પોતાનો હાથ મૂકે છે. આ પ્રમાણે તે કોઈક સગાં કે પડોશીના ઘરમાંથી નીકળે છે. તેની પાછળ સ્ત્રીઓ ગાતી ગાતી ચાલે છે. આ પ્રમાણે બધાં તે સ્ત્રીના સાસરે આવી પહોચે છે ત્યાં તેની જેઠાણી તેની પૉસ ઝીલી લે છે. તેની નણંદ તેનો અંગૂઠો દાબે છે, અને તેના હાથે રક્ષાબંધન કરે છે. આના બદલામાં નણંદને પાંચ કે સાત રૂપિયા મળે છે. પછી ગોર એ સ્ત્રી પાસે પૂજા કરાવે છે, અને પાંચ અખોવન સ્ત્રીઓ (જેનું એક પણ બાળક મૃત્યુ પામ્યું ન હોય તેવી સ્ત્રીઓ) સવા પાંચશેર ચોખા, ૧ શ્રીફળ, ૧। રૂ., ૭ સોપારી, ૭ પૈસા અને ૭ સૂતરની કોકડી વતી તેનો ખોળો ૭ વાર ભરે છે.

તે સ્ત્રીનાં સાસરિયાં બધાં સગાંને જમાડે છે. પિયેરના માણસો તેના સાસરાના કુટુંબની દરેક સ્ત્રીને સાલ્લો અથવા રૂપિયા આપે છે; અને તે સ્ત્રીને પિયેર તરફથી રેશમી સાડી મળે છે. તે સ્ત્રીની ઇચ્છા પ્રમાણેની જણસ તેનાં સાસરિયાં તેને અપાવે છે.

સીમંતના પ્રસંગ પહેલાં તે સ્ત્રીને જુદાં જુદાં સગાં વાયણું દે છે, એટલે કે તેને જમવા બોલાવે છે, અને પોતાની સ્થિતિ પ્રમાણે નાળિયેર, સાળુ કે સાડી આપે છે.

કઈ કઈ જ્ઞાતિઓમાં આ પ્રસંગ ઊજવાય છે અને દરેક જ્ઞાતિ કેટલું ખર્ચ કરે છે તેનો ખ્યાલ નીચેના કોઠા પરથી આવશે :

### કોઠા નં. ૫૧

### સીમંતનો પ્રસંગ

| જ્ઞાતિ | પેટા જ્ઞાતિ | રિવાજ છે કે નહિ? | ખર્ચની વિગત |
|---|---|---|---|
| પાટીદાર | લે. પાટીદાર | રિવાજ છે. | ૫-૧૦ રૂ. |
| પાટીદાર | ક. પાટીદાર | ,, | ,, |
| બ્રાહ્મણ | ઉનેવાળ | ,, | કન્યાપક્ષે ૧૦૦ રૂ. વરપક્ષે ૩૦૦-૫૦૦ રૂ. |

| જ્ઞાતિ | પેટા જ્ઞાતિ | રિવાજ છે કે નહિ ? | ખર્ચની વિગત |
|---|---|---|---|
| રજપૂત | પરમાર | રિવાજ છે. | ૧૦–૧૫ રૂા. |
| કુંભાર | વરિયા | ,, | ૫–૧૦ રૂા. |
| બારૈયા | — | રિવાજ નથી | — |
| રબારી | મારુ | રિવાજ છે | ૨–૩ રૂા. |
| વાળંદ | — | ,, | ૨૦–૨૫ રૂા. |
| ઢેઢ | વણકર | ,, | ૫–૧૦ રૂા. |
| ભંગી | — | રિવાજ નથી | — |
| ચમાર | — | ,, | — |
| રાવળ | — | ,, | — |

બાળકના જન્માક્ષર કરાવી, જે રાશિમાં નામ આવતું હોય તે પ્રમાણે બાળકની ફોઈ પાસે નામ પડાવવામાં આવે છે. પહેલા બાળક વખતે જ ઉપર પ્રમાણે ફોઇ પાસે નામ પડાવવામાં આવે છે.

**નામ પાડવાની વિધિ** દરેક બાળક વખતે એમ થતું નથી. નામ પડાવવાના બદલામાં ફોઇને ૨ થી ૧૦ રૂા સુધી શક્તિ પ્રમાણે આપે છે. બાળક સવા મહિનાનું થાય ત્યારે સામાન્ય રીતે નામ પાડવામાં આવે છે. ઢેઢ જ્ઞાતિમાં બાળક જન્મે કે તરત જ નામ પાડે છે. જ્યાંસુધી નામ નક્કી ન થાય ત્યાંસુધી બાળકની માતાને ખોરાક આપતા નથી. માત્ર ઢેઢમાં જ આવો રિવાજ છે. બાળક બાર દિવસનું થાય ત્યારે તેને પારણામાં સુવાડવાની વિધિ કરે છે. તે પ્રસંગે બાફેલી બાજરી ને ગોળ સાથે ભેળવીને છોકરાંને વહેંચે છે. પારણાના ઓયામાં કંકુનો સાથિયો કરી પૈસો, સોપારી, ધરો (વનસ્પતિ) મૂકે છે. પછી બાળકને તેમાં સુવાડે છે અને પાંચ બાળકો પાસે હીંચોળાવે છે.

**મુંડણ** પુત્રના વાળ પહેલી વખત ઉતારવામાં આવે ત્યારે તે પ્રસંગની કેટલેક ઠેકાણે ઉજવણી કરવામાં આવે છે. કુંભાર, રજપૂત અને પાટીદાર કોમમાં આની ઉજવણી કરવામાં આવે છે. આ પ્રસંગને મૂંડણ કહે છે.

પાટીદાર અને રજપૂત કોમમાં મૂંડણના નવ દિવસ અગાઉ જવારા વાવવાનો રિવાજ છે; જ્યારે કુંભારમાં એ રિવાજ નથી. કુંભારમાં મૂંડણ પહેલાં સોજીત્રા પાસે આવેલા પરોલ ગામમાં જવાનો રિવાજ છે. પરોલમાં તેમની કુળદેવીનું મંદિર આવેલું છે. ત્યાં એ લોકો એક શ્રીફળ માતા પાસે વધેરે છે અને લુગડાનો એક ધોડો ચઢાવીને ઘેર પાછાં આવે છે.

ઘેર આવીને સવાશેર ચોખા રાંધે છે. થોડાક ચોખા અગ્નિમાં હોમે છે, અને બાકીના એકલા પુરુષો ખાઇ જાય છે. પછી વાળંદ પાસે બાળકના વાળ ઉતરાવે છે. આ વાળ બાળકની ફોઇ ઝીલે છે અને તેના બદલામાં તેનો ભાઈ તેને બે રૂપિયા કે સાલ્લો આપે છે.

કુંભારમાં આ પ્રસંગે ૧૫ થી ૨૦ રૂા. ખર્ચ થાય છે. પાટીદાર અને રજપૂતમાં આ પ્રસંગે નીચે પ્રમાણે વિધિ કરે છે.

મૂંડણના નવ દિવસ અગાઉ જવારા વાવવામાં આવે છે. (જવારા અંગે થોડી માહિતીઃ—કોઈક ગંભીર માંદગીમાં પટકાઇ પડ્યું હોય તો તેનાં સમાં ત્યારે પણ જવારા વાવવાનો સંકલ્પ કરે છે. આ પ્રમાણે માનતાના જવારા કે મૂંડણ પ્રસંગના જવારામાં ઉજવણીની રીતમાં કાંઇ જ ફેર નથી.)

સામાન્ય રીતે ઘણાં એક જોડી જવારા વાવવાની માનતા રાખતાં હોય છે. જો આ પ્રમાણેની માનતા હોય તો માતાના બે મંડપો કરાવવા પડે અને ૧૮ ગોયણીઓને (સૌભાગ્યવતી સ્ત્રીઓને) જમાડવી પડે. જો બે જોડી જવારાની માનતાં હોય તો ચાર મંડપ કરાવવા પડે અને ૩૬ ગોયણીઓને જમાડવી પડે.

એક જોડીની માનતા હોય તો બે નાની ટોપલીમાં અને બે જોડીની માનતા હોય તો ચાર નાની ટોપલીમાં માટી નાંખીને તેમાં જવ, ઘઉં, જુવાર, ડાંગર, તલ, ભેગાં વાવે. આ ટોપલીઓ બ્રાહ્મણને ત્યાં રાખી મૂકવામાં આવે અને મૂંડણ કરાવનાર બાળક અને તેનાં માબાપ (માનતાના જવારા હોય તો જેને માટે માનતા માની હોય તે માણસ) બ્રાહ્મણના કહેવા પ્રમાણે જવારાની પૂજા કરે. આ પ્રમાણે આઠ દિવસ સુધી બ્રાહ્મણને ત્યાં તેની પૂજા થાય. જવારા પાસે અખંડ દીવો બાળવામાં આવે. એક માટલીમાં ઘીનો દીવો બળતો રાખીને તેના ઉપર ચાળણી ઢાંકવામાં આવે, જેથી દીવો જરા વાર પણ હોલવાઈ ન જાય.

જવારા વાવ્યા પછીના આઠમા દિવસે જવારા બ્રાહ્મણને ઘેરથી પોતાને ઘેર લઈ જવામાં આવે. આ પ્રસંગ ઘણી ધામધૂમથી ઊજવાય છે, અને પુરુષો, સ્ત્રીઓ, બાળકો વગેરે સરઘસના આકારમાં માતાને એટલે જવારાને ઘેર લઇ જાય છે.

આ વખતે સૌથી આગળ અહીંના રાવળો—જેમાંના બે જણે સ્ત્રીનો વેશ લીધો હોય છે—ઢોલ વગાડતા જાય છે. થોડે થોડે અંતરે ગોળ ગોળ ફરીને નાચી પણ લે છે અને ધમાધમ કરી મૂકે છે. દરેક પ્રસંગે ઢોલી આ પ્રમાણે જ ઢોલ બજાવે છે, સ્ત્રીનો વેશ લે છે, અને નાચે છે.

પછીનાં બધાં માણસો રસ્તા પર પાથરેલા સાલ્લા પર ચાલે છે, કારણ કે એમની સાથે માતાના જવારા હોય છે. વાળંદ રસ્તા પર વારાફરતી સાલ્લા પાથરે છે અને લોકો તેના ઉપર ચાલે છે. મૂંડણ કરાવનાર બાળકનાં માબાપ અથવા જેની માનતા માની હોય તે માનવી અને તેનો પતિ યા પત્ની માથા ઉપર માતાના મંડપ રાખીને ચાલે છે. પુરુષે ગળામાં ફૂલનો હાર પહેરેલો હોય છે. માથે મૂકેલા મંડપમાં જવારાની એક ટોપલી, ઘીનો દીવો અને નાળિયેર મૂકેલાં હોય છે. રેશમી સાડી વતી એ મંડપને આચ્છાદિત કરવામાં આવ્યો હોય છે અને તેની ટોચ ઉપર એક પિત્તળનો કળશ બાંધવામાં આવ્યો હોય છે. આ મંડપની પાછળ એક બાળા માથે બે ઘડા અને ઘડા ઉપર એક નાળિયેર મૂકીને ચાલે છે. આને ગોતરડો કહે છે. તેની પાછળ બીજો મંડપ લઈને સ્ત્રી ચાલે છે. સ્ત્રીના હાથે પણ ફૂલના ગજરા બાંધેલા હોય છે. એણે લીધેલો મંડપ પણ પહેલાંના જેવો હોય છે, પણ ટોચે કળશને બદલે ગોળ આરસી બાંધેલી હોય છે. આ મંડપની પાછળ પણ એક બાળા ગોતરડો લઈને ચાલે છે અને તેની પાછળ એક બાળા અખંડ દીવો લઈને ચાલે છે. જો બે જોડીની માનતા હોય તો એ જ ક્રમમાં વધારાના મંડપો, ગોતરડા વગેરે આવે. સ્ત્રીઓ ગીતોના સૂર પણ પુરાવે. આમ ધામધૂમથી માતાને ઘેર લઈ જવામાં આવે.

ઘેર લઈ જઈને તેની પૂજા કરવામાં આવે. પછી ૧૮ અથવા ૩૬ ગોયણીઓને જમાડવામાં આવે. જ્યારે તે ગોયણીઓ જમવા બેસે ત્યારે તેમના ફરતી ઘીની ધાર કરવામાં આવે. દરેક ગોયણીને ૦॥ શેર ઘી અને કંસાર આપવામાં આવે, જે તેઓ પોતાને ઘેર લઈ જાય અને ત્યાં લાડવા જમે.

જવારા વાવ્યા હોય તેના નવમા દિવસે વાળંદ પાસે બાળકના વાળ ઉતરાવે. આ વાળ તેની ફોઈ ઝીલે. તેના બદલામાં બાળકના પિતા સ્થિતિ પ્રમાણે અમુક રૂપિયા આપે. સગાંવહાલાં ચાંલ્લો કરી જાય, એટલે બે કે વધારે રૂપિયા આપી જાય.

તે જ દિવસે જવારાને માતાના મંદિરમાં વળાવવામાં આવે જો બળિયાદેવની માનતા માની હોય તો બળિયાદેવના સ્થાનકે જવારા વળાવવામાં આવે. જે ક્રમમાં પ્રસંગને ત્યાંથી જવારા લાવ્યા હોય તે જ ક્રમમાં રામબાઈ માતાના મંદિરે અથવા બળિયાદેવના સ્થાનકે જવારા લઈ જવામાં આવે. માત્ર રસ્તા ઉપર સાલ્લા પાથરવાનો કાર્યક્રમ ન હોય.

માતાના મંદિરે ફરીથી તેની પૂજા કરીને બધાં ઘેર આવે. આખાએ પ્રસંગ દરમ્યાન સ્ત્રીઓ ગીતો તો ગાતી જ હોય.

જવારાને વળાવ્યા બાદ સગાંને જમણ આપે અને સ્થિતિ પ્રમાણે મૂંડણ કરાવનાર બાળકના પિતા પોતાનાં સગાંને સગાઈની નિકટતા પ્રમાણે વિદાયગીરીના રૂપિયા આપે.

પાટીદાર અને રજપૂતમાં પહેલા ખોળાના પુત્રના અથવા ચાર પાંચ છોકરીઓ પછી જન્મેલા પુત્રના વાળ જયારે તે પાંચ સાત કે નવ વર્ષનો થાય ત્યારે ઉતરાવવામાં આવે. પાટીદારમાં પહેલા ખોળાની છોકરી હોય તો તેના વાળની એક લટ કાપે, પણ પ્રસંગ ઊજવે નહિ.

ખર્ચ--પાટીદારમાં ૧૫૦–૨૦૦ રૂા.

રજપૂતમાં ૨૦૦ રૂા.

**જનોઈ**

આ ગામમાં બ્રાહ્મણો સિવાય બીજી કોઈ જ્ઞાતિમાં આ રિવાજ નથી. જનોઈ પામ્યા પછી જ બ્રાહ્મણ બાળક બ્રાહ્મણત્વ મેળવે છે. જનોઈ પામ્યા વગરના બાળકના મૃત્યુ બાદ ખાસ ક્રિયા કરવામાં આવતી નથી. એને બાળક જ ગણી લેવામાં આવે છે, પછી ભલેને એ ઉમરમાં મોટો હોય. જ્યારે જનોઈ પામેલો બાળક નાનો હોય તોપણ તેના મૃત્યુ બાદ મોટા માણસના મૃત્યુની પાછળ કરવામાં આવે છે તેવી ક્રિયા કરવામાં આવે છે. જનોઈ પામેલા બાળકને બધા રિવાજો–આભડછેટ વગેરે પાળવા પડે છે જનોઈ વગરનું બાળક ભૂલમાં તેનાથી ઊતરતી કોમનું ખાય તો પણ ચાલી જાય છે.

સામાન્ય રીતે નવ વર્ષના બાળકને જનોઈ આપવામાં આવે છે.

આમાં નીચે પ્રમાણે વિધિ કરવામાં આવે છે.

**પહેલે દિવસે—**

માંડવા મુહૂર્ત :—જનોઈ આપવાની હોય તેના બે દિવસ અગાઉ શમીના ઝાડના ટુકડાની થાંભલી રોપે, અને લગ્ન સમયે જે પ્રમાણે માંડવા-મુહૂર્તની વિધિ કરે છે તેવી જ વિધિ કરે.

સગાં અને મહેમાનોને ગોળ વહેંચે.

**બીજે દિવસે—**

ત્યારપછીના દિવસે ગ્રહશાંતિ કરવામાં આવે. વળી જનોઈ પ્રસંગે કરવાના ૧૬ સંસ્કારમાંથી કેટલાક સંસ્કાર બાળકને તે જ દિવસે કરવામાં આવે–નામકરણ સંસ્કાર, અન્નપ્રાશન સંસ્કાર વગેરે. આ સંસ્કાર કરતી વખતે માબાપ તથા છોકરા પાસે ગોર મંત્રો બોલીને પૂજા કરાવે. આ જ દિવસે શિખાસંસ્કાર પણ કરવામાં આવે; એટલે બાળકના પાછલે મથાળે ધારી પૂરતા થોડાક વાળ સિવાયના બાકીના વાળ વાળંદ ઉતારી નાખે. આ બાકી રહેલા વાળને શિખા અથવા ચોટલી કહે છે.

**ત્રીજે દિવસે—**

આ દિવસે જનોઇ આપવાની ક્રિયા થાય. માબાપ તથા બ્રાહ્મણ જ્ઞાતિના ગોર જેને શુકલ કહે છે તે બાળકને પછેડી ઓઢાડીને ગાયત્રીનો મંત્ર બોલીને જનોઇ પહેરાવે.

**ચોથે દિવસે—**

બડવો દોડાવવાની ક્રિયા થાય. બાળકને તેના મામા કપડાં પહેરાવે અને બધાં વાજતે ગાજતે ભાગોળે જાય. આ વખતે આ બાળકને બડવો કહેવાય. ત્યાં ગોર તેની પાસે ગણપતિની પૂજા કરાવે. પાણીના ૭ લોટા જમીન પર ફરે; અને બાળકને આ લોટા ઓળંગવાની આજ્ઞા કરે આનો અર્થ એમ થાય કે બાળક સાત સમુદ્ર એ ળંગોને પણ ભણવા જાય છે. પછી બાળક ગમે તે દિશાએ જ્ઞાન મેળવવા દોડે. દોડતા બાળકને તેના મામા પકડીને પાછો ઘેર લાવે. બધાં વાજતે ગાજતે ઘેર જાય. ઘેર તેની મા બાળકને વધાવી લે.

સગાં પોતાની સંપત પ્રમાણે ચાંલ્લો કરે. બાળકના વાલી સગાંને પહેરામણી કરે; એટલે કે અમુક રૂપિયા આપે.

બપોરે બધાંને ખીચડીનુ જમણ આપે અને સાંજે લાડવાનુ જમણ આપે.

ખર્ચ—અત્યારે ૫૦૦ થી ૧૦૦૦ રૂા.

દરેક જ્ઞાતિમાં લગ્નના મુખ્યત્વે નીચે પ્રમાણે રિવાજો છે:

**લગ્ન**

**(અ) ચાંલ્લા:**—૫ મહિનાથી માંડીને ૧૩ થી ૧૪ વર્ષ સુધીમા બાળકના ચાંલ્લા કરી નાંખે; એટલે ભવિષ્યમાં થનારાં પતિપત્નીનો સંબંધ તેમના માબાપ નક્કી કરી રાખે. આ પ્રમાણે બંને પક્ષો વચનથી બંધાયેલા હોવાથી કોઈ પણ કારણસર આ ચાંલ્લા ફોક કરતા નથી. નાની ઉમરમાં ચાંલ્લા કરી નાંખ્યા પછી માંદગીને કારણે કે બીજા કોઈ કારણે કન્યા કે વરને ખોડખાંપણ આવે તોપણ ચલાવી લેવાય છે. કન્યાનો બાપ વરના હાથમાં શ્રીફળ મૂકે. રૂપિયો આપે અને તેના કપાળે કંકુનો ચાંલ્લો કરે. આટલી વિધિ કરે એટલે ચાંલ્લા જાહેર થાય.

વર કે કન્યાની પસંદગી મુખ્યત્વે તો જ્ઞાતિનો ગોર કરી આવે છે. વર કે કન્યાના કુટુંબના મુખ્ય માણસોને પણ કેટલીક વાર વર કે કન્યા વિશેની કાંઇજ માહિતી લગ્ન પહેલાં હોતી નથી. પસંદગી વખતે વર કરતાં વરના ઘરને વધુ મહત્ત્વ અપાય છે. બાકીનું કન્યાના નસીબને આધારે છોડી દેવાય છે.

**(બ) લગ્ન**:-એમાં નીચે પ્રમાણે રિવાજો છે:

(૧) ઉકરડી ઘાલવી :—જે દિવસે લગ્ન હોય તેના આગલા દિવસે ઉકરડી ઘાલે; એટલે ફળીના નાકે એક નાનો ખાડો ખોદીને તેમાં બે છાણાં, પૈસો, સોપારી અને લોખંડનો મોટો ખીલો (ખૂંટો) મૂકે. ગમે તે એક સ્ત્રી આ ખાડાની કંકુ, ચોખા વડે પૂજા કરે. ઢેઢમાં આ રિવાજ નથી.

(૨) માંડવા મુહૂર્ત :—લગ્ન હોય તે દિવસે સવારે કે તેના ત્રણ દિવસ અગાઉ આ ક્રિયા કરવામાં આવે છે. બ્રાહ્મણે કાઢી આપેલા મુહૂર્ત પ્રમાણે ઘરના આંગણે એક ખાડો ખોદે, તેમાં પૈસો અને સોપારી મૂકે, તેના ઉપર શમીના ઝાડનો એક ટુકડો જેના ઉપર પીપળાનાં પાંચ પાન નાડાછડીથી બાંધેલાં હોય તે ખાડામાં મૂકે. આને શમીના ઝાડની થાંભલી કહે છે અને આ થાંભલી પાંચ માણસો રોપે છે. બ્રાહ્મણ આ થાંભલીની પૂજા વર કે કન્યાના માબાપ પાસે કરાવે છે. ઘણીખરી જ્ઞાતિમાં આ પ્રસંગે ગોળ વહેંચવાનો રિવાજ છે.

(૩) ગણેશ માટલી :—ઓઝાને ત્યાંથી માટલી લાવીને અને ૧। શેર મીઠું લાવીને ગણપતિના ચિત્રને ભીંત પર ચીતરે. આને ગણેશ માંડયા એમ કહે છે. ગણેશ માંડવાની ક્રિયા મોટા ભાગની જ્ઞાતિમાં છે. કેટલીક જ્ઞાતિમાં સ્ત્રીઓ ગાતી ગાતી ઓઝાને ત્યાંથી માટલી લાવે છે. આને ગણેશ-માટલી લાવ્યા એમ કહે છે. આ ક્રિયા માંડવામુહૂર્ત કર્યું હોય તે જ દિવસે કરવામાં આવે છે.

ગણેશ માટલીનો રિવાજ કુંભાર, બારૈયા, વાળંદ, ઢેઢ અને રાવળ જ્ઞાતિમાં નથી.

(૪) ગ્રહશાંતિ:—

લગ્ન હોય તે દિવસે કે તેના બે ત્રણ દિવસ અગાઉ ગ્રહશાંતિની ક્રિયા થાય. માંડવામુહૂર્ત કર્યા પછી જ આ ક્રિયા થઈ શકે. ઘરને આંગણે માટીની નાના ચોરસ ઓટલી બનાવે. તેના ચાર ખૂણે અને એક વચ્ચે એમ પાંચ ગૂંજેડા એટલે માટીના નાના આકાર મૂકે. ઓટલી ઉપર લાકડાં ગોઠવીને અગ્નિ પ્રકટાવે. તેમાં ઘી, નાળિયેર, અબિલ, ડાંગર, જવ, તલ, ગુલાલ વગેરે હોમે, અને બ્રાહ્મણ વર કે કન્યાનાં માબાપ અથવા ભાઈ ભોજાઈ, પાસે આ અગ્નિની પૂજા કરાવે અને નવે ગ્રહોના મંત્રો બોલી ગ્રહોથી થવાની નડતરની શાંતિ કરાવે. બ્રાહ્મણ જે યુગલ ગ્રહશાંતિ કરવા બેઠું હોય તેના છેડા બાંધે.

ઢેઢમાં ગ્રહશાંતિનો રિવાજ નથી.

પાટીદાર, રજપૂતમાં આ વખતે ખારેક વહેંચવાનો રિવાજ છે.

**(૫) વરત્ર ભરવી અથવા ગોતરડો ભરવો :—**

કુટુંબની સ્ત્રીઓ ગીતો ગાતી ગાતી ઓઝાને ત્યાંથી ૭ માટલી લાવે. વર કે કન્યાની નિકટનાં સગપણવાળી સ્ત્રી બે ટોચકી અને તેના ઉપર એક નાળિયેર મૂકીને લાવે. આને ગોતરડો કહે. ઘેર આવે ત્યારે બ્રાહ્મણ દરેકને માથેથી માટલાં ઉતારી લે. જે સ્ત્રીએ ગોતરડો લીધો હોય તેને ૨ થી ૨૫ રૂા. સુધીની રકમ મળે.

ઉપર પ્રમાણેની ક્રિયાઓ બંને પક્ષોવાળા કરે. આ પછી વરની જાન નીકળે. તે પહેલાં—

**(૬) વરને પીઠી ચોળવી :—**

મગની દાળનો લોટ અને પીઠી(હળદર) ભેગી કરીને તેની પીઠે ચોળે અને પછી નવડાવે. વરને તેના મામાને ત્યાંથી આવેલાં લૂગડાંમાં અને મામાને ત્યાંથી આપવાનો રિવાજ ન હોય તો તેને માટે તૈયાર કરાવેલાં લૂગડાંમાં સજ્જ કરે.

**(૭) પૈડું શેકવું (શાંતિ કરવી) :—**

વરપક્ષ તરફથી જાન નીકળે ત્યારે જે ગાડામાં વર બેસવાનો હોય તેને માફો કહે છે. વર સહીસલામત પહોંચે એટલે વરની મા રથ કે માફાના પૈડાની પૂજા કરે; અને તેની પાસે શ્રીફળ વધેરે. દેઠમગીમાં આ રિવાજ નથી.

પાટીદાર, વાળંદ, રજપૂત, દેઠની જાનમાં સ્ત્રીઓથી ન આવી શકાય એવો રિવાજ છે.

**(૮) સામૈયું :—**

સમીસાંજે જાન કન્યાપક્ષના ગામે આવી પહોંચે. કન્યાનાં સગાં-વહાલાં વાજતે ગાજતે વરપક્ષનાં માણસોને મળવા જાય; રામ રામ કરે એટલે તેમનું સ્વાગત કરે. પછી જાનને ધર્મશાળામાં, અને રાવળમાં ગામની ભાગોળે ઉતારો આપે. સામૈયું કરવા જાય ત્યારે વાળંદ, ભંગી, રાવળ વગેરે વસવાયાંને ૭ પૈસા કે ૭ સોપારી આપે છે.

**(૯) કલેવો ખવડાવવો :—**

કન્યાપક્ષનો વાળંદ મીઠાઈ અથવા સુખડી અથવા કાચા લોટમાં ઘી નાંખીને વરને ખવડાવવા જાય. વરના મોં આગળ ધરે, પણ એવો રિવાજ છે કે વર આ ખાય નહિ રાવળમાં વરપક્ષ કન્યાપક્ષને આ વખતે ૧ા શેર સોપારી અને ૭ પૈસા આપે છે.

**(૧૦) જાન જમવા જાય :—**

કન્યાપક્ષવાળા જાનમાં આવેલા માણસોને અને પોતાનાં સગાં તેમજ મહોલ્લાવાળાને જમાડે.

(૧૧) વર ચડાવો :—

જાન જમી રહે એટલે જ્યાં ઉતારો આપ્યો હોય ત્યાંથી સ્ત્રીઓ ગીતો ગાતી ગાતી, વરના હાથમાં નાળિયેર હોય, ઢોલી ઢોલ વગાડતો હોય, એ પ્રમાણે વાજતે ગાજતે કન્યાને આંગણે આવે. ત્યાં આવે એટલે વરની સાસુ વરનું સ્વાગત કરે, કંકુનો ચાંલ્લો કરે, ને એક રૂપિયો આપે. ગોર સાસુ પાસે વરની પૂજા કરાવે. આ વખતે સાસુ અને વરની વચ્ચે આડો પડદો રાખવાનો રિવાજ છે. પછી વર પગ વડે બટેરું ભાંગીને ઘરમાં આવે. આ બે બટેરાં સામસામા નાડાછડીથી બાંધેલાં હોય છે અને અંદર દહીં અને કપાશિયા ભરેલા હોય છે.

(૧૨) માંહ્યરામાં બેસાડવું :—

સાડી, ભરત ભરેલા કકડા વગેરેથી શણગારેલા માંહ્યરામાં વરના મામા અને જ્ઞાતિનો વાળંદ વરને બેસાડે. કુંભારમાં વરની સાસુ વરને ઊંચકીને માંહ્યરામાં બેસાડે. આ માંહ્યરામાં વર અને કન્યા માટે સામસામા બાજોઠ મૂકેલા હોય. કન્યાનાં મા, બાપ અને ગોર માટે પાટલા મૂકેલા હોય. માંહ્યરું ચાર વળીના ટેકણ ઉપર ચંદરવો નાંખીને બનાવેલું હોય છે. તેની વચ્ચે માટીની ચોરસ ઓટલી ઉપર અગ્નિ પ્રગટાવેલો હોય છે. તે અગ્નિની પૂજા ગોર મંત્રો બોલીને વર, કન્યા અને કન્યાના માબાપ પાસે કરાવે છે.

(૧૩) છોકરીને પીઠી ચોળવાની ક્રિયા :—

વર આંગણે આવે તે પહેલાં છોકરીને પણ મગની દાળના લોટમાં ભેળવેલી પીઠી ચોળીને નવડાવીને સાસરેથી કે મામાને ત્યાંથી આવેલા દાગીના, પાનેતર, દાંતની ચૂડી, માથે મૂકવાના મોડથી શણગારીને તૈયાર રાખવામાં આવે છે.

(૧૪) કન્યા પધરામણી :—

કન્યાને માંડવામાં અથવા માંહ્યરામાં પધરાવે તે પહેલાં ગોર નવ વખત "સાવધાન" શબ્દ બોલે. એનો અર્થ એમ થાય છે કે આટલા સમયમાં જો વરને પરણવાની ઇચ્છા ન હોય તો માંડવામાંથી ઊઠીને ચાલવા માંડે. પછી જો હસ્તમેળાપ થશે તો લગ્નબંધનમાં જકડાવું પડશે અને પછી એનાથી છુટાશે નહિ શણગારેલી કન્યાને તેના મામા વરની સામે મૂકેલા બાજોઠ ઉપર બેસાડે છે.

(૧૫) હસ્તમેળાપ :—

વરકન્યાની વચ્ચે આડો પડદો સફેદ અંતરપટ તરીકે રાખીને, ગોર મંત્રો વગેરે બોલીને હાથમાં કંકુ મૂકીને એકબીજાના જમણા હાથ

ભેગા કરી આપે. અને એક જ નાડાછડી જેને વરમાળા કહે છે તે બંનેના ગળામાં પહેરાવે.

(૧૬) મંગળ ફેરા :—

હસ્તમેળાપ કરાવ્યા પછી ગોર માંડવાની વચ્ચે રહેલા અગ્નિની ચાર વખત પ્રદક્ષિણા કરાવે. બે ફેરા વખતે વર આગળ અને બે ફેરા વખતે કન્યા આગળ હોય છે. પાટીદાર, રજપૂત અને બારૈયામાં પાંચ ફેરા ફેરવવાનો રિવાજ છે.

ચોથા ફેરા વખતે કન્યાનો ભાઈ તેના બનેવીનો અંગૂઠો દબાવે છે. આ વખતે વર તેને એક બે, કે પાંચ રૂપિયા ( શક્તિ પ્રમાણે ) આપે છે.

રબારી, બારૈયા, ઢેઢ અને ભંગીમાં અંગૂઠો દબાવવાનો રિવાજ નથી.

(૧૭) કંસાર જમણ :—

કાચા ઘઉંના લોટમાં ઘી ગોળ અથવા ખાંડ નાંખીને વરની સાસુ કંસાર બનાવે. વર કન્યા એક બીજાને આ કંસાર જમાડવાનો પ્રયત્ન કરે.

કુંભારમાં સાસુ જમાઈને કંસાર જમાડે છે.

રજપૂતમાં વરકન્યા એકમેકને અને સાસુ પોતાના જમાઈને કંસાર જમાડે છે.

બ્રાહ્મણમાં કાચા લોટને બદલે રાંધેલો ભાત જેને કંસાર જ કહે છે તે વરકન્યા એકબીજાને જમાડે છે. આ ક્રિયાને તેમનામાં ‘ ચરભક્ષ ” કહે છે.

(૧૮) સાસુનો છેડો :—

જમાઈ સાસુનો છેડો પકડે. બદલામાં સાસુ ગાય, ભેંસ કે દાગીના જેવા કે વીંટી અથવા બેથી પાંચ રૂપિયા જમાઈને આપે.

(૧૯) ગણેશને પગે લાગે :—

લગ્ન પતી જાય એટલે વરકન્યા કન્યાને ઘેર માંડેલા ગણેશને અને વડીલોને પગે લાગે.

(૨૦) કન્યાને પહેરામણી :—

જાન વિદાય થાય ત્યારે કન્યાને તેના માબાપ તરફથી લૂગડાં, દાગીના વાસણો વગેરે નાતના રિવાજ પ્રમાણે ઓછામાં ઓછું અને માબાપની શક્તિ હોય તો થોડું વધારે આપવાનો રિવાજ છે.

(૨૧) પૈડું શીંકવું :—

જાન વિદાય થાય ત્યારે વરકન્યા બેઠા હોય તે ગાડીના પૈડાની પૂજા કરવાનો રિવાજ છે. માત્ર ઢેઢભંગીમાં તે નથી, કારણ કે એમને ત્યાં જાન ચાલતી આવે છે અને ગાડાનો વપરાશ ભાગ્યેજ હોય છે.

**(૨૨) વરને ત્યાં બંનેનું સ્વાગત :—**

કન્યાની સાસુ બંનેની પૂજા કરે. આને પોંખવું કહે છે. ત્યારે કન્યાને તેની સાસુ પાંચથી પચીસ રૂપિયા સુધીનું ઘરેણું આપે છે. પછી બંનેને પોતાને ઘેર માંડેલા ગણેશને પગે લગાડે છે.

**(૨૩) એકીબેકીની રમત :—**

પછી ગોર એક પાણી ભરેલી થાળીમાં ૭ સોપારી, ૭ પૈસા, ૧ વીંટી અને ૧ રૂપિયો નાખે છે. કન્યા અને વર વારાફરતી પોતાની મુઠ્ઠીમાં પાણીમાં રહેલી સોપારી ઉપાડે છે. કન્યાના હાથમાં એકી નંબરની સોપારી છે કે બેકી નંબરની તે વર કહી આપે. એ પ્રમાણે કન્યા કરે. ત્રણ વાર આ રમત રમાય. જેનું વધારે વાર સાચું પડે તેનું ઘરમાં વધારે વર્ચસ્વ એમ કહેવાય છે.

રાવળ, દેઢ, ભંગીમાં આ રિવાજ નથી.

**(૨૪) મીંઢળ છોડવાની રમત :—**

વારાફરતી વરકન્યા ત્રણવાર એકબીજાના હાથે બાંધેલા મીંઢળને છોડે. જે સહેલાઈથી છોડી શકે તેનું ઘરમાં વર્ચસ્વ વધારે એમ કહેવાય છે.

આ રિવાજ પણ દેઢભંગીમાં નથી.

(૨૫) પાંચ કે પંદર દિવસ રહીને ( ખૂબ નાની હોય તો બીજે જ દિવસે ) કન્યા પોતાના પિયેર પાછી આવે છે. તેની સાથે આવેલા તેના ભાઈને કે બહેનને જેને અણવર કહેવામાં આવે છે તેમને તેના સાસરા તરફથી એકથી પાંચ રૂપિયા સુધીની રકમ મળે છે.

**(૨૬) પહેલું આણું :—**

કન્યા ઉમરલાયક થાય પછી તરતમાં આવતી દિવાળી કે દશેરાને દિવસે તેને સાસરેથી તેડવા આવે. તેમને જમાડી કરીને કન્યાપક્ષ કન્યાને લૂગડાં વગેરે આપીને સાસરે વિદાય કરે.

**(૨૭) પહેરામણી :—**

વર કે કન્યાના બાપ લગ્નસમયે પોતાનાં સગાં અને વેવાઈનાં ઘરનાંને કાંઈક રકમ આપે છે.

## લગ્ન વખતે કન્યાને મળતી જુદી જુદી વસ્તુઓની યાદી

કોઠા નં. ૫૨

| જ્ઞાતિ | તેના મામા પાસેથી મળતી વસ્તુઓ | તેના સાસરેથી મળતી વસ્તુઓ (દેજ) | તેના માબાપ પાસેથી મળતી વસ્તુઓ |
|---|---|---|---|
| પાટીદાર | શક્તિ પ્રમાણે મામા રૂપિયા આપે | ૧. એક જોડ લૂગડાં<br>૨. ૫૦૦ થી ૧૦૦૦ રૂ. ના દાગીના<br>૩. સાસરાના કુટુંબીઓ સગાઈની નિકટતા પ્રમાણે કન્યાને વાસણો આપે અને તેની સાસુ ૫ થી ૨૫ રૂ. ના દાગીના આપે. | કન્યાને વળાવતી વખતેઃ<br>૧. ૫, ૭, કે ૧૩ જોડી કપડાં<br>૨. કાનની વાળીઓ, બુટ્ટી, પગનાં સાંકળાં, હાથનું કડુ, બંગડી, વીંટી.<br>જેની શક્તિ ઓછી હોય હોય તે કડું અને વીંટી સિવાયની બાકીની વસ્તુઓ કરાવે<br>૩. ત્રાંબાનો દેગડો, ગોળી, બુઝારું, બેડું, કાંસાની થાળી અને વાડકી, ૧૧ શેર તેલ, કાંસકી, મેશની ડબ્બી |
| બ્રાહ્મણ | ૧. પાનેતર<br>૨. હાથી-દાંતની ચૂડી<br>૩. જોડ લૂગડાં | ૧. ધાટડી. ૨. મોડ<br>૩. ચંપલ અથવા મોજડી<br>૪. એક જોડ રેશમી લૂગડાં<br>૫. હાથનું કડું<br>૬. ગળાનો હાર<br>૭. પગનાં સાંકળાં | ૧. બેડું, બુઝારું, કથરોટ, કાસાનો વાડકો<br>૨. માંણમાટલું:—<br>પિત્તળની, ત્રાંબાની કે માટીની માટલીમાં ચોખા, પાપડ, સોપારી, ૧૧ રૂ. અને રેશમી કકડો<br>૩. રામણ દીવો, માંચી, બાજઠ, પાટલો |
| રજપૂત | ૧. પાનેતર<br>૨. સાદી મઢ્યા વગરની દાંતની ચૂડી<br>૩. કંકણ | ૧. (નક્કી કર્યા પ્રમાણે) ચારથી પાંચ દાગીના<br>૨. જોડ લૂગડાં<br>૩. પગની સપાટ | ૧. જાન વિદાય થાય ત્યારે પાંચ જોડ લૂગડાં<br>૨. એક બેડું, બુઝારું, તાસ, કથરોટ, ખાલી વાડકો, કળશો, પવાલું વગેરે દરરોજની વપરાશનાં વાસણો<br>૩. પહેલા આણા વખતે પાંચ જોડ લૂગડાં |

| | | | |
|---|---|---|---|
| કુંભાર | ૧. જોડ લૂગડાં<br>૨. માથે મૂકવાનો માંડ<br>૩. દાંતની સાદી ચૂડી | ૧. હાંસડી<br>૨. સાંકળી<br>૩. પગનાં રૂપાનાં કલ્લાં | ૧. પાંચ જોડ લૂગડાં<br>૨. ૧૦ રૂપિયા<br>૩. લોળિયું અને નાકની સોનાની ચૂની<br>૪. પહેલે આણે પાંચ જોડ લૂગડાં અને થોડાક પૈસા. |
| બારૈયા | ... | ૧. એક જોડ લૂગડાં<br>૨. સોનાની હાંસડી<br>૩. હાથનું કડું<br>૪ પગના છડા | ૧. વિદાય કરતી વખતે બે જોડ લૂગડાં<br>૨. પહેલે આણે બે જોડ લૂગડાં |
| રબારી | ૧. પાનેતર<br>૨. હાથી-દાંતનો ચૂડો | ૧. એક જોડ લૂગડાં<br>૨. ૨૫ થી ૫૦ રૂ. ની રકમની જણસ સાસુ આપે. | ૧. બે જોડ લૂગડાં<br>૨. બેડું, બુઝારું, લોટો, થાળી, તાંસળી |
| વાળંદ | ૧. એકજોડ લૂગડાં<br>૨. હાથી-દાંતનો ચૂડો<br>૩. સ્થિતિ પ્રમાણેનો ચાંલ્લો | ૧. પગના છડા<br>૨. હાથનું કડું<br>૩. ગળામાં રામ-પગલું | ૧. થાળી, વાડકી, બેડું<br>૨. માંલ્યમાટલું<br>૩. કન્યાને બાળક ન થાય ત્યાંસુધી, અથવા પરણ્યા પછી બે વર્ષ સુધી કપડાં |
| ઢેઢ | ૧. એકજોડ લૂગડાં<br>૨. હાથની ચૂડીઓ<br>૩. ચંપલ | ૧. પાંચ કે દસ રૂ. નો દાગીનો | પહેલા આણા વખતે<br>૧. એક જોડ લૂગડાં<br>૨. ચાંદીની હાંસડી, દાંતની ચૂડીઓ, ચાંદીનાં લોળિયાં, પગનાં સાંકળાં, નાકની સોનાની ચૂની. લગ્ન પછી વિદાય વખતે કાંઈ આપવાનો રિવાજ નથી. |
| ભંગી | રિવાજ નથી | રિવાજ નથી | પહેલા આણા વખત એક જોડ લૂગડાં |
| રાવળ | એક જોડ લૂગડાં | ૧. જોડ લૂગડાં<br>૨. દાંતની ચૂડીઓ<br>૩. ૧૫ તોલા ચાંદીનાં હાથનાં કડાં<br>૪. સાસુ તરફથી એક રૂપિયો | વિદાય વખતે કાંઈ આપવાનો રિવાજ નથી.<br>પહેલે આણે એકજોડ લૂગડાં |

## જુદી જુદી જ્ઞાતિઓમાં થતા વિશિષ્ટ રિવાજો પરની નોંધ

**પાટીદાર**

૧. લગ્નના થોડા દિવસ અગાઉ માટલી મોકલવાનો રિવાજ છે. કન્યાપક્ષ તરફથી વરપક્ષ તરફ મોકલવામાં આવે જેથી નજદીકના ભાવિમાં લગ્ન છે તેનું કહેણુ મોકલ્યું તેમ કહેવાય. ત્રાંબાના ઘડામાં ૧૦ શેર મગજ, સવા પાંચ શેર સાકર અને સવા પાંચ રૂપિયા મૂકે, તે ઘડા ઉપર કાંસાની તાંસળી ઢાંકે અને તેના ઉપર સવા વાર રેશમી કાપડનો કકડો બાંધીને માટલી વેવાઈને ત્યાં મોકલી આપવાનો રિવાજ છે.

૨. માબાપ પાસેથી મળેલી વસ્તુઓ પર કન્યાનો હક્ક રહે. તેના સાસરેથી મળેલી વસ્તુઓ પર તેનો હક્ક રહેતો નથી. જો તે કન્યા મરી જાય કે તેનો વર મરી જાય તો તેના સાસરાવાળા આપેલી બધી વસ્તુઓ પાછી લઈ લે.

૩. લગ્નગીતોમાં ગાળો વધારે હોય છે.

**બ્રાહ્મણ**

૧. વરપક્ષવાળા ત્રણ દિવસ અગાઉ લગ્નમાં આવેલા મેમાનોને ગોળ વહેંચે.

૨ કન્યાપક્ષવાળા જાનમાં આવેલા દરેક બળદને એક નાળ ઘી, ગોળ અને ડાંગર ખવડાવે.

૩. સામૈયું કરવાની રીત :—કુંવારી કન્યાને માથે ત્રાંબાનું ગાગરબેડિયું મૂકવામાં આવે. તેમાં ગોળનું થોડું પાણી હોય અને ઉપર શ્રીફળ હોય. વાળંદ વરને એ પાણી આપે અને વરનો બાપ ગાગરબેડિયું લીધેલી કન્યાને એક વાર સાટિનનું કપડું આપે.

૪. કન્યાના પિતા જાનમાં આવેલા માણસોને સગાઈની નિકટતા પ્રમાણે પાંચ, બે કે એક રૂપિયો આપે.

૫. પેઠણુ :—વરનો બાપ કન્યાના બાપને ૧૦૦ રૂ. પેઠણના આપે. જો તે માણસ ૧૦૦ રૂ. ન લે તો તેણે "કંકુને કન્યા" કરી એમ કહેવાય, અને પરિણામે વરના બાપને એક નાત જમાડવી પડે. આ ખાસ નાતને "વરોઠી" કહે છે.

| | |
|---|---|
| રજપૂત | ૧. ગીતોમાં ગાળો વિશેષ હોય છે. |
| | ૨. બે ત્રણ ઘરો સિવાયનાં ઘરોમાં કન્યાવિક્રયનો રિવાજ છે. કન્યાનો બાપ વર તરફથી ઓછામાં ઓછા ૪૦૦-૫૦૦ રૂપિયા લે છે. |
| | ૩. સગપણ થયા પછી હોળી કે ગોરવટાણે કન્યાને સાસરેથી સવાપાંચ શેર મિઠાઈ, માટલી, ઓઢણી, હાથનું કડું, પગના તોડા આવે. મોટી ઉમરની છોકરી હોય તો ઓઢણીને બદલે સાલ્લો આવે. |
| કુંભાર | ૧. ખૂબ નાનપણમાં સગપણ કરવામાં આવે છે. કેટલીક વાર તો બાળકનો જન્મ ન થયો હોય તે પહેલાં સગાઇ કરી મૂકે. બંને પક્ષે છોકરી કે છોકરા હોય તો સગાઈ ફોક ગણાય. અત્યારે પણ પાંચ કે છ મહિનાનાં બાળકોનાં સગપણ થઈ જાય છે. |
| | આ કોમની નોંધપાત્ર બિના એ છે કે ઘણુંખરાં લગ્નોમાં કન્યા વર કરતાં એક થી પાંચ વર્ષ મોટી હોય છે. |
| | ૨. આ કોમમાં કન્યા અને વરને બે વાર પીઠી ચોળવાનો રિવાજ છે. જ્યારે ઉકરડી ઘાલે ત્યારે અને જાન ઉઘલાવ-વાની હોય તે પહેલાં વરને અને જાન આવે ત્યારે કન્યાને એમ બે વાર પીઠી ચોળવાનો રિવાજ છે. |
| | ૩. પહેલાં એવો રિવાજ હતો કે છોકરાના બાપને જાનમાં આવેલાં માણસો અને વેવાઈના ઘરનાં માણસોને સગાઈની નિકટતા પ્રમાણે એક રૂપિયાથી માંડીને વધારે રૂપિયા આપવા પડતા હતા. હમણાં આ રિવાજ કાઢી નાખવામાં આવ્યો છે. |
| | ૪. કુંભારની ચાર જાતો છે :-[૧] વરિયા [૨] ગુર્જર [૩] મારુ અને [૪] વટલિયા |
| બારૈયા | ખાસ કંઈ વિશિષ્ટ રિવાજ નથી. |
| રબારી | ૧. સગપણ થયા પછી ૬ કે ૮ મહિના બાદ બંને પક્ષ સામ-સામા વરકન્યા માટે એક જોડ લૂગડાં મોકલાવે. |

| | |
|---|---|
| | ૨. જ્યારે લગ્ન નક્કી કરવાનાં હોય ત્યારે વરપક્ષ તરફથી ગોર પાસે લખાવેલું મુહૂર્ત, લખેલો કાગળ, પાશેર કંકુ, પાશેર કાચું લાલ સુતર અને ૧ રૂપિયો લઈને બે માણસો કન્યાને ત્યાં જાય છે. |
| | ૩. તેમની બે જાત છે : [૧] મારૂ [૨] ગુર્જર |
| વાળંદ | [૧] સાટું :—પૈઠણનો રિવાજ નથી, પણ "અવેજ" અથવા "સાટા" નો રિવાજ છે. કન્યા જે કુટુંબમાં પરણી હોય તે કુટુંબની નિકટની કે દૂરની છોકરીને કન્યાના પિયેરમાં અથવા પિયેરના કુટુંબમાં પરણાવવી પડે. |
| ઢેઢ | ૮ થી ૧૦ વર્ષના બાળકના ચાંલ્લા અથવા સગપણ કર્યા પછી પાંચ કે દસ દિવસમાં લગ્ન કરવામાં આવે છે. બાળ-લગ્નનો કાયદો હોવા છતાંયે જો સરકાર તરફથી પગલાં લેવાય તો દંડ ભરે પણ બાળલગ્ન કર્યા વગર ન રહે. |
| ભંગી | (૧) પરણાવનાર ગોર બ્રાહ્મણ જ્ઞાતિમાંથી ન મળે તો તેમના કુટુંબનો કોઈક જમાઈ કામચલાઉ ગોર બની જાય છે.<br>(૨) વરના પિતા કન્યાના બાપને ૫૧ રૂા. "દેજ" ના આપે. ૫૧ રૂા. માંથી કન્યાનો બાપ લગ્નનો ખર્ચ કાઢે. ખર્ચ અંગે અપાતા રૂપિયાને દેજ અથવા તો પૈઠણ કહે છે. |
| રાવળ | વરના બાપ કન્યાના બાપને દેજના ૧૨ાા રૂા. આપે. |

## કોઠા નં. ૫૩

## લગ્ન સમયે વરને મળતી વસ્તુઓની યાદી

| જ્ઞાતે | મામા પાસેથી મળતી વસ્તુઓ | સાસરેથી મળતી વસ્તુઓ |
|---|---|---|
| પાટીદાર | રિવાજ નથી | એક રૂપિયો, વીંટી, ભેંસ અથવા બીજું કાંઈ ઢોર |
| બ્રાહ્મણ | રિવાજ નથી | જનોઈ જોટો, પાઘડી, ધોતિયું |
| રજપૂત | રિવાજ નથી | માથાનો ફેંટો |
| બારૈયા | રિવાજ નથી | બે રૂપિયા |
| રબારી | રિવાજ નથી | સગપણ થયા પછી એક જોડ લૂગડાં |
| કુંભાર | એક જોડ લૂગડાં બે રૂપિયા ચાંલ્લો | એક રૂપિયો અને પરણી રહ્યા પછી વર સાસુનો છેડો પકડે ત્યારે એકથી પાંચ રૂપિયા. પહેલે આણે એક રૂપિયો અને એક થેપાડું |
| વાળંદ | રિવાજ નથી | રિવાજ નથી |

| | | |
|---|---|---|
| ઢેઢ | ટોપી, જોડા, એક જોડ લૂગડાં | ૧ રૂપિયો |
| ભંગી | રિવાજ નથી | રિવાજ નથી |
| રાવળ | ટોપી, એક જોડ લૂગડાં | રિવાજ નથી |

લેઉવા પાટીદાર, બ્રાહ્મણ અને વાળંદ જ્ઞાતિમાં ફારગતી આપવાનો રિવાજ નથી. બાકીની બધી જ્ઞાતિઓમાં ફારગતી આપવાનો રિવાજ છે.

જ્યારે પતિપત્નીને બનતું ન હોય ત્યારે તેઓ નાતના પંચને બોલાવે. જેટલાં ગામોમાં બેટીવ્યવહાર કરવાનું નક્કી થયું હોય તેટલાં ગામોમાંથી ગામદીઠ બે માણુસો (કોઇક જ વાર ત્રણ) આવે.

**ફારગતી** ધારો કે ૧૨ ગામનો એકડો બંધાયો હોય તો ૨૪ અથવા ૨૫ માણુસો આવે. ૨૪ માણુસોના સમૂહને તે જ્ઞાતિનું "પંચ" કહેવામાં આવે છે.

ફારગતીનું નક્કી થાય તે દરમ્યાન તે ગામમાં પંચને રહેવા ખાવાનો જે ખર્ચ થયો હોય તે પેલી સ્ત્રીનો પતિ (જો પતિનો વાંક મુખ્ય હોય તો) અથવા તો તે સ્ત્રીનો બાપ (જો સ્ત્રીનો વાંક વધારે હોય તો) આપે. ખર્ચ બાપે આપ્યો હોય તો તે સ્ત્રી જો ફરીવાર બીજાની સાથે પરણે તો તેના બીજી વારના પતિ પાસેથી થયેલો ખર્ચ વસૂલ કરી લે છે.

ઘણુંખરું જે ગામમાં એ યુગલ રહેતું હોય તે ગામમાં જ પંચ નિર્ણય કરવા બેસે. માત્ર ઢેઢમાં વિચિત્ર રિવાજ છે.

આ જ્ઞાતિમાં નીચે પ્રમાણે રિવાજ છે :—

જો પતિપત્ની જુદા જુદા રાજ્યના ગામડાનાં વતની હોય તો જ્યાં આગળ એ બે રાજ્યોના ગામની સીમો મળતી હોય ત્યાં જ પંચ નિર્ણય કરવા બેસે. સ્ત્રીનો બાપ આ વખતે પંચને બધું મળીને ૨૦ રૂા. આપે એવો રિવાજ છે. બંને રાજ્યોના પંચ દસ દસ રૂપિયા લઈને અંદર અંદર વહેંચણી કરી લે.

જો છૂટાછેડા લીધેલી સ્ત્રી બીજે પરણુવા માંગતી હોય તો તેના બાપે અથવા તે જેની સાથે પરણે તે માણુસે તે સ્ત્રીના પહેલી વારના પતિને નિયત કરેલી રકમ આપવી પડે. આ રીતે ફરી કરેલા

**નાતરું** લગ્નને નાતરું કહે છે.

જે સ્ત્રી નાતરે જવા માંગતી હોય તે માથે બે લોટા લઈ જેની સાથે પરણુવા માંગતી હોય તેને ત્યાં જાય. તે પુરુષ એ લોટા ઉતારી લે. આમ નાતરાની વિધિ પૂરી થાય.

રજપૂતમાં નાતરાનો અમલ વધારે છે. બારૈયામાં ઓછો છે. બારૈયા કોમમાં તો બને ત્યાંસુધી ફારગતી આપે જ નહિ. આથી ફારગતી ઇચ્છનાર

માણસ શરમમાં ને શરમમાં રહે અને ફરી પરણી ન શકે. કાયદેસર ફારગતી આપી હોય તો નવું જોડું માથું ટટ્ટાર રાખીને ચાલે એ અદેખા મૂળ પતિથી કે તેના કુટુંબીઓથી કેમ ખમાય ?

નાતરું કરનાર સ્ત્રી પોતાના નાના બાળકને પોતાની સાથે લઈ જાય; પણ મોટું થાય ત્યારે તો તેના મૂળ બાપને ત્યાં જ તેના વારસદાર તરીકે રહે. બાળક મોટું હોય તો તો પોતાના સગા બાપને ત્યાં જ રહે અને મા સાથે બીજે ઘેર ન જાય.

બ્રાહ્મણ સિવાયની બધી જ્ઞાતિમાં પુનર્લગ્ન કરવાનો રિવાજ છે. પુનર્લગ્નનો સાચો અર્થ તો ફરી વારનાં લગ્ન. પરંતુ ગેરસમજ ન થાય માટે પતિની હયાતીમાં થતા પત્નીના બીજી વારના લગ્નને નાતરું કહે છે, અને પતિની હયાતી બાદ થતા પત્નીના બીજી વારના લગ્નને પુનર્લગ્નનું નામ આપ્યું છે.

**પુનર્લગ્ન**

પતિના મૃત્યુ બાદ પોતાના આર્થિક સંજોગોને વશ થઈને અથવા નાની ઉમરમાં વિધવા થવાથી અથવા એક પણ બાળક ન હોય વગેરે કારણોસર પત્ની ફરીથી પોતાની જ નાતના બીજા કોઈ માણસ સાથે લગ્ન કરી લે છે. આની વિધિ ઘણી ટૂંકી છે. પરણનાર પુરુષ વિધવા સ્ત્રીના માબાપને ત્યાં પોતાનાં સગાંને લઈને જાય. ત્યાં આગળ ગોર એક માટલીમાં દીવો મૂકે. આ દીવો બંને સ્ત્રીપુરુષ વારાફરતી જુએ, પછી બ્રાહ્મણ બંનેને હાથે નાડાછડી બાંધે. આમ પુનર્લગ્નની વિધિ પતી જાય. આ વખતે પુનર્લગ્ન કરનાર વિધવા સ્ત્રીનાં માબાપ પોતાની ઇચ્છા પ્રમાણે પોતાની દીકરી સાથે વિધવાલગ્ન કરનાર માણસ પાસેથી ૨૦૦ થી ૨૦૦૦ રૂપિયા સુધીની રકમ લે છે. કોઈક જ વાર માબાપ પૈસા લીધા વગર દીકરીને ફરીથી પરણાવે છે.

જે જ્ઞાતિઓમાં પુનર્લગ્નનો રિવાજ છે તેમાં દિયરવટાનો રિવાજ પણ છે. દિયરવટું એટલે પોતાના દિયર સાથે પુનર્લગ્ન.

ફારગતી અને પુનર્લગ્નનું પ્રમાણ ઢેઢ અને રાવળમાં વધારે છે.

હિન્દુ કાયદા પ્રમાણેનું લગ્ન હોવાને કારણે એક પર બીજી પત્ની કરવાનો વાંધો કોઈ કામ લેતી નથી, પણ બ્રહ્મણોમાં ઊંચી જ્ઞાતિને કારણે અને કન્યાઓની અછતને કારણે આવા પ્રસંગો બનતા નથી. બાકીની જ્ઞાતિઓમાં પણ પુરુષ જો પોતાને ત્યાં બાળકો ન હોય તો જ ફરી પરણવાનો વિચાર રાખે છે. કોઈક જ વાર પત્ની કદરૂપી હોય તો બીજી પત્ની લાવવાના પ્રસંગ બને છે.

**અનેક-પત્નીત્વ**

હાલ તો એક જ માણસને [રજપૂત] ત્યાં બે પત્ની છે.

કોઠા નં. ૫૪

## નીચેના કોઠો જુદી જુદી જ્ઞાતિઓની લગ્ન, પુનર્લગ્ન, તેમજ ફારગતી અંગેની અગત્યની માહિતી પૂરી પાડે છે.

| જ્ઞાતિ | પેટા જ્ઞાતિ | વિવાહ વખતે કન્યાની ઉમર | લગ્ન વખતે કન્યાની ઉમર | કેટલા વર્તુળમાં લગ્ન થાય ? | અનિવાર્ય જમણવાર કેટલા ? | ફારગતીનો રિવાજ છે કે નહિ ? | નાતરાનો રિવાજ અને તેનું દાપું | પુનર્લગ્નનો રિવાજ છે કે નહિ ? તેનું દાપું | લગ્નમાં થતું ખર્ચ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| પાટીદાર | લેઉવા પાટીદાર | ૫ થી ૧૨ વર્ષે | ૧૪થી ૧૫ વર્ષે | ૧૧ ગામમાં | એક જમણ | રિવાજ નથી | રિવાજ નથી | રિવાજ છે. ૮૦૦ થી ૧૨૦૦ રૂા. | ૧૦૦૦ થી ૨૦૦૦ રૂા. |
| પાટીદાર | કડવા પાટીદાર | ૩ થી ૪ વર્ષે | ૧૪થી ૧૫ વર્ષે | ૪૨ ગામમાં | કન્યાપક્ષે બે જમણ વરપક્ષે ત્રણ જમણ | રિવાજ છે | રિવાજ છે. દાપું નથી. | રિવાજ છે. ૧૦૦૦ થી ૨૦૦૦ રૂા. | ૮૦૦ થી ૧૫૦૦ રૂા. |
| બ્રાહ્મણ | ઉનેવાળ | ૫ થી ૯ વર્ષે | ૧૩થી ૧૫ વર્ષે | બધાં ગામમાં | બે જમણ | રિવાજ નથી | રિવાજ નથી | રિવાજ નથી | ૧૦૦૦ થી ૨૦૦૦ રૂા. |
| રજપૂત | પરમાર | ૧૦ થી ૧૨ વર્ષે | ૧૩થી ૧૫ વર્ષે | ૧૨ ગામમાં | એક જમણ | રિવાજ છે | રિવાજ છે. દાપું નથી | રિવાજ છે. દાપું નથી | ૫૦૦ થી ૧૦૦૦ રૂા. |
| કુંભાર | વરિયા | ૫ થી ૬ મહિને | ૧૦થી ૧૨ વર્ષે | ચરોતરના બધાં ગામોમાં | બે જમણ | રિવાજ છે | રિવાજ છે ૨૦૦–૮૦૦ રૂા. | રિવાજ છે. માબાપની ઇચ્છા પ્રમાણે દાપું લે છે | ૪૦૦ થી ૬૦૦ રૂા. |

| જ્ઞાતિ | પેટા જ્ઞાતિ | વિવાહ વખતે કન્યાની ઉમર | લગ્ન વખતે કન્યાની ઉમર | કેટલા વર્તુળમાં લગ્ન થાય? | અનિવાર્ય જમણવાર કેટલા? | ફારગતીનો રિવાજ છે કે નહિ? | નાતરાનો રિવાજ અને તેનું દાપું | પુનર્લગ્નનો રિવાજ છે કે નહિ? તેનું દાપું | લગ્નમાં થતું ખર્ચ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| આહિરેયા | ... | ૧૩થી ૧૪ વર્ષે | ૧૩થી ૧૪ વર્ષે | ૧૨ ગામમાં | અનિવાર્ય નથી | રિવાજ છે | રિવાજ છે જ્ઞાતિનું પંચ નક્કી કરે તે દાપું | રિવાજ છે. માબાપની ઇચ્છા પ્રમાણે દાપું લે છે | ૩૦૦ થી ૬૦૦ રૂ. |
| રબારી | મારુ | ૧ થી ૨ મહિને | ૧૩થી ૧૪ વર્ષે | ૩૬ ગામમાં | બે જમણ | રિવાજ છે | રિવાજ છે. ૧૫૦૦ રૂ. | રિવાજ છે. દાપું લે છે | કન્યાપક્ષે ૨૦૦–૮૦૦ રૂ. વરપક્ષે ૧૦૦ રૂ. |
| વાળંદ | ... | ૮ થી ૯ વર્ષે | ૧૩થી ૧૪ વર્ષે | ૬૦ ગામમાં | બે જમણ | રિવાજ નથી | રિવાજ નથી | રિવાજ છે. માબાપ પૈસા ન લે પણ કન્યાનું સારું થાય | ૫૦૦ થી ૧૦૦૦ રૂ. |
| ઢેઢ | વણકર | ૮ થી ૧૦ વર્ષે | ૮ થી ૧૦ વર્ષે | ૫૬ ગામમાં | એક જમણ | રિવાજ છે | રિવાજ છે. દાપું પંચ નક્કી કરે તે | રિવાજ છે. માબાપની ઇચ્છા પ્રમાણે દાપું લે છે | વરપક્ષે ૧૦૦ રૂ. |
| ભંગી | ... | ૮ થી ૧૦ વર્ષે | ૧૨થી ૧૩ વર્ષે | બાલ સિવાયના ૨૪૨ ગામમાં | એક જમણ | રિવાજ છે | રિવાજ છે. પંચ નક્કી કરે તે દાપું | રિવાજ છે. માબાપની ઇચ્છા પ્રમાણે દાપું લે છે | ૧૦૦–૨૦૦ રૂ. |
| રાવળ | ... | ૨ થી ૪ વર્ષે | ૨ થી ૫ વર્ષે | ૮૪ ગામમાં | એક જમણ | રિવાજ છે | રિવાજ છે. ૧૨૫ રૂ. | રિવાજ છે. માબાપની ઇચ્છા પ્રમાણે દાપું લે છે | ૨૦૦ રૂ. |

માણસના મૃત્યુ સમયે અને મૃત્યુ બાદ નીચે પ્રમાણેની ક્રિયાઓ કરવામાં આવે છે:

**મરણ** તેની અંતિમ પળે જમીન પર ગાયના છાણ વડે થોડી જગ્યા લીંપે. આ લીંપેલી જગ્યાને ચોકો કહે છે. ચોકા ઉપર દાભની સળી મૂકે અને પછી માણસને સુવાડે.

જ્યારે મૃત્યુ પામે ત્યારે તેની નનામી બાંધે તે પહેલાં તેને નવડાવીને શુદ્ધ કરે પાસે ઘીનો દીવો બાળે. સૌભાગ્યવતી સ્ત્રી ગુજરી ગઈ હોય તો તેને નવડાવીને તેણે લગ્ન સમયે પહેરેલો શણગાર સજાવે. હાથે પગે કંકુ લગાડે. આંખે મેંશ, કપાળે કંકુની આડ, માથે મોડ, હાથે અને ડોકે ફૂલના ગજરા પહેરાવે. તેના ઉપર ચૂંદડી ઓઢાડે, ઠાઠડી નાડાછડીથી બાંધે અને ઉપર કંકુ ગુલાલ છાંટે.

પુરુષના શબ ઉપર સફેદ કપડું, બાળકના શબ ઉપર રૂમાલ, અને વિધવાના શબ ઉપર રાતો અને કાળો સાલ્લો ઓઢાડે.

પછી શબને સ્મશાનમાં લઈ જાય અને ત્યાં ત્રણ સંસ્કાર કરે. જે કોમમાં બાળવાનો રિવાજ છે તેમાં આ ત્રણ સંસ્કાર કરે. ઢેઢ, ભંગી, રાવળ અને ચમારમાં શબને દાટવાનો રિવાજ છે.

અગ્નિસંસ્કાર, ભૂમિસંસ્કાર અથવા ભૂમિદાહ અને જળસંસ્કાર અથવા જળદાહ એમ ત્રણ સંસ્કાર કરવામાં આવે છે.

(૧) અગ્નિસંસ્કાર :—મૃત્યુ પામેલા માણસના નિકટના સગા ચીતામાં ગોઠવીને મૂકેલા શબના મુખમાં દેવતા મૂકે. પછી શબ બળવા માંડે. બળીને ખાખ થાય ત્યારે આવેલા માણસો ઘેર જઈને નાહી લે.

(૨) ભૂમિસંસ્કાર :– શબ બળી જાય પછી તેની ખોપરીનું જુદું પડેલું હાડકું લઈને ઘઉંના લોટની કણેકમાં મૂકે અને ગોળો વાળી દે. વાંસ વતી ચીતાની પાસે જ ખાડો ખોદીને પેલા ગોળાને અંદર મૂકે અને ઉપર માટી વાળી દે આને ભૂમિદાહ કહે છે.

(૩) જળસંસ્કાર :—આને ટાઢી વાળી એમ પણ કહેવામાં આવે છે. બીજે દિવસે મરનારના સંબંધીઓ માટીનો ઘડો, કોડિયું અને બાજરીના લોટમાં પાણી નાંખીને બનાવેલા લાડુને લઈને સ્મશાનમાં જાય, મૃત્ય પામેલા માનવીનાં વગર બળેલાં હાડકાં જેને અવશેષ કહે છે તે વીણી લે અને ત્યાં રહેલી રાખનો ઢગલો કરીને તેના ઉપર ઘડો, કોડિયું અને લાડવો મૂકે.

વીણેલા ફૂલને નદી કે દરિયામાં નાખી દેવામાં આવે છે. જળસંસ્કાર

કરીને સંબંધીઓ ઘેર આવે. પછી દાળભાત, કંસાર અને ખાંડ ઘી મેળવેલા દૂધભાતને ભેગું કરીને પાંચ વખત છાપરા ઉપર નાખે. આને વાસ નાંખે છે એમ કહે છે.

મૃત્યુ પામેલા માણસની પાછળ તેના મૃત્યુ બાદ દસમે, અગિયારમે, બારમે અને તેરમે દિવસે સરાવવાનો રિવાજ છે ઘર આંગણે, તળાવને કાંઠે કે નક્કી કરેલા ગામે જઈને મરનારનો પુત્ર અને તે ન હોય તો તેનો કુટુંબી ગોર કહે તે પ્રમાણે વિધિ કરે. ગોર મંત્રો બોલે આને સરાવવું કહે છે આના પછી વાસ નાંખવામાં આવે છે.

જો ઘરડું માણસ મૃત્યુ પામ્યું હોય તો તેરમે દિવસે સરાવ્યા પછી લગભગ બધી જ્ઞાતિમાં આખી નાતને જમાડવી પડે છે; અને કુંવારા બાળકના મૃત્યુ સિવાય બધાંની પાછળ શય્યા–સજ્યા પૂરવાનો રિવાજ હોય છે. તે દિવસે ખાટલો મૂકે અને તેના ઉપર મૃત્યુ પામેલા માણસના વપરાશના કપડાં, વાસણ, અનાજ વગેરે મૂકવામાં આવે; અને આખો ખાટલો એટલે સજ્યા બ્રાહ્મણને આપી દેવામાં આવે. બ્રાહ્મણમાં આ ખાટલો કુટુંબની દીકરીને આપવાનો રિવાજ છે.

સ્ત્રી વિધવા બને તો પતિના શબને સ્મશાને લઈ ગયા પછી તેને તળાવે લઈ જવામાં આવે, અને લગ્ન સમયે પહેરેલ દાંતની ચૂડી ફોડી નાંખવામાં આવે. કુંભાર સિવાય બીજી જ્ઞાતિમાં ઘરડી સ્ત્રીના વાળ ઉતારવામાં આવે છે. બ્રાહ્મણોમાં તો જુવાન સ્ત્રીના પણ વાળ ઉતારવામાં આવે છે. બ્રાહ્મણમાં પુનર્લગ્નની છૂટ ન હોવાથી આ રિવાજ હશે એમ લાગે છે.

**પાટીદાર**:—જુવાનના મૃત્યુ બાદ ૧૧મું, ૧૨મું, ૧૩મું સરાવે છે. ઘરડાના મૃત્યુ બાદ ૧૦મું, ૧૧મું, ૧૨મું, ૧૩મું સરાવે છે. ૧૧મું ખંભાત સરાવે. બાકીના ઘેર સરાવે છે. સજ્યા પૂરવાનો રિવાજ છે.

ઘરડા માણસની પાછળ નાત જમાડવી પડે. પણ બે વર્ષથી આ રિવાજ બંધ કરવામાં આવ્યો છે. પણ તે દિવસે મહોલ્લાનાં માણસો અને કુટુંબીઓને જમાડે છે.

**બ્રાહ્મણ**:—બાળકના મૃત્યુ પછીના ચોથે દિવસે સગાંનાં બાળકોને જમાડે. આને ચોથિયું કહે છે. જનોઈ દીધા વગરનો છોકરો અને કુંવારી છોકરીને બાળકમાં ગણવામાં આવે છે.

બાળક સિવાય બધાંના મૃત્યુ બાદ ૧૦ મું, ૧૧ મું તળાવ કાંઠે અને ૧૨મું, ૧૩ મું ઘર આંગણે સરાવે છે.

તેરમે દિવસે સજ્યા પૂરે અને તે કુટુંબની પુત્રીને આપે. ૧૧મે, ૧૨મે, ૧૩ મે દિવસે બાળક સિવાયના દરેકના મૃત્યુ પાછળ નાત જમાડવી પડે.

હમણાં બે મહિનાથી રિવાજ બંધ કરવામાં આવ્યો છે; છતાં પણ સગાં અને ગામનાં જ્ઞાતિજનોને જમાડવાં પડે. આને કારણે ૧૫૦૦ થી ૨૦૦૦ રૂ. ના ખર્ચનો આંકડો ૪૦૦ રૂ. ઉપર આવ્યો છે.

**રજપૂત** :—૧૧ મું, ૧૨ મું અને ૧૩ મું સરાવે.

વિધવાના મૃત્યુ પાછળ બ્રાહ્મણને થાળી, વાટકો અને પાટલો આપે. બાળક સિવાયનાં બાકીનાની પાછળ બ્રાહ્મણને સજ્યા આપે.

જુવાન અને ઘરડાંની પાછળ નાતને શીરો, દાળભાત ખવડાવે.

**કુંભાર** :—ઘરડાની પાછળ ૧૨મું સરાવે. પણ એક વર્ષથી જમાડવાનો અને સરાવવાનો રિવાજ બંધ છે.

**બારૈયા** :—ખંભાત જઇને ૧૨મું સરાવે; પછી ઘેર આવીને સરાવે. જુવાન કે વૃદ્ધ માણસની પાછળ સગાંને શીરો દાળભાત જમાડે.

**ચમારી** :—૧૧મું, ૧૨મું સરાવે. બારમાને દિવસે સજ્યા પૂરે. વૃદ્ધ માણસની પાછળ દેવું કરીને પણ નાત જમાડે.

**વાળંદ** :—૧૧મું ખંભાત સરાવે. ૧૨મું, ૧૩મું ઘેર સરાવે. ઘરડા માણસની પાછળ નાત જમાડવી પડે. ઘરડા માણસની પાછળ ૧૩મે દિવસે સજ્યા પૂરે.

**ઢેઢ** :—ઘરડા માણસની પાછળ ૧૦ મું, ૧૧ મું, ૧૨ મું, ૧૩ મું સરાવે. ઇચ્છા હોય તો કુટુંબીને જમાડે.

પૈસાદાર હોય તો નાતનો વરો કરે. જ્યારે વરો કરવાનો હોય ત્યારે તે ગામમાં પંચ બેસે અને મરનારનાં સગાં પાસેથી સગાઈની નિકટતા પ્રમાણે અમુક રકમ ફરજિયાત લે અને વરાનો ખર્ચ કાઢે.

પંચ ઘણીવાર આ ખર્ચ ભેગો દારૂનો ખર્ચ પણ કાઢી લે છે.

**ભંગી** :—માત્ર ઘરડા માણસની પાછળ ૧૨મું સરાવે. શક્તિ તો હોય તો સગાંને જમાડે.

**રાવળ** :—આ જ્ઞાતિમાં માણસના મૃત્યુ બાદ સરાવવાનો કે જમાડવાનો રિવાજ નથી. ૧૨મે દિવસે નાતના ભગત માણસો પાસે ભજનો કરાવે અને આખી રાત ઘીનો દીવો બાળે.

લગભગ દરેક નાતમાં પુરુષનાં મા કે બાપ ગુજરી ગયાં હોય તો તેના સાસરેથી થેપાડું (બ્રાહ્મણમાં પોતિયું), પાઘડી અથવા તેને બદલે ૧૫ રૂ. આપે છે. તેના કુટુંબમાંથી કોઇ ગુજરી ગયું હોય તો માત્ર થેપાડું કે પોતિયું આપવાનો રિવાજ છે.

ઢેઢ, ભંગી, રાવળ અને ચમારમાં દાટવાનો રિવાજ છે. જે જગ્યાએ

શબ દાટયું હોય તે જગ્યાએ મરણ બાદ ચાર દિવસ પછી બીજા ચાર

**દાટવાનો રિવાજ** દિવસ સુધી ધૂણી કરવામાં આવે છે જેથી જનાવરો જગ્યા ખોદીને શબને ફોલી ન ખાય.

બધી જ કોમમાં કૂટવાનો રિવાજ સારા પ્રમાણમાં છે. નાના બાળક સિવાય બધાંના મૃત્યુ બાદ કૂટે છે. કુંભારમાં વૃદ્ધ અને નાની છોકરીની

**રોવા કુટવાનો રિવાજ** પાછળ કૂટતા નથી, જુવાન અને નાના છોકરાના મરણ પાછળ કૂટવાનો રિવાજ છે.

શબને જ્યારે સ્મશાનમાં લઈ જવામાં આવે ત્યારે ફળીને ઝાંપે અને ઘર આંગણે ખૂબ કૂટવામાં આવે છે.

પછીથી જ્યારે જ્યારે બીજા ગામની સ્ત્રીઓ આવે ત્યારે તેમની સાથે કૂટવામાં આવે છે. સોમ કે ગુરુવારે બીજા ગામનાં સ્ત્રી પુરુષો કૂટવા રડવા એક પછી એક જૂથમાં આવે છે. આને કાણુ કહેવામાં આવે છે. કૂટતી વખતે જે ગામની સ્ત્રીઓ આવી હોય તે એક હારમાં અને સામી હારમાં આ ગામની સ્ત્રીઓ (મરનારનાં સગાં) ઊભી રહે છે. પછીથી રાગ કાઢીને, મૃત્યુ પામેલા માણસને ઓળખનાર માણસની આંખમાં પાણી આવે તેવા કાવ્યમય રાજિયા ગવાય છે ઘણુંખરું વાળંદ સ્ત્રી આ રાજિયા ગડાવે અને બાકીની સ્ત્રીઓ "હાય રાજવી (રાજાણ) હાય હાય" કરીને સાદ પુરાવે. ગણીગાંઠી સ્ત્રીઓને જ રાજિયા આવડતા હોય છે. એટલે કાણે આવેલી સ્ત્રીઓમાંથી કોઈને પણ ન આવડતા હોય તો રાજિયા જાણનાર ગમે તે સ્ત્રીને મફત અથવા પૈસા આપવાનુ કહીને લેતા આવે છે.

પુરુષોને "આહ હો હો" કરીને મોં વાળવાનું હોય છે.

ઢેઢ, ભંગી અને રાવળ સિવાયની બધી જ્ઞાતિઓમાં કાણે આવેલા માણસોને રોવા કૂટવાનું પૂરું થયા પછી પાણીના કોગળા કરાવવામાં આવે છે; બીજું કાંઈ જ આપવામાં આવતું નથી. બીજા માણસોને ત્યાં કાણે આવેલા માણસો ચા પાણી લઈ શકે; પણ જેને ત્યાં મરણ થયું હોય તેને ત્યાં તો નહિ જ.

ઢેઢ, ભંગીમાં કાણે આવેલા માણસોને ખીચડી ખવડાવવાનો રિવાજ છે.

રાવળમાં કાણે આવેલા દરેકને અફીણની કાંકરી, ચા અને બાફેલા ઘઉં, ચણા આપવામાં આવે છે, તથા પુરુષોને હોકો પિવડાવવામાં આવે છે. કાણે આવેલા માણસોને માટે થતું આ ખર્ચ ૬૦ રૂા. નું થાય છે.

રજપૂતમાં જ્યારે જુવાન સ્ત્રી કે પુરુષ ગુજરી જાય ત્યારે સોમ કે

ગુરુવારે નહિ પણ માણસના મૃત્યુ પછીના ચોથા દિવસે અને દસમા દિવસે કાણે જવાનો રિવાજ છે. તેથી એક સામટા કાણે આવનાર સ્ત્રીપુરુષો ઘણાં હોય. ભાગોળે ૧૦૦ થી ૨૦૦ સ્ત્રીઓ સાથે કૂટતી હોય અને ત્યારે જે રાજિયા ગવાય તે આંખમાં પાણી લાવી દે તેવા હોય. ચોરા ઉપર પણ એટલા જ પુરુષો રડવા આવ્યા હોય.

રજપૂતમાં કાણે આવેલા પુરુષોને કસુંબો પીવડાવવાનો રિવાજ છે. સ્ત્રીઓને કાંઇ આપવાનો રિવાજ નથી.

રજપુત કોમમાં ઘરડા માણસના મૃત્યુ પાછળ વિવાહ જેટલો ખર્ચ કરવામાં આવે છે. તેના મૃત્યુના દસમા દિવસે "સુંવાળાં" કરવામાં આવે છે. હમણાં તો રેશનિંગ અને મોંઘવારીને લીધે તેમ કરવાનું ફાવતું નથી. પણ પહેલાં આ સુંવાળાંને દિવસે ગામ, પરગામ કંકોતરી મોકલવામાં આવે. દરેક ગામથી રજપૂત કોમનાં સ્ત્રીપુરુષો પોતાની સાથે પડોશીઓ, મિત્રો(બીજી નાતના હોય તોપણ)ને લઇને, સારાં લૂગડાં પહેરીને વિવાહમાં મહાલવા જતા હોય તેમ જ્યાં મરણ થયું હોય તે ગામ જાય, ત્યાં આગળ દરેકને મમરા વહેંચવામાં આવે. આ મમરાનો ખર્ચ જ ૧૦૦ થી ૨૦૦ રૂપિયા થઇ જાય.

રજપૂતમાં ઘરડાના મૃત્યુના તેરમા દિવસે "ચોખરું" કરવામાં આવે. એટલે જે ગામનો માણસ મરી ગયો હોય તે ગામના દરેકે દરેક માણસને અને આખી રપૂજત જ્ઞાતિને જમણવારમાં તેડવામાં આવે. શીરોપૂરી અથવા લાડવાનું જમણ થાય. શીરોપૂરીની નાતમાં મોંઘવારીમાં ૭૦૦-૮૦૦ રૂા. ખર્ચ થતું. લાડવાનું જમણ હોય તો ૧૦૦૦ રૂા. થી પણ વધારે.

જે માણસની શક્તિ સુંવાળાં અને ચોખરુ કરવાની ન હોય તેણે ઘરડા સગાની પાછળ બારમા દિવસે પોતાનાં કુટુંબીઓને તે કોઇપણ હિસાબે જમાડવા પડે.

કોઠા નં. ૫૫

નીચેનો કોઠો મરણ અંગેની અગત્યની વિગતોનો જ્ઞાતિવાર ખ્યાલ આપે છે.

| જ્ઞાતિ | પેટાજ્ઞાતિ | બાળવાનો કે દાટવાનો રિવાજ? | રોવા કૂટવા-નો રિવાજ | નાત જમાડવી પડે કે નહિ? | મરણપાછળની ક્રિયામાં અને જમણવારમાં થતો ખર્ચ |
|---|---|---|---|---|---|
| પાટીદાર | કડવાપાટીદાર | બાળવાનો રિવાજ છે. | રોવાકૂટવાનો રિવાજ છે. | એક જમણ | ૬૦૦–૮૦૦ રૂ. |
| | લેઉવાપાટીદાર | ,, | ,, | ,, | ,, |
| બ્રાહ્મણ | ઔદીચ્ય / ઊનેવાળ | ,, | ,, | ,, | ૧૫૦૦–૨૦૦૦ રૂ. |
| રજપૂત | પરમાર | ,, | ,, | ,, | ૫૦–૧૦૦ રૂ. |
| કુંભાર | વરિયા | ,, | ,, | ,, | ૨૫–૧૦૦ રૂ. |
| બારૈયા | – | ,, | ,, | ,, | ૨૫–૧૦૦ રૂ. |
| રબારી | મારુ | ,, | ,, | ,, | ૭૦૦–૮૦૦ રૂ. |
| વાળંદ | – | ,, | ,, | ,, | ૮૦૦–૧૦૦૦ રૂ. |
| ઢેઢ | વણકર | દાટવાનો રિવાજ છે. | ,, | અનિવાર્ય નથી | – |
| ભંગી | – | ,, | ,, | ,, | – |
| રાવળ | – | ,, | ,, | ,, | કાણે આવે ત્યારે ૬૦ રૂ. |
| ચમાર | – | ,, | ,, | ,, | – |

## (૩) તહેવારો અને તેની ઉજવણી

જ્ઞાતિરિવાજોની નોંધમાં આપણે જોયું કે આપણા જીવનના એકેએક નાના મોટા પ્રસંગને ઊજવવાની બધી જ વિગતો હિંદુ સમાજે નક્કી કરી છે. તે જ મુજબ આખું વર્ષ કામમાં રોકાયેલ સ્ત્રીપુરુષો અવારનવાર કામમાંથી છૂટાં થઈ શકે, એકબીજાં સાથે હળીમળી શકે, રોજના એકધારા જીવનમાં નવીનતા આણી આનંદ પ્રાપ્ત કરી શકે, અને નવી શક્તિ મેળવી શકે; એ રીતે આખા વર્ષમાં તહેવારોની ગોઠવણી પણ હિંદુ સમાજે કરી આપી છે. આજે એ વ્યવસ્થા કેટલા પ્રમાણમાં જળવાઈ રહી છે તે તો નીચેની વિગતો કહેશે.

લગભગ ૪૭ તહેવારોની અહીં ઉજવણી થાય છે, પરંતુ ગામમાં ચેતન લાવનાર તો માત્ર ૯ થી ૧૦ તહેવાર છે. આ ચેતનદાયી તહેવારોને દિવસે ઢોલીના ઢોલને કારણે ઉલ્લાસ વધારે લાગે છે. સાચે જ ઢોલ વગાડવાની પ્રથા ખૂબ સુંદર છે. તેને જ કારણે ગામ નાચી ઊઠતું હોય એમ લાગે છે. ઢોલ ન હોય તો આ દશ તહેવારો પણ બાકીના તહેવારોની માફક નીરવ લાગે, અજાણ્યાને ખ્યાલ ન આવે કે તહેવાર ઊજવાય છે.

તહેવારને દિવસે પણ ખેતીનું કામ તો ચાલુ જ હોય છે. માત્ર ઉત્તરાયણને દિવસે અને દર અમાસે હળ કે ગાડાં વાપરી ન શકાય એવો રિવાજ છે. એટલે બળદો અને ખેડૂતોને આ દિવસે આરામ મળે. સ્ત્રીઓને તો ઘરકામને લીધે તહેવાર માણવાનો ઘણો ઓછો સમય મળે.

નીચે જણાવેલા તહેવારો અહીં ઊજવાય છે:

(૧) બેસતું વર્ષ (કારતક સુદ ૧) :—

નવીન વર્ષારંભે સવારમાં ગામનો ચોરો ઢોલીઓના નગારા તથા પૂપિડીઓથી ગાજી ઊઠે છે. એકાદ કલાકના આ અવાજ પછી ગામના લોકો તૈયાર થઇ સારાં કપડાં પહેરી ધીમેધીમે ચોરે ભેગાં થાય છે. ચોરામાં મોદો પાથરી હોય છે, તથા થોડાક આગેવાનો માટે ગાદી પાથરી હોય છે. પહેલાં આખા ગામનાં માણસો ભેગા થતા પણ હવે તો થોડાક જ માણસો એકઠા થાય છે. રજપુત, પાટીદાર, બારૈયા ઇત્યાદિ કોમના માણસો મુખ્યત્વે હોય છે. વચ્ચે મુખી બિરાજે છે, અને એમની આજુબાજુ ગામના અન્ય આગેવાનો.

ગામના મુખીપણાના ચાર મતાદાર અથવા ચાર વારસદાર છે. દરેક મતાદારના ભાગમાં ગામની વસ્તીનો ચોથો ભાગ આવે. આ દિવસે એ દરેક ભાગના માણસો પોતપોતાના મતાદારને નાળિયેરની ભેટ ધરે. બાકીનો ¾ ભાગ બાકીના ત્રણ મતાદારોને ધરે. પહેલાં રજપૂતોનું જોર વિશેષ હતું તેથી પાટીદાર કોમ પણ સારા પ્રમાણમાં શ્રીફળની ભેટ ધરતી. આજે તો આર્થિક દૃષ્ટિએ પાટીદારની સ્થિતિ ઊંચી બની છે, અને રજપૂતોની અધોગતિ થઈ છે તેથી પાટીદાર હવે નાળિયેરની ભેટ ધરવામાં નાનમ માને છે.

મુખીને લાગે કે જેમના આવવાની જરૂર હતી તે સૌ આવી ગયા છે એટલે કાર્યક્રમની શરૂઆત થાય. દરેક જણ એક બીજા સાથે હસ્ત ધૂનન કરે. નવા આગન્તુકને સૌ ઊભા થઈને સન્માને. આ વિધિ પછી મુખી પોતાના હાથમાં અફીણનો કટોરો લઇ મુખ્ય મુખ્ય માણસોને ધરે છે. સામો માણસ કટોરો મોંએ લઈ જઇ ચૂસી લે છે. આ ક્રિયા પાછળ

આ હેતુ રહેલો કહેવાય છે: પાછલા વર્ષમાં જેમની સાથે બોલાચાલી થઈ હોય તેમની સાથેની અદાવત ભૂલી જઈ નૂતનવર્ષારંભે મીઠો સંબંધ ચાલુ કરવા આ પ્રમાણે કસૂંબાપાણી પિવાય છે. જે માણસ કસૂંબો ધરનારની હથેલી પાછી ઠેલે તેની ઇચ્છા અદાવત ચાલુ રાખવાની છે અને તે સમાધાન કરવા તૈયાર નથી એવો અર્થ થાય.

ઉપર પ્રમાણે મુખ્ય માણસોને કસૂંબાપાણી પિવડાવ્યા પછી થોડાક માણસો એ જ પ્રમાણે મુખીને કસૂંબો પાય છે. કસૂંબાપાણી પિવાયા પછી બ્રાહ્મણો આશીર્વચન ઉચ્ચારતા ચોરામાં પ્રવેશે છે. એક પછી એક બધાને કુંકુમ તિલક કરતા, મળતી દક્ષિણા ખિસ્સામાં પધરાવતા આગળ વધે છે, અને એમ સૌ પાસે ફરી વળે છે. આ ક્રિયાની સમાપ્તિ પછી એક બ્રાહ્મણ ભૂત વર્તમાન ભવિષ્ય વાણી સૌને ગાતાં ગાતાં વાંચી સંભળાવે છે. આ વાણી તેણે આગળથી તૈયાર રાખેલી હોય છે. સત્‌યુગમાં, દ્વાપરયુગમાં, અને ત્રેતાયુગમાં શું સ્થિતિ હતી, તથા કળિયુગમાં શું સ્થિતિ છે અને હવે શું સ્થિતિ થવાની છે, એનું રમૂજી લાગે તેવું વર્ણન તેમાં હોય છે. મહારાજના કથન મુજબ સત્‌યુગમાં એક વાવણીના એકવીસ પાક ઊતરતા, સ્ત્રીને ૧૦૦૦૦ વર્ષે ગર્ભ રહેતો, ૧૦૦૦ વર્ષ સુધી માણસ બાળચેષ્ટા ભોગવતો, અને જિંદગી ૧૦૦,૦૦૦ વર્ષની હતી, તથા બધી સ્ત્રીઓ સતી હતી. દ્વાપરયુગમાં એક વાવણીના ૧૪ પાક ઊતરતા, સ્ત્રીને ૧૦૦૦ વર્ષે ગર્ભ રહેતો, બાળચેષ્ટા ૧૦૦ વર્ષ સુધી ચાલતી, જિંદગી ૧૦૦૦૦ વર્ષની ગણાતી તથા બધી સ્ત્રીઓ સતી હતી. ત્રેતા યુગમાં એક વાવણીના ૭ પાક ઊતરતા, સ્ત્રીને ૧૦૦ વર્ષે ગર્ભ રહેતો, બાળચેષ્ટા ૧૦ વર્ષ સુધી ચાલતી, જિંદગી ૧૦૦૦ વર્ષની ગણાતી તથા કેટલીક સ્ત્રીઓ સતી હતી, અને બાકીની શંખણીઓ હતી. કળિયુગમાં એક વાવણીનો એક પાક ઊતરે, ક્યારેક ન પણ ઊતરે. સ્ત્રીને ૧૦ વર્ષે ગર્ભ રહે, બાળચેષ્ટા ૧ વર્ષ સુધી ચાલે, જિંદગી ૧૦૦ વર્ષથી પણ ઓછી ગણાય અને બધી સ્ત્રીઓ શંખણી નીવડે. કળિયુગને આજે ૧૦૦૦૦ વર્ષ થયાં છે. એને પૂરો થવાને બીજાં લાખો વર્ષોની વાર છે. કળિયુગની સમાપ્તિ થશે તે અગાઉ ૮૪૦ વર્ષ પહેલાં કલ્કી નામનો અવતાર થશે, જે પૃથ્વીને ઉગારશે. કાળની ગગન-વિહારી કલ્પનાઓ છોડી પૃથ્વી ઉપર પગ માંડતા મહારાજના કહેવા મુજબ આવતું એટલે વિક્રમનું ૨૦૦૩નું વર્ષ આખી દુનિયા માટે અનેક જાતની આધિવ્યાધિઓથી ભરેલું છે, જેમાંથી બચવા માટે સુજ્ઞપુરુષોએ સારા પ્રમાણમાં બ્રહ્મભોજનો કરાવવાં.

હાજર રહેલો શ્રોતાવર્ગ બહુ ભાવુકતાથી ઉપરની વાણી સાંભળે છે.

આખાએ પ્રસંગ દરમ્યાન આનંદની, અચંબાની તેમજ ભયની મિશ્રિત લાગણીઓમાંથી સૌ પસાર થાય છે.

ઉપરની ભવિષ્યવાણી વંચાઈ ગયા પછી હાજર રહેલા ગામના વાળંદો પોતપોતાના ખિસ્સામાંથી નાના નાના આયના કાઢી એકદમ મેદાનમાં નીકળી આવે છે. બ્રાહ્મણોને કહેતા હોય કે તમારું કામ હવે પતી ગયું, મેદાન ખાલી કરો, હવે અમારો વારો છે એમ ઉઘાડા આયના સાથે જ્યારે એકાએક ટોળાંમાંથી નીકળી આવે છે ત્યારે તો ઘડીભર નવા યોદ્ધાઓ સૌનું ધ્યાન ખેંચી લે છે. આ નાયી બ્રાહ્મણો ત્યાર પછી એક હાથમાં આયનો અને બીજો હાથ દક્ષિણા લેવા માટે આતુર હોય તેમ બધાંની પાસેથી ધીમેધીમે પસાર થાય છે. જેની પાસેથી પસાર થાય તેની સામે પોતાનો આયનો ધરતા જાય, ચહેરો જોવાની તક આપ્યા બદલ દક્ષિણા ઉઘરાવતા જાય અને એમ આગળ વધે. આ વખતે આયનામાં ચહેરો જોનારાઓના ચહેરા ખૂબ જોવા જેવા હોય છે. કેટલાક ફાંકડા દિલવાળા, ભલેને ઉમરે ખખડધજ હોય ને દેખાવે ખરાબ હોય, પણ આયનામાં જોતી વખતે ખૂબ મલકી ઊઠે છે અને મૂછનો વાળ ઊંચો ચડાવી લેવાની તક ચૂકતા નથી.

આ રમૂજી બનાવ પછી થોડીક વાર શાંતિ પથરાય છે. ત્યાર પછી ગામ અંગેની કોઈ વાત હોય તો તે ચર્ચાય છે. આ ચર્ચા પછી સૌ ઊઠે છે અને આખોએ સમૂહ ઢોલીના નગારાના સૂરની સાથે સાથે ગામના મંદિર ભણી વળે છે. ત્યાં ભગવાનનાં દર્શન કરે છે. ફરી એક વાર પેલા મહારાજ ભૂત–વર્તમાન ભવિષ્ય વાણીનું વાચન બારૈયા કોમના લાભાર્થે કરે છે. બારૈયા કોમ પોતાના વતી દર વર્ષે જુદું વાચન કરાવે છે. આ વાચન પછી કોપરાનો પ્રસાદ લઈ સૌ વિખરાય છે.

સવારના બે ત્રણ કલાકની આ ઉજવણી ઉપરાંત દિવસ દરમ્યાન સંબંધીઓ એક બીજાને પોતાને ત્યાં ચા પીવા નિમંત્રે છે.

દિવાળીના આ તહેવારો દરમ્યાન એક પણ દિવસ ખેતીકામ બંધ રહેતું નથી.

સારી સ્થિતિવાળો દરેક જણ પોતાને ત્યાં સારું સારું ખાવાનું કરે છે અને પોતાના બાંધેલા વસવાયાને ખાવાનું આપે છે.

રાત્રે દિવેલના દીવા થાય છે. બાળકો ફટાકડા ફોડે છે. આમ દિવાળીના તહેવારોની અને ગામને ઉલ્લાસમય બનાવતા આ નૂતન દિનની સમાપ્તિ થાય છે.

(૨) ભાઈબીજ-કારતક સુદ ૨

યમરાજ અને યમુનાના ભાઈબહેનના હેતાળ સંબંધની યાદ આપતું આ પર્વ ગૂપચૂપ ઊજવાઈ જાય છે. ભાઈ બહેનને ઘેર જમવા જાય છે અને પછી બહેન તથા બહેનનાં બાળકોને સ્થિતિ પ્રમાણે ભેટ આપે છે.

(૩) લાભપાંચમ-કારતક સુદ ૫

નામથી જ અર્થને સ્ફુટ કરતા આ પર્વને દિવસે વેપારીઓ વેચાણના સોદા કરે છે. ખેડૂતો પણ પોતાની પાસેના ધાન્યનો વેચાણભાવ ઠરાવે છે.

(૪) દેવઊઠી એકાદશી- કારતક સુદ ૧૧

દિવસે અને રાત્રે મંદિરમાં ભજનકીર્તન થાય. મંદિરમાંથી ઠાકોરજીને પાલખીમાં મૂકીને વરઘોડો ફેરવે. લોકો ઉપવાસ અથવા ફળાહાર કરે. નવા પૂજારીના અમલમાં પાંચ વર્ષથી ઠાકોરજીનો વરઘોડો નથી નીકળતો.

આ દિવસે ચોમાસાના ચાર મહિના સુધી કરવાનાં વ્રતોની સમાપ્તિ થાય છે.

(૫) દેવદીવાળી- કારતક સુદ ૧૫

બાળકો ફટાકડા ફોડે. રાત્રે ગામમાં દીવા થાય. લોકો સારું સારું ખાવાનું કરે, અને દેવસ્થાનમાં પગે લાગવા જાય. મંદિરમાં પ્રસાદ વહેંચાય. રાત્રે સ્ત્રીઓ કદીક ગરબા ગાય.

(૬) ઉત્તરાયણ પોસ માસ-૧૪ મી જાન્યુઆરી

એક પણ તહેવાર વિનાના માગશર માસના અંત પછી પોસ માસમાં આ પર્વ દેખા દે છે. એ પર્વ આવે તે પહેલાં ઘણાં દિવસો અગાઉ બાળકો પતંગ ચગાવવા માંડે. આ દિવસે ખૂબ વધારે પ્રમાણમાં બાળકો અને પુખ્ત ઉમરના માણસો પણ પતંગ ચગાવે કેટલાક માણસો ગામના બાળકોને પતંગ વહેંચે છે.

લોકો તલના લાડુ, મગની દાળના લાડુ અને સુખડી ગામના બ્રાહ્મણને અને કુટુંબના ભાણેજોને વહેંચે.

સ્ત્રીઓ વહેલી ઊઠીને, નાહી ધોઈને ગાયને ઘૂઘરી ( બાફેલી બાજરી+ ગોળ ) ખવડાવવા જાય.

આ દિવસથી બાળાઓ ચાંલ્લા વ્રતની ( પાંચ સૌભાગ્યવતી સ્ત્રીઓને દરરોજ સવારમાં નાહીને ચાંલ્લા કરવાના વ્રતની ), બેડાવ્રતની ( સવારમાં નાહ્યા પછી તુલસી કયારે બેડું ભરીને પાણી નાંખવાનું વ્રત ) વગેરે વ્રતોની શરૂઆત કરે.

કૂતરાંને શીરો ખવડાવવામાં આવે. ગામના આગેવાનો ગામમાં ફરીને પરબડી તથા કૂતરા માટે ધર્માદા ફંડ એકઠું કરે. ઉત્તરાયણ ગાળે

કૂતરાં મરવા પડે છે માટે આવો પ્રબંધ કરવામાં આવે છે. એટલે ઘણી વાર ઉતરાણને કુતરાણુ પણ કહેવામાં આવે છે.

રાવળ ઢોલ વગાડતા વગાડતા ઘેર ઘેર કપડાં અને દાણા માગવા નીકળે. ગામને ચેતન આપતું આ બીજું પર્વ છે.

**(૭) પોસી પૂનમ–પોસ સુદ ૧૫.**

'જે ના કરે પોસી, તેની મરી જાય ડોશી' એ કહેવત સાથે જોડાયેલી આ પૂનમને દિવસે લોકો રાત્રે ચંદ્રનાં દર્શન કર્યા પછી જ જમે. રાત્રે ભજનકીર્તન થાય.

**(૮) વસંત પંચમી–મહા સુદ ૫**

આ દિવસથી લગનગાળાની શરૂઆત થાય છે. પહેલાં ગામલોકો ચોરામાં ભેગાં થતાં અને મુખીને નાળિયેરની ભેટ ધરતાં. મુખી પ્રસાદ, નાળિયેર વગેરે વહેંચતા. હવે એ બંધ થયું છે.

**(૯) શિવરાત્રિ–મહા વદ ૧૪.**

શિવનો આ જન્મદિવસ ગામને ચેતનમાં આણી દે છે. લોકો ઉપવાસ કરે છે. મહાદેવના મંદિરમાં રાત્રે દીવા કરે છે. રાત્રે મહાદેવના દેવળમાંથી મહાદેવનો વરઘોડો નીકળે અને આખા ગામમાં ફરે. તે વખતે લોકો મહાદેવને પૈસા તથા નાળિયેરની ભેટ ધરે. આ રકમ મહાદેવના નિભાવ માટે એકઠા થયેલા ધર્માદા ફંડ ખાતે જમા થાય. રાત્રે ભજન-કીર્તન થાય. રાત્રે બાર વાગ્યે શિવના જન્મ ટાણે બ્રાહ્મણો પૂજા આરતી કરે છે.

આ દિવસે લોકો ખેતરમાં જઈને સક્કરિયાનાં ઊંધિયાંની ઉજાણી કરે છે.

આ દિવસથી બાળકો ગેડીદડાની રમતની શરૂઆત કરે અને હોળીનાં લાકડાં થોડાં થોડાં એકઠાં કરવા માંડે.

**(૧૦) ઘેરૈયા ચૌદશ–ફાગણ સુદ ૧૪.**

બાળકો પુષ્કળ ગેડીદડા રમે. દિયેર ભોજાઈ પરસ્પર અબીલ ગુલાલ-ના રંગ છાંટે અને તેના બદલામાં એકબીજા પાસેથી ખજૂર લે. મોટા વડીલ પોતાથી નાના માણસોને ખજૂર આપે; સાસુ વહુને આપે, દિયેર ભોજાઈને આપે.

બાળકો હોળીને માટે ખૂબ લાકડાં ભેગાં કરવા માંડે. એ બહાને તેઓ ખજૂર માગવા નીકળે જો કોઈ ખજૂર ન આપે તો તેનાં હળ ગાડાં સંતાડી દે અને હોળીમાં બાળી પણ નાંખે. જો સામો માણસ પાછળથી ખજૂર આપે તો તેની જપ્ત કરી દીધેલી વસ્તુઓ પાછી સોંપી દે.

## (૧૧) હોળી-ફાગણ સુદ ૧૫

મારવાડના મુખ્ય તહેવાર ગણાતા આ તહેવારનું મહત્ત્વ ગુજરાત અને ખાસ કરીને ગુજરાતના ગામડામાં સહેજ પણ ઓછું નથી.

સાંજે પાંચ વાગે ઢોલ વાગે. શાંત ગામમાં આના સૂર જાગૃતિ લાવી દે છે. ઢોલ સાંભળીને લોકો ચોરામાં ભેગા થાય અને ટોળે વળીને હોળીને પૂજવા જાય. આમાં સ્ત્રીઓ અને બાળકો પણ ભાગ લે છે. હોળીની પૂજા કરી, હોળીના ગોઠવેલા લાકડા પર એ ધજા ચોટાડી હોળી પ્રગટાવવામા આવે. આ વખતે બાળકો હોળીમાં પોતાનાં ગેડીદડા નાખીને આ રમતની સમાપ્તિ કરે.

પ્રગટેલી હોળીનો પ્રદક્ષિણા કરવામાં આવે. લોકો હાથમાં પૂળા લઈને હોળીના પાંચ ફેરા ફરે અને દરેક ફેરે પૂળો જરાક જરાક સળગાવે. પછી આંબા તથા શમાના ઝાડના મહોર, ધાણી, ખજૂર વગેરે વસ્તુઓથી હોળીને વધાવે.

સળગાવતા સળગાવતા વધેલો પૂળો ઘેર જઈને ઢોરને ખવડાવવામાં આવે. આથી ઢોરને રોગ ન થાય તેવી માન્યતા છે.

વૃદ્ધો અને જાણકાર માણસો હોળીની ધજા કઈ દિશામાં ફરકે છે તેનું અવલોકન કરીને આવતા વર્ષના વરસાદ અને તેના પાક વિશે અનુ- માન કરે છે.

એવી માન્યતા છે કે જો ધજા ઉત્તર અને પશ્ચિમ બાજૂ ફરકતી હોય તો આવતું વર્ષ સારૂં જાય, દક્ષિણ બાજૂ ફરકતી હોય તો વર્ષ ખરાબ જાય અને પૂર્વ તરફ ફરકતી હોય તો વર્ષ સાધારણ જાય.

હોળી ઓલવાઈ ગયા પછી સ્ત્રીઓ રાત્રે પાણીના બે કળશા ભરીને હોળી ઠારવા જાય છે.

## (૧૨) ધુળેટી-ફાગણ વદ ૧

ઢોલ વગાડતો વગાડતો ઢોલી અને બાળકો દુકાને દુકાને અને ગામના આગેવાનોને ત્યા ખજૂર માગવા જાય, દરેક ઠેકાણેથી શેર બશેર ખજૂર ભેગું કરે. જ્યાં પહેલે આણે વહુ આવી હોય ત્યાથી નાળિયેર ભેગાં કરે અને નાળિયેર તથા ખજૂર વહેંચી લે.

## (૧૩) રંગ પંચમી-ફાગણ વદ ૫

બાળકો અને મોટા માણસો સામસામા રંગ છાંટે અને તે બદલ અરસપરસ ખજૂર આપે. રાત્રે ઓચ્છવ થાય.

## (૧૪) રામનવમી-ચૈત્ર સુદ ૯

રામજીના મંદિરમાં બપોરે લોકો ભેગાં થાય. બપોરના બાર વાગ્યે

રામચંદ્રજીના જન્મ સમયે મૂર્તિની આરતી થાય, પ્રસાદ વહેંચાય, લોકો ઉપવાસ કરે. રાત્રે ઓચ્છવ થાય.

(૧૫) ચૈત્રી પૂર્ણિમા–ચૈત્ર સુદ ૧૫.

લોકો વહેલા ઊઠીને ખંભાત અથવા રાળજ ગામે દરિયામાં નાહવા જાય. ખંભાતમાં આ દિવસે મેળો ભરાય છે; તે જોતા આવે અને દરિયાને નાળિયેરની ભેટ ધરતા આવે. ચંદ્રનાં દર્શન કર્યા પછી જ જમે. રાત્રે ઓચ્છવ થાય.

જાણકાર માણસો સંધ્યાના પવન ઉપરથી આવતા વર્ષના વરસાદનું અનુમાન બાંધે.

(૧૬) અખાત્રીજ–વૈશાખ સુદ ૩

આ પર્વ ખેડૂતોનું મોટામાં મોટું પર્વ ગણાય છે.

તે દિવસે ખેડૂત સવારમાં વહેલો ઊઠે, બળદોને નવડાવીને શિંગડે તેલ ચોપડે. પોતે પણ નાહી ધોઈને હળ કે ગાડાનું મુહૂર્ત કરવા તૈયાર થાય. ઘરમાં કંસારનું જમણ રંધાય. જમીને બળદોને ગોળ અથવા કંસાર ખવડાવવામાં આવે. પછી હળ અથવા ગાડું જોડે. ઘરની કુંવારી કન્યા બળદોને અથવા હળને અને તેના હાંકનારને કુંકુમ તિલક કરે.

બ્રાહ્મણ પાસે જોવડાવેલા મુહૂર્ત સમયે હળ કે ગાડાને ખેતરમાં લઈ જાય અને ખેતરમાં જઈ એક ગાડું ભરીને ખાતર નાંખી આવે અથવા હળના પાંચ ફેરા ફેરવી આવે. આ પ્રમાણે નવા વર્ષની ખેતીની શરૂઆત આ દિવસથી થાય.

સવારના પવનથી આવતા વર્ષના વરસાદનું અનુમાન જાણકારો બાંધે તેમજ સાંજે ચંદ્રદર્શન ઉપરથી આવતા વર્ષની તેજીમંદીનું અનુમાન કરે. ચંદ્ર જો દક્ષિણ દિશાએ નમતો હોય તો ધોળી વસ્તુઓ ( રૂ, ચાંદી, દૂધ, વગેરે ) સસ્તી થાય. ચંદ્ર જો ઉત્તર તરફ નમતો હોય તો દરેક વસ્તુ મોંઘી થાય. અને સરખી બાજુએ રહે તો ભાવ સમધારણ રહે, પણ પરદેશથી દરિયો ખેડીને આવતી વસ્તુઓ મોંઘી બને એવી માન્યતા છે.

(૧૭) વટસાવિત્રી–જેઠ સુદ ૧૫

સતી સાવિત્રીએ જે દિવસે તેના પતિ સત્યવાનને મૃત્યુના પંજામાંથી ભગીરથ પ્રયત્નો કરીને છોડાવ્યો તે દિવસની યાદમાં અને તે સતીની માફક પોતે પણ વર્તે એવી મહેચ્છા સાથે સ્ત્રીઓ આ દિવસે વ્રત કરે છે. તેઓ તે દિવસે ઉપવાસ કરે છે, વડની પૂજા કરે છે અને સૂતરનો તાર લઈને વડની ૧૦૮ વાર પ્રદક્ષિણા કરે છે. આમ વડને ૧૦૮ તાર વીંટાળે છે. સતીની પવિત્ર ભાવનાને જીવંત રાખતું આ પર્વ અહીં વધારે સારી રીતે ઊજવાય છે.

(૧૮) રથયાત્રા-અસાડ સુદ ૨

પહેલાં મંદિરમાંથી ઠાકોરજીનો વરઘોડો નીકળતો હતો અને રાત્રે ભજનો પણ થતાં હતાં. હાલ આ પર્વ ખાસ ઊજવાતું નથી.

(૧૯) અસાડ સુદ ૫

કોઈ પણ નામ ન પામેલા આ તહેવારને દિવસે રાત્રે લોકો વીજળી જોવા ટોળે મળે; અને જ્યાંસુધી વીજળી દેખાય નહિ ત્યાંસુધી આકાશમાં તાકયા કરે. જો વધારે વીજળી થાય તો ડાંગર તથા ઘઉં સારાં પાકે, અને ઓછી થાય તો બાજરી અને જુવાર સારાં પાકે એવી માન્યતા છે. સાંજે પવનની દિશા પરથી વરસાદનો વર્તારો બાંધે.

(૨૦) દેવપોઢી એકાદશી-અસાડ સુદ ૧૧

ઠાકોરજીનો વરઘોડો મંદિરમાંથી નીકળીને તળાવે જાય. ત્યાં પૂજારી ચીભડાં, ફળફળાદિ નાંખીને ઠાકોરજીને સ્નાન કરાવે. બાળકો ફળ વગેરે લેવા માટે તળાવમાં તરવા પડે. પછી મંદિરમાં દેવને પાછા લાવે. રાત્રે ઓચ્છવ થાય. લોકો ઉપવાસ કરે.

આ દિવસથી ચોમાસાના ચાર મહિના દરમ્યાન કરવાનાં વ્રતોની શરૂઆત થાય.

(૨૧) ગોરવ-અસાડ સુદ ૧૩ થી અસાડ વદ ૨

"ગોરમાનો વર કેસરિયો, નદીએ નાવા જાયરે ગોરમા" એ ગીતની આ ઉક્તિથી યાદ આપતા તહેવાર પાંચ દિવસ સુધી નાની બાળાઓને ઉલ્લાસમાં નવડાવી દે છે. બાળાઓને નિશાળમાં રજા પડે છે; ઘેર પણ સરસ મઝાનાં કપડાં પહેરવાનાં મળે, મનગમતાં મેવા મીઠાઈ ખાવાનાં મળે અને કેટલાં બધાં ગીતો ગાવાનાં મળે એ કઈ બાળાને ન રુચે ?

અસાડ સુદ આઠમને દિવસે નાની સરખી ટોપલીઓમાં ગાયના છાણનાં છાણાં અને માટી નાંખે. તેમાં તલ, તુવેર, જવ, ઘઉં અને જુવાર વાવે સાથે એક ઝાલરનો દાણો વાવે અને તેમાંથી ઊગેલા છોડને 'ડોસો" કહે. ગોરવની શરૂઆત થાય ત્યારે ઉગાડેલા ધાન્યમાંથી લીલાછમ ઝીણા છોડ ઊગી આવ્યા હોય.

અસાડ સુદ ૧૨ ને દિવસે બાળાઓ હાથે મેંદી મૂકે. અને અસાડ સુદ ૧૩ ને દિવસે ગૌરીવ્રતની શરૂઆત થાય.

આ પાંચે દિવસો દરમ્યાન છોકરીઓ નીચે પ્રમાણે ગૌરીવ્રતની ઉજવણી કરે છે:

સવારે વહેલાં ઊઠીને દાતણપાણી કરીને જુવારના પાંચ સળિયા લઈને તથા અંગે સારાં લૂગડાં લઈને તળાવે ગીતો ગાતી ગાતી છોકરીઓ

ટોળે વળીને જાય. ત્યાં જઇને જુવારના પાંચ સળિયાને રોપે. આને ખેતર ખેડયું એમ કહે છે.

ત્યાર પછી ત્યાં જ નાહીને ગીતો ગાતાં ગાતાં બધાં પાછાં વળે, અને મંદિરમાં તથા રામબાઇ માતામાં ગરબા ગાય.

ઘેર આવીને ગૌરીમાતાની (જવારાની) પૂજા કરે. પછી ચા પીએ અને સૂકો મેવો ખાય.

બપોરે ઘઉંની અને ચોખાની મોઠા વગરની મોળી વાનગી જમે. થોડીવાર બેસીને ભૂખ લાગે તો ફરીથી જમે, પણ એકવાર ભાણેથી ઊઠયા પછીથી જમાય નહિ. સાંજે ભૂખ લાગે તો ચા દૂધ પીએ.

પાંચે દિવસ આ પ્રમાણે અલૂણા-વ્રત કર્યા પછી છઠ્ઠે દિવસે ગૌરીમાતાને લઇને તળાવે જાય, ત્યાં તેની પૂજા કર્યા પછી તળાવમાં તેનું વિસર્જન કરે.

બપોરે મોસાળું ભરે. આખા ગામમાં એક જ ઠેકાણે મોસાળું ભરાય. દર વર્ષે વારાફરતી બધાં પોતાને ત્યાં એ પ્રસંગ રાખે. બાકીની વ્રતધારિણી બાળાઓ જેને ત્યાં મોસાળું ભરાય તેને ત્યાં હાજરી આપે.

જેને ત્યાં મોસાળું ભરવાનું હોય તેને ત્યાં બે મોટી મોટી થાળીઓમાં સારાં સારાં લૂગડાં મૂકે અને તે થાળીઓ બે છોકરીઓ પોતાના માથા પર મૂકે. બે છોકરીઓ એક એક બેડું પોતાના માથા પર મૂકે. ચાર છોકરીઓ બે બે લોટા માથે મૂકે. એક કુટુંબની પુત્રવધૂ માથા પર ગોતરડો એટલે બે ઢોચકી અને એક નાળિયેર મૂકે. આમ બધાં ગીતો ગાતાં ગાતાં રામબાઈ માતામાં જાય. ત્યાં જેણે મોસાળું ભર્યું હોય તે બાળાઓને ફૂલોના ગજરા વહેંચે. જે જે બાળાઓએ બેડાં, થાળી, લોટા વગેરે માથે લીધાં હોય તે બાળાઓની બીજી છોકરીઓ પૂજા કરે. પછી બધાં મંદિરે જઈને ગરબા ગાય. મંદિરના પૂજારીની સ્ત્રી ગોતરડા ઉતારે. આ પ્રમાણે છઠ્ઠા દિવસે ગૌરી માતાના વિસર્જનની પણ ઉજવણી થાય.

ગૌરીવ્રત વખતે દરરોજ સાંજે ગામનાં છોકરીઓ અને છોકરાઓ અને પાસેના ગામ વત્રાનાં છોકરીઓ અને છોકરાઓ સામસામાં પોતાની હદ આગળ ઊભાં રહીને રમે. છોકરાઓ સામસામી ગોફણ વતી ઢેખાળા નાખે અને એકબીજાની હદમાં પેસવાનો પ્રયત્ન કરે. સામી ટોળીવાળા અટકાવવાનો પ્રયત્ન કરે. જેની હદમાં જે ટોળી દાખલ થાય તે ટોળી જીતી ગણાય, અને સામેની હદની ટોળીની હારની ચર્ચા આખું વર્ષ ચાલ્યા કરે. પોતાની ટોળી હારે નહિ એવી ઇચ્છાથી માર વાગવા છતાં પણ બીજી

ટોળી પોતાની હદમાં પેસી ન જાય એનો પ્રયત્ન છોકરાઓ કરે. કદીક કદીક ૨૦ વર્ષના છોકરાઓ પણ ભાગ લે.

છોકરીઓ બૂમો પાડીને પોતાની ટોળીના છોકરાઓને પ્રોત્સાહન આપે.

**(૨૨) દિવાસો-અસાડ વદ ૩૦**

રાવળ અને કેટલાક બ્રાહ્મણો ગામમાં ભિક્ષા માંગવા નીકળે. હવે બ્રાહ્મણો ખાસ નીકળતા નથી. નવા ઊગેલા તુલની પૂજા થાય.

**(૨૩) નાગપાંચમ-શ્રાવણ સુદ ૫**

ઘરનું મુખ્ય માણસ કાગળ પર કે ભીંત પર ચીતરેલા નાગની પૂજા કરે; તેની પાસે દીવો પ્રગટાવે અને દૂધનું નૈવેદ્ય ધરે. કોઈક કોઈક માણસો સાચા નાગને દૂધ પાય છે. મુખ્યત્વે સ્ત્રીઓ રાંધ્યા વિનાનું કાચું ધાન, બાજરીની કુલેર, પલાળેલા મઠ, બાજરી વગેરે જમે. કેટલાક લોકો શ્રાવણ વદ ૫ ને દિવસે નાગપાંચમ કરે છે.

સાંજે પાસેના વત્રા ગામમાં ભરાતો મેળો જોવા જાય.

**(૨૪) બળેવ-શ્રાવણ સુદ ૧૫**

(૧) ભાઈ બહેનને પોતાને ત્યાં તેડાવે. બહેન ભાઈને રક્ષાબંધન કરે. ભાઈ સ્થિતિ પ્રમાણે બહેનને પસલી (ભેટ) આપે.

(૨) બ્રાહ્મણો નદીએ કે તળાવે જઈને જનોઈ બદલે.

(૩) ગામલોક એક નવું હળ ઘડાવે. તેને ગામની ભાગોળે લઈ જાય, ત્યાં ગામલોક એકઠાં થાય. ખાસ કરીને પુરુષો એકઠા થાય. માટીના ચાર ઘડા પાણી વડે ભરે. એક ઘડાનું નામ પાડે અસાડનો ઘડો, બીજાનું નામ પાડે શ્રાવણનો ઘડો, ત્રીજાનું નામ ભાદરવાનો ઘડો અને ચોથાનું નામ આસો મહિનાનો ઘડો. ચારે ઘડાની ઉપર કંકુના ચાંલ્લા કરે.

ચાર છોકરા હળની તથા ઘડાની પૂજા કરે. વચ્ચે હળ રોપે. ચારે જણ ખભે ઘડા લઈને હળની પાંચ વાર પ્રદક્ષિણા કરી, ચારે પાણી ભરેલા ઘડા નવા હળ ઉપર વધેરવામાં આવે. જે મહિનાના ઘડાનો કાંઠો આખો રહે તે મહિનામાં વધારે વરસાદ આવશે અને જે મહિનાના ઘડાનો કાંઠો ભાંગે તે મહિનામાં ઓછો વરસાદ આવશે એવી માન્યતા બાંધે.

પછી જે ચાર છોકરાઓએ ચાર ઘડા વધેર્યા હોય તે દૂરની એક મુકરર કરેલી જગ્યાએથી દોડતા આવે. જે પહેલો આવે તેને નવું હળ ભેટ આપવામાં આવે.

**(૨૫] રાંધણ છઠ્ઠ—શ્રાવણ વદ ૬**

જેની સ્થિતિ સારી હોય તે માણસો તે દિવસ માટે અને બીજા દિવસ માટે સારું જમણ રાંધી રાખે. પછી ચૂલો ચોખ્ખો કરીને રહેવા દે.

## (૨૬) શીતળા સાતમ–શ્રાવણ વદ ૭

ઘણુંખરાં સ્ત્રીપુરુષો સવારે તળાવે નાહવા જાય. પાસે જ આવેલા અથવા ઘર આંગણે જો હોય તો તે કેરડાના ઝાડની પૂજા કરે. ત્યાં દીવો કરે, ઝાડને રૂની માળા પહેરાવે, કંકુ છાંટે અને જે પૈસા ખરચી શકે તે શ્રીફળ વગેરે. તે દિવસે આગલે દિવસે તૈયાર કરેલી રસોઈ જમે. ગરમ કરેલી વસ્તુ કોઈ ન જમે.

આ દિવસે પુરુષોને ચા પીવી હોય તોય જાતે બનાવી લેવી પડે. તે દિવસ પૂરતું અગ્નિ પાડવાનું કામ સ્ત્રી પોતે નહિ કરે. એ પાપ પુરુષ કરે, ઇચ્છા હોય તો.

બ્રાહ્મણો તળાવમાં કેરડાના ઝાડને રોપીને લોકોને પૂજા કરાવે અને દક્ષિણા મેળવે.

## (૨૭) જન્માષ્ટમી–શ્રાવણ વદ ૮

ગોકલાષ્ટમીને નામે પણ ઓળખાતો આ તહેવાર શ્રીકૃષ્ણનો જન્મ-દિવસ છે. તે દિવસે લોકો ઉપવાસ અથવા ફળાહાર કરે છે. મંદિરોમાં ઓચ્છવ કીર્તન થાય છે. રાત્રે બાર વાગ્યે શ્રીકૃષ્ણના જન્મ સમયે આરતી થાય. જેમણે ઉપવાસ કર્યા હોય તે ત્યારપછી સૂંઠમાં, સવા, ગોળ, ઘી, ધાણા વગેરે મેળવીને પંચાજીરી ખાય.

## (૨૮) પારણા નોમ–શ્રાવણ વદ ૯

જન્માષ્ટમીનો ઉપવાસ આ દિવસે મીઠાઈ ખાઈને તોડવામાં આવે છે. આ દિવસે રાત્રે જન્મેલા કૃષ્ણ પારણે ઝૂલે. લોકો મંદિરમાં દાણાની ભેટ ધરે, ભગવાનનાં દર્શન કરે, પૂજારી તેમને રામાનંદીપંથની કંઠીઓ તથા પંચાજીરી આપે. આ પ્રમાણે લોકોને કંઠી આપીને પૂજારી પોતાનો રામાનંદી પંથ ચાલુ રાખે છે.

## (૨૯) વ્યતિપાત–શ્રાવણ વદ ૧૩

આ દિવસે કાણીસા નામના ગામમાં મેળો ભરાય છે. ત્યાં એક કુંડ છે ત્યાં લોકો નાહવા માટે જાય છે. આ રીતે કુંડમાં નાહવાથી શરીરના રોગો મટી જાય છે એવી માન્યતા છે. પાક સારો થયો હોય તો લોકો વધારે સંખ્યામાં મેળો જોવા જાય; ઓછો થયો હોય તો ઓછા માણસો જાય.

## (૩૦) કેવડા ત્રીજ–ભાદરવા સુદ ૩

સ્ત્રીઓ કેવડાના ઝાડની પૂજા કરે. ડોશીઓ ઘરમાં કેવડાની ચીપો રાખી મૂકે, અને છીંકણી બનાવવામાં વાપરે. સ્ત્રીઓ કેવડો માથે ખોસે.

(૩૧) ઝઘડા ચોથ અથવા દગડા ચોથ-ભાદરવા સુદ ૪

કોઈક કોઈક ઠેકાણે બાળકો બીજાના ઘર પર માણસોને ચીડવવા માટે પથરા ફેંકે. પણ તે દિવસે લોકો ચિડાય નહિ અથવા ગાળો બોલે નહિ.

(૩૨) ઋષિપંચમી-ભાદરવા સુદ ૫

જેમણે બળેવને દિવસે જનોઈ ન બદલી હોય તે આ દિવસે જનોઈ બદલે. કેટલાક રજપૂતો આ દિવસે જનોઈ પહેરે છે અને જે રજપૂતે જનોઈ પહેરી હોય તે દારૂ ન પીવાની પ્રતિજ્ઞા લે છે. જે રજપૂત જનોઈ પહેરે છે તે દારૂ પીતા નથી કે ચોરી કરતા નથી.

(૩૩) ધરો આઠમ-દુર્વાષ્ટમી-ભાદરવા સુદ ૮

આ દિવસે સ્ત્રીઓથી ઘાસનું તરણું ન તોડાય એવી માન્યતા છે. તેથી વર્ષના આ એક દિવસે સ્ત્રીઓ ચાર લાવવાના કામમાંથી મુક્ત બને છે અને પુરુષો ચાર લાવે છે. ધરોના ચાર પાંચ તણખલાં ઘરઆંગણે વાવવામાં આવે છે. સ્ત્રીઓ ત્યાં દીવો કરે છે, કંકુ છાંટે છે અને લોટનું નૈવેદ્ય ધરાવે છે, તથા કાચું અન્ન, કુલેર, પલાળેલા મઠ બાજરી ખાય છે.

આ દિવસે આખા વર્ષમાં મૃત્યુ પામેલાં સગાંની પાછળ વાંસની છાબડીમાં ફળફૂલ વગેરે મૂકીને બ્રાહ્મણને આપવામાં આવે છે.

(૩૪) વામન દ્વાદશી-ભાદરવા સુદ ૧૨

લોકો ઉપવાસ કરે. મંદિરમાં સાંજ સુધી ઓચ્છવ થાય. સાંજે વામનજીના અવતારની આરતી થાય. પૂજારી પ્રસાદ અને ચરણામૃત વહેંચે. લોકો રાત્રે જમે. રાત્રે ફળિયામાં ઓચ્છવ થાય.

(૩૫) શ્રાદ્ધ પૂર્ણિમા-ભાદરવા સુદ ૧૫

૧૬ દિવસના શ્રાદ્ધ પક્ષની આજથી શરૂઆત થાય છે. વર્ષમાં ગમે તે પક્ષમાં જે તિથિએ કુટુંબનાં માણસો ગુજરી ગયા હોય તે તિથિએ આ પખવાડિયામાં તેમની પાછળ વાસ નાંખવામાં આવે—શ્રાદ્ધ કરાવવામાં આવે. બ્રાહ્મણોને દૂધપાકપૂરીનું જમણ અને દક્ષિણા આપવામાં આવે.

(૩૬) ડોશીઓની નોમ-ભાદરવા વદ ૯

કુટુંબની ગમે તે ડોશી ગમે તે તિથિએ ગુજરી ગઈ હોય તેની પાછળ શ્રાદ્ધ કરાવવામાં આવે, વાસ નાખવામાં આવે, બ્રાહ્મણને સીધું આપવામાં આવે.

(૩૭) બાળાભોળાનું શ્રાદ્ધ-ભાદરવા વદ ૧૨

કુટુંબનાં બાળકો ગમે તે તિથિએ ગુજરી ગયાં હોય તોપણ આ

દિવસે તેનું શ્રાદ્ધ કરવામાં આવે, વાસ નાંખવામાં આવે. નાનાં બાળકોને જમાડે, કોઈક નિશાળમાં ચવાણું વહેંચે.

**(૩૮) સર્વ પિતૃશ્રાદ્ધ–ભાદરવા વદ ૧૩**

દરેક ઘેર પોતાના પિતૃઓના તર્પણ ખાતર વાસ નાંખવામાં આવે. જો કાગડા વાસ લેવા આવે તો માને કે પોતાના પિતૃઓને શ્રાદ્ધ પહોંચ્યાં છે. દરેક ઘેર જમણ હોય અને બ્રાહ્મણને સીધું આપવામાં આવે.

**(૩૯) નવરાત્ર–આસો સુદ ૧ થી સુદ ૯ સુધી**

ચકલા આગળ ગામની સ્ત્રીઓ ભેગી થઈને ગરબા ગાય છે. જો કે આ ઉત્સવ માટે લોકોને પહેલાં જેવો ઉત્સાહ રહ્યો હોય એમ લાગતું નથી. નાની છોકરીઓ ગરબાની શરૂઆત ન કરે તો મોટી સ્ત્રીઓ આવતી નથી. ગરબો શરૂ થયા પછી તેઓ સારી સંખ્યામાં આવે છે અને લગભગ બે કલાક ગરબા ગાઈને વિખેરાઈ જાય છે. ગરબા મુખ્યત્વે ત્રણ તાળીના ગવાય છે. થોડાક એક તાળીના ગરબા પણ હોય છે. સાસુ વહુના સંબંધને લગતા ગરબા વધુ પ્રચલિત છે. રોજબરોજના કાર્યક્રમની વિગતો પણ તેમાં ગૂંથી લીધી હોય છે.

નાની બાળાઓને કુદણિયા એટલે કૂદતા કૂદતા ગરબા ગાવાનો વધારે શોખ છે. અને આવા ગરબામાં કાવ્યમયતાનો અભાવ હોવા છતાં એ જોનાર માણસો પણ સ્ફૂર્તિમાં આવી જાય તેવું ચેતન ભર્યું હોય છે. ગરબામાં હોવો જોઈએ તેવો ઉલ્લાસ અને થનગનાટ આવા કુદણિયા મારફતે સ્ફુટ થાય છે.

ગરબા ગાવાની શરૂઆત થતાં જે વિસ્તારમાં ગરબા ગવાતા હોય તેની આજુબાજુની વસ્તીમાં સારી રીતે ચેતન આવે છે. અંધારું થતાં જ નીરવ બની જતા ગામને આવા ઉત્સવ ઉલ્લાસમય બનાવે છે.

વાળંદ, કુંભાર અને બીજી નીચી ગણાતી જ્ઞાતિની સ્ત્રીઓ પોતપોતાના જુદા ગરબા કરે છે. પણ ઘણી ઓછી વખત ગરબા ગાય છે. ઘણુંખરું રજપૂત અને પાટીદાર ભેગાં મળીને ગરબા ગાય છે. બ્રાહ્મણ સ્ત્રીઓ અંદર ભળતી નથી. તેમજ તેઓની વસ્તી ઓછી હોવાથી જુદા ગરબા પણ કરતી નથી.

આ દિવસોમાં પહેલા રવિવારે અને પહેલા મંગળવારે ભંગી ગામમાં સાદ પાડે કે આજે માતાની ઉજાણી છે. પણ માતાના મંદિરમાં કોઈ ઉજાણી કરવા જતું નથી, પરંતુ માતાના મંદિરમાં દીવો કરે અને નૈવેદ્ય ધરાવે અને ઘેર કંસાર જમે.

બારૈયા કોમ નવરાત્રના પહેલે દિવસે જવારા વાવે. રોજ સાંજે ઢોલી

(રાવળ) ત્યાં જ જમે અને ડાકલું વગાડે. રાવળને દારૂ પાવામાં આવે. નવે દિવસે બારૈયા ફળીમાં ભૂવા ધૂણે. છેલ્લે દિવસે જવારા વળાવે. ટોળામાં જ્યાં બાળકો હોકારા કરતા હોય, ડાંકલાં વાગતાં હોય, ભૂવો ધૂણતો હોય. માતાના મંદિરે જઈને જવારા મૂકીને બારૈયા ઘેર આવે.

(૪૦) દશેરા–આસો સુદ ૧૦

નવરાત્રના ઉત્સાહસાગરમાં વધારેમાં વધારે ભરતી આણુનો અને એની કલગી સમાન ગણાતો આ તહેવાર અહીં નીચે પ્રમાણે ઊજવાય છે:

સાંજે અહીંની ખોડિયાર માતાની દેરી પાસે બ્રાહ્મણો હવન કરે છે. માટીની લીંપેલી એક ચોરસ ઓટલી પર લાકડાં અને છાણાં ગોઠવીને અગ્નિ પ્રગટાવે છે. તેમાં નાળિયેર, ઘી અને ચોખા હોમવામાં આવે છે. ઓટલીની આજુબાજુ કંકુની આડ કરવામાં આવે છે. માતાની દેરીમાં ઘણા લોકો ઘીનો દીવો મૂકી જાય છે. પછી ત્યાં બ્રાહ્મણ ખીર રાંધે છે; માતાને નૈવેદ્ય ધરાવીને બાળકોને પ્રસાદ વહેંચી આપે છે.

સંધ્યાકાળે ગામના ચોરા આગળ ઢોલી ઢોલ વગાડીને લોકોને એકઠાં કરે છે. પહેલાંના વખતમાં ઘણાં માણસો ભેગાં થતાં હતાં. ગામના મુખીની સરદારી નીચે એકઠાં થયેલાં માણસો પાસેમાં પાસે આવેલા શમીના ઝાડ (સમડા) પાસે જાય છે. જે જગ્યાએ અત્યારે ગામલોકો જાય છે, ત્યાં હાલ શમીનુ ઝાડ નથી. પહેલાં હતું તેની જગ્યાએ ઈંટો મૂકીને નાની દેરી બનાવી છે. (ત્યાં જ લાલામાતાનું સ્થાનક છે.) બ્રાહ્મણ મુખી પાસે કંકુ ચોખા વડે તે સ્થાનનું પૂજન કરાવે છે. ઘીનો દીવો મૂકીને સૌ પાછા ફરે છે.

રાત્રે જે ઠેકાણે સ્ત્રીઓ નવરાત્રના નવે દિવસ ગરબા ગાતી હોય છે ત્યાં મુખી ગામલોક અને ભૂવો એકઠાં થાય છે; ત્યાં ખપ્પર જોગણી માતા માટે નાનો રથ બનાવવામાં આવે છે. એના ઉપર ચૂંદડીનો કટકો ઓઢાડવામાં આવે છે.

પછી ભૂવાનો માણસ ડાકલું વગાડે અને દુહા ગાય છે. થોડીવાર થાય એટલે ભૂવો ધૂણવા માંડે છે. લોકો કહે કે "ભૂવાને માતા આવ્યાં." ભૂવો ધૂણતા ધૂણતાં કહે કે "ગામનું સારું અથવા માઠું થશે." પછી ભૂવો ખૂબ પ્રમાણમાં દૂધ પી જાય.

ભૂવો ધૂણતાં ધૂણતાં દોરી વડે બાંધેલા માતાના રથને દોરીને ગામથી થોડે દૂર આવેલા ખપ્પર જોગણી માતાના સ્થાનકે મૂકવા જાય છે. ગામની સ્ત્રીઓ ખોડિયાર માતા તથા બીજી માતાઓનાં ગીતો ગાતી ગાતી ગામના વડ સુધી રથને વળાવવા જાય છે. પછી ભુવો બેભાન બની જાય, તેને ઝોળીમાં નાખીને ગામલોકો માતાના રથ સાથે આખા ગામની પ્રદક્ષિણા

કરીને ખપ્પરજોગણી માતાના મંદિરે જાય. ત્યાં રથને મૂકે અને ઘીનો દીવો કરે. પછી ભૂવો જાગૃતિમાં આવીને બધાંને આશિષ આપે. રથ પરની ચૂંદડી ભૂવો લે અને રથ કોઇ બાળક લઈ લે.

રથ મૂકીને પાછાં આવતાં લોકો આખા ગામને ફરતી દૂધની ધાર કરે, જેથી માતા ગામનું રક્ષણ કરે અને ઢોરોના દૂધનું ઉત્પન્ન વધારે એવી માન્યતા છે.

(૪૧) માણેકઠારી પૂનમ-આસો સુદ ૧૫

દરેક કુટુંબ પોતાની કે બીજાની ડાંગરની કયારીમાંથી લીલી ડાંગર લાવે. સ્ત્રીઓ તેને શેકીને છડીને પૌંવા બનાવે. રાત્રે ચંદ્રદર્શન પછી લોકો દૂધ પૌંઆ ખાય.

કેટલાક માણસો ખાસ ડાકોર જાય છે.

ચાંદનીમાં સોયદોરો પરોવવાની રમત રમાય, આથી આંખોનું તેજ વધે એવી માન્યતા છે.

(૪૨) વાઘ બારસ-આસો વદ ૧૨

દિવાળીના તહેવારની શરૂઆત આજથી થાય. બાળકો ફટાકડા ફોડે.

(૪૩) ધનતેરશ-આસો વદ ૧૩.

સ્ત્રીપુરુષો વહેલાં ઊઠે બાળકો ફટાકડા ફોડે. રાત્રે દેવસ્થાનોમાં અને ઘેર દિવેલના દીવા મૂકે. મુહૂર્ત પ્રમાણે પુરુષો ધનની પૂજા કરે. ભાઈબીજ સુધી તે જ રૂપિયાની પૂજા કરે. લાભપાચમે તે રૂપિયાને પટારામાં મૂકી દે. આખું વર્ષ ધનની આવક સારી થાય તેવી માન્યતા છે.

(૪૪) કાળી ચૌદશ-આસો વદ ૧૪

ડાકલાં વગાડીને ભૂવો માતા આગળ ધૂણે. કોઇક કોઈક માણસો સાપના, વીંછીના મંત્રોની સાધના કરે. ઘેર ઘેર દીવા થાય, સારાં જમણ થાય. ફટાકડા ફોડાય.

(૪૫) દિવાળી-આસો વદ ૩૦

લોકો વધારે પ્રમાણમાં દીવા પ્રગટાવે. લોકો કામકાજ બંધ રાખે. ઓચ્છવ કરે.

સાસુ પોતાની પુત્રવધૂને આણું કરાવે અને બેસતા વર્ષે ભેટ આપે.

ચારે દિવસ સ્ત્રીઓ, ખાસ કરીને બાળાઓ નવાં લૂગડાં પહેરીને પાણી ભરે.

સામાન્ય તહેવારો

(૪૬) અમાસ

દરેક અમાસે ખેતીનું કામકાજ બંધ રાખે. બળદને આરામ આપે. આ માટે દરેક વદ ૧૪ ને દિવસે મુખી સાદ પડાવે કે કાલે અમાસ છે.

સ્ત્રીઓ વલોણું, દળણું ન કરે. પુરુષો હજામત ન કરાવે.

(૪૭) દરેક સુદ બીજ

દરેક મહિનાની સુદ બીજે સાંજે ચંદ્રદર્શન પછી જમે, સોનાની વસ્તુને પગે લાગે. ચંદ્રની દિશા ઉપર તેજીમંદીના અનુમાન બાંધે.

ઓઝા, સુથાર વગેરે કારીગરો આ દિવસે કામકાજ બંધ રાખે.

તહેવારોની યાદિ અહીં પૂરી થાય છે. શરૂઆતમાં જણાવ્યું તેમ ગણ્યાગાંઠયા તહેવારો પૂરેપૂરા ઉત્સાહથી તેમજ ઉલ્લાસપૂર્વક ઊજવાય છે. બાકીના તહેવારો વધુ તો ધાર્મિક ફરજને ખ્યાલે કશાયે ઉમંગ વિના ઊજવાય છે.

એક બે અપવાદો બાદ કરતાં તહેવારની અસર ગામના વાતાવરણ પર થતી હોય તેવું જણાયું નહિ સંજોગોની વિપરીતતાને કારણે હો કે ગમે તેમ પણ તહેવારનો દિવસ બીજા દિવસથી જુદો તરી આવવો જોઇએ તે નહોતું થતું. સમાજનાં બધાં અંગો તે દિવસે નજીક આવવાં જોઇએ તે પણ નથી થતું. તેમાંએ સામાજિક દૃષ્ટિએ તેમજ આર્થિક સ્થિતિએ હલકી ગણાતી કોમોને તો આ તહેવારોની ઉજવણી વખતે પણ છૂટથી ભળવા દેવામાં આવતી નથી. જે કંઇ ઉજવણી થાય છે તે ઊંચી ગણાતી કોમોમાં અને તેમને માટે જ.

(૪) રંજનનાં અન્ય સાધનો

તહેવારોની ઉજવણીનો અહેવાલ લેતાં આપણે જોયું કે ઘણા ઓછા તહેવારો ઉત્સાહપૂર્વક ઊજવાય છે. નવા તહેવારો કે નવા પ્રસંગોનો એમાં ઉમેરો થયો નથી રાષ્ટ્રિય તહેવારો જેવા કે ગાંધી જયંતી, સ્વાતંત્ર્ય દિન વગેરે કે રાષ્ટ્રિય સપ્તાહ પ્રભાત ફેરી, આરોગ્ય હરીફાઈ, આરોગ્ય પ્રદર્શનો વ. રંજનનાં નવાં સ્વરૂપોએ અહીં પ્રવેશ કર્યો નથી. તહેવારોની ઉજવણી ઉપરાંત બીજાં કયા સાધનો લોકોને અત્યારે રંજન પૂરું પાડે છે?

લોકોના દૈનિક જીવનમાં સામાન્ય રીતે તો બહુ ઓછો અવકાશ રહેતો હોય છે કે જેથી તેમને તેમના દૈનિક કામ ઉપરાંત બીજું કંઈ કરવાનો ઉત્સાહ રહે. ઉપરાંત દીવાબત્તીની સગવડને અભાવે પણ તેમનો દિવસ ઘણો જલ્દી પૂરો થઈ જાય છે. મહિનામાં પંદર દિવસ તો સૂર્યાસ્ત પછી કશીયે હેરફેર કરવી શકય હોતી નથી. એ ઉપરાંત તેમને અવકાશ હોય ત્યારે પણ તેમની પાસે એવાં કોઈ સાધનો નથી કે જેમાંથી તેઓ રંજન મેળવે. વાંચનનો શોખ કોઇનામાં એવો નથી જે આખો દિવસ કામ પરથી આવીને, દીવાબત્તીની પૂરતી

સગવડનો અભાવ છતાં અને કોઈની પ્રેરણા વિના વાંચવા પ્રેરાય. મંદિરમાં જઈને બેસવાનો અને સારી સારી વાતોચીતો કરવાનો લાભ પણ અત્યારે તેમણે ગુમાવ્યો છે. પરિણામે પાસેના ઘરના જ બેચાર માણસો ભેગા મળી થોડોક વખત બેસી ગપાટા હાંકી દિવસ પૂરો કરે છે.

સ્ત્રીઓને પણ કામનો બોજો એટલો બધો હોય છે કે તેમની સ્થિતિ પુરુષો કરતાં પણ વધારે ખરાબ હોય છે. જવારા વાવવાના હોય, વધામણું હોય, નવરાત્ર હોય કે કોઈકનું લગ્ન હોય ત્યારે તેમને થોડીક તક મળે છે ખરી.

બાળકોને પણ રમતગમતની પૂરતી સગવડ નથી. ગામ ઘણું ગીચ હોવાથી ગામમાં તો એકે મોટું રમવા લાયક મેદાન નથી. ઉપરાંત નિશાળેથી છૂટયા પછી ઘરનું કામ પણ કરવાનું હોય છે. ઢોર પાળવાનું કે ખેતરનું બીજું નાનું કામ કરવાનું અથવા છાણવાસીદું નાખી આવવાનું કામ તેમને સોંપાય છે; એટલે બાળકોને પણ તેમના શારીરિક અને માનસિક વિકાસ માટે જરૂરી રમતગમતનો પૂરતો લાભ મળતો નથી.

ગામમાં માત્ર ત્રણ જણને ત્યાં ગ્રામોફોન છે. બીજાં કોઈ અદ્યતન સાધનો કોઈની પાસે નથી.

તેમના દૈનિક જીવનમાં વર્ષમાં વારાફરતી એકવાર આવતી રામલીલા, ભવાઈ તથા પૂતળીના ખેલને લીધે વૈવિધ્ય આવે છે. આ ત્રણે કાર્યક્રમો વહેલી રાતે શરૂ થઈ મોડી રાત સુધી ચાલતા હોય છે. રાતનો કાર્યક્રમ હોવાથી લોકોને ખૂબ અનુકૂળ થઈ પડે છે. નાનાં મોટાં, સ્ત્રીપુરુષો સૌ ઘણી સારી સંખ્યામાં આ કાર્યક્રમો વખતે હાજર રહે છે. લોકોને આવા કાર્યક્રમોની કેટલી જરૂર છે તેનો ખ્યાલ આ પ્રસંગોએ થતી હાજરી પરથી આવી શકે છે. દુઃખની વાત એટલી જ છે કે આ પ્રસંગોએ જે કાર્યક્રમો ભજવાય છે તે લોકોને ઘણું હલકી કોટિનું રંજન પૂરું પાડતા હોય છે. પૂતળીનો ખેલ અને રામલીલા એ રીતે દોષમુક્ત ગણી શકાય એવા છે, પણ ભવાઈ ઘણી હલકી પંક્તિની હોય છે. અપશબ્દોથી ભરપૂર, હલકટ ચેનચાળા સાથેની તથા કેળવણી જેવા વિષયોની બદનામી કરતી આ ભવાઈઓ રંજન આપવા સાથે લોકોના માનસ પર ઘણી ખરાબ અસર મૂકતી જાય છે. આ કાર્યક્રમોમાં રહેલા ખરાબ તત્ત્વને દૂર કરી તેનો વધુ સારો ઉપયોગ કરવામાં આવે તો લોકોને જરૂરી રંજન સાથે યોગ્ય કેળવણી પણ આપવાની ઘણી શક્યતાઓ છે.

### (૫) સ્ત્રીઓ

ગામડાના બીજા અગત્યના પ્રશ્નોની જેમ અહીંની સ્ત્રીઓનું જીવન

એ પણ એક અગત્યનો પ્રશ્ન છે. અને તેથી બીજા પ્રશ્નોની જેમ એને પણ ઉકેલ્યા સિવાય સાચી ગ્રામપુનર્ઘટના કરવી શક્ય નહિ બને.

ગામડાની સ્રીના જીવનનો સૌથી મોટો પ્રશ્ન તેને માથે પડતા કામના અતિશય બોજાનો છે. લગભગ એકેએક સ્રીને કરવાં પડતાં કામની નીચેની નોંધ એનો સારો ખ્યાલ આપશે. અત્રે એ યાદ રાખવું જોઈશે કે એટલું કામ તો દરેકે ઓછામાં ઓછું કરવું પડે છે.

**દૈનિક કાર્યક્રમ :—**

કોઠા નં. ૫૬

| | | | | |
|---|---|---|---|---|
| સવારે— | ૫–૦ વાગે ઊઠે છે. | | | |
| | ૫–૦ | થી ૫–૪૫ | સુધી | છાશ વલોવવાનું કામ ચાલે અથવા દળવાનું કામ. |
| | ૫–૪૫ | ,, ૬–૩૦ | ,, | માખણમાંથી ઘી તાવવાનું કામ. |
| | ૬–૩૦ | ,, ૬–૪૫ | ,, | ભેંસ દોહવાનું કામ. |
| | ૬–૪૫ | ,, ૭–૦ | ,, | ભેંસ, બળદ વગેરેને પાણી પાવા લઈ જવાનું કામ. |
| | ૭–૦ | ,, ૭–૩૦ | ,, | ચા, નાસ્તો તૈયાર કરવાનું કામ. |
| | ૭–૩૦ | ,, ૮–૩૦ | ,, | ઘર અને આંગણું સાફ કરીને છાણ, વાસીદાને ઉકરડે નાખી આવવાનું કામ. |
| | ૮–૩૦ | ,, ૯–૩૦ | ,, | કૂવેથી પાણી ભરી લાવવાનું કામ. |
| | ૯–૩૦ | ,, ૧૧–૩૦ | ,, | ખેતરેથી ચાર લઈ આવવાનું કામ. |
| | ૧૧–૩૦ | ,, ૧–૦ | ,, | રસોઈ કરવાનું કામ. |
| બપોરે— | ૧–૦ | ,, ૨–૦ | ,, | રસોઈનાં વાસણ સાફ કરવાનું કામ. |
| | ૨–૦ | ,, ૩–૦ | ,, | કૂવે કે તળાવે જઈને કપડાં ધોઈ આવવાનું કામ. |
| | ૩–૦ | ,, ૪–૦ | ,, | ઘર સાફ કરવાનું અને બપોરની વખતે ચા બનાવવાનું કામ. |
| સાંજે— | ૪–૦ | ,, ૫–૦ | ,, | બીજે દિવસે સવારે દળવાની બાજરીને છડી, ઝાટકીને દળણું તૈયાર કરવાનું કામ. |
| | ૫–૦ | ,, ૬–૩૦ | ,, | ખેતરેથી ચાર લઈ આવવાનું કામ. |
| | ૬–૩૦ | ,, ૮–૩૦ | ,, | ભેંસ દોહવાનું તથા રસોઈ કરવાનું કામ. |
| રાત્રે— | ૮–૩૦ | ,, ૯–૩૦ | ,, | વાસણ સાફ કરવાનું કામ. |
| | ૯–૩૦ | ,, ૧૦–૦ | ,, | પથારી વગેરે કરવાનું કામ. |
| | ૧૦–૦ વાગે | | | શયન. |

ઉપરના સમયપત્રકનો અર્થ એ નહિ કરવાનો કે એમાં જણાવેલા વખતે જ ઘડિયાળ રાખીને તે તે કામ કરે. આ તો તેમના કામકાજના નિરીક્ષણ પરથી ખ્યાલ આપવા પૂરતું અમે ઘડી કાઢેલું સમયપત્રક છે.

ઉપર જણાવેલું સમયપત્રક તો તેમના દરરોજના અનિવાર્ય કાર્યોનું. તે ઉપરાંત તેમને ઘણું કામ કરવાનું હોય છે. પાકની લણણી વખતે તેમને પણ ખેતરના કામમાં પુરુષોને મદદ કરવાની હોય છે. કોદરા, બાજરી, તલ, તુવેર, ડાંગર વગેરે છોડ જ્યારે પાકીને તૈયાર થાય ત્યારે તેને વાઢવા જવાનું હોય; આ અનાજ અને કઠોળ મસળાઈને ઘેર આવે, પણ તે ખાવા લાયક બને તે માટે ઘણી ક્રિયાઓ કરવાની હોય છે.

કોદરાને કે ડાંગરને ખાવા લાયક બનાવવાં હોય તો શરૂઆતમાં તેમને ભરડવાં પડે, પછી ઝાડકવાનાં, ભરડાયા વગરના રહી ગયેલા કણોને સોઈને જુદા કરવાના, ભરડેલા દાણાને છડીને છોતરાં જુદાં પાડવાનાં અને પછી છૂટાં પડી ગયેલાં છોતરાંને કાઢી નાખવા માટે ઝાટકી નાખવાનાં. આટલી ક્રિયા થાય પછી જ ડાંગર કે કોદરા ખાવા લાયક બને.

બાજરી પણ દળવા લાયક બને તે માટે અગાઉથી તેને છડીને ઝાટકી રાખવી પડે.

તુવેર, મઠ વગેરે કઠોળની દાળ બનાવવાં માટે તેને અગાઉથી ભરડીને ઝાટકવા પડે.

તલ વઢાઈને ઘેર આવે પછી પણ તેને તડકે સૂકવીને અને પછી ખંખેરીને સાફ કરવા પડે.

આવું એકાદ કામ તો દરરોજ વારાફરતી ચાલતું જ હોય. તે ઉપરાંત ખેતરમાં જ્યારે મજૂરો રોકયા હોય ત્યારે એમના માટે શાક રોટલા બનાવી-ને ખેતરમાં મોકલી આપવાં પડે. તમાકુનાં પાન બાંધવાનો સમય આવે ત્યારે એને માટે રોકેલા માણસોની સરભરા કરવી પડે.

વળી કોઈકના મૃત્યુ પ્રસંગે ગામ પરગામ ચાલીને રોવા કૂટવા જવાનું હોય કે કોઈ સગું માંદું હોય તો તેની ખબર કાઢવા જવાનું હોય, અને તે પણ બપોર પહેલાં બધું કામ પતાવીને જવાનું અને સાંજે ભેંસ દોહવાનો કે રસોઈ કરવાનો સમય થાય તે પહેલાં ઘેર આવી જવાય તે પ્રમાણે બધો કાર્યક્રમ ગોઠવવાનો.

મહેમાન તો લગભગ હંમેશાં ચાલુ હોય, એટલે એમની સરભરા પણ કરવાની હોય. વળી ગામો ઘણાં નાનાં હોવાને લીધે અને કન્યાને પોતાના જ ગામમાં ન પરણાવવાની સામાન્ય પ્રથાને લીધે બીજા ગામમાં પણ સગાંવહાલાં રહેતાં હોય. જો આ ગામમાં કોઈની માંદગીની ખબર

કાઢવા મહેમાનો આવ્યા હોય તો તેમની સરભરા કરવાની હોય અને મહેમાનનું ગામ એક વાર આવીને તરત જ પાછા જઈ શકાય એટલું નજીક ન હોય તો મહેમાનને પણ ન છૂટકે તે ગામમાં રોકાવું જ પડે. પરિણામે સ્ત્રીને એટલું વધારે કામ કરવાનું.

આટલું કામ તો સારી સ્થિતિની સ્ત્રીઓને પણ પહોંચે. ગરીબ કુટુંબની સ્ત્રી હોય તો આટલા કામ ઉપરાંત તેને મજૂરીએ જવાનું હોય કે કોઈનું વેચાતું પાણી ભરી આપવાનું હોય કે કોઈકનું દળવા-ઝાટકવાનું કામ વેચાતું કરી આપવાનું હોય. કુંભારની સ્ત્રીઓને ગામમાં સરકારી અમલદાર-તલાટી વગેરે રહેતા હોય તેમનું અને ચોરે વેઠે પાણી ભરવાનું હોય. તે ઉપરાંત માટીનાં વાસણો બનાવવાના હોય ત્યારે એમને પણ માટી ખૂંદવામાં, નિભાડા માટે છાણાં લાવવામાં, માટીની મોટી મોટી કોઠીઓ બનાવવાના કામમાં ખૂબ મદદ કરવાની હોય છે.

માટીના આ કામમાં સારી રીતે મદદ કરી શકે માટે કુંભારમાં પતિ કરતાં સહેજ મોટી ઉમરની પત્ની લાવવાનો રિવાજ પડી ગયો છે. આર્થિક કારણ કેવી રીતે સામાજિક જીવનને અસર કરે છે તેનું આ એક ઉદાહરણ છે.

**કામનું ગૌરવ**

નોંધવા લાયક બિના એ છે કે કોઈને જાતે કામ કરવાની શરમ હોતી નથી. પૈસાદાર વર્ગ પણ જાતે કામ કરવામાં નાનમ માનતો નથી. ઊલટું કોઈ સ્ત્રી વેચાતું કામ કરાવે તો તે મશ્કરીને પાત્ર બને છે. તેથી જ ગરીબ અને પૈસાદાર વર્ગની સ્ત્રીઓને સરખું-સરખી જાતનું-કામ કરવાનું હોય છે. ઢોરનું કામ કરવાનું હોવાથી છાણ, વાસીદાં વગેરેનું કામ કરવાથી, તેમજ ખેતરમાં પણ કામે જવાનું હોવાથી બંને વર્ગનાં કપડાં સરખાં જ ગંદાં હોય છે.

શહેરની માફક ગરીબ, પૈસાદારના કે ઉજળિયાત અને પછાત વર્ગના ભેદ કપડાંની ચોખ્ખાઈ પરથી પારખી શકાતા નથી. કપડાંની ચોખ્ખાઈમાં રજપૂત કે પાટીદારનાં બાળકો ઢેઢ, ભંગીનાં બાળકો કરતાં સહેજ પણ જુદાં તરી આવતાં નથી. તેમ જ પૈસાદારનાં બાળકો પણ ગરીબ બાળકોથી જુદાં તરી આવતાં નથી.

આમ આપણે જોયું કે જાતે કામ કરવાની શરમ ન હોવી જોઈએ એ એક સુંદર ગુણની તે પૂરતી જ અસર છે. ચોખ્ખાઈ રાખવાની વાત આવે ત્યારે કામના બોજાના બહાના તળે ચોખ્ખાઈ પ્રત્યેની બેપરવાઈને ઢાંકવામાં આવે છે.

ઉપર જણાવેલાં સ્ત્રીઓનાં કામની વિગત આપણને ખ્યાલ આપશે કે કામના આટઆટલા બોજા તળે સ્ત્રીઓને થાક ખાવાની પણ નવરાશ

સ્ત્રીઓના કામનો બોજો કેમ હળવો થાય?

ન મળે તો ઘરસફાઈ કરવાની કે બાળકો પ્રત્યે ધ્યાન આપવાની કે નવી નવી વસ્તુઓ શીખવાની તો તેમને ક્યાંથી જ ફુરસદ મળે? ગ્રામસ્ત્રીઓને વધુ સ્વચ્છ ગૃહિણીઓ બનાવવી હશે તો, તેમને વધુ સારી માતાઓ બનાવવી હશે તો, તેમને વધુ સારી કેળવણી આપવી હશે તો તેમનું કામ હળવું કરવું પડશે; નહિતર તેમને ઊંચે આણવાની આશાને વ્યર્થ ફગાવી દેવી પડશે.

સ્ત્રીઓનું કામ કઈ રીતે ઓછું થાય તે વિશે અહીંનાં સ્ત્રીપુરુષો સાથે વાતચીત કરી જોતાં નીચેની વસ્તુઓ જણાઈ:

**(અ) નળ લાવી આપવા :—**

જો ગામમાં પાણીના નળ નંખાવવામાં આવે તો પાણી ભરવાનું મોટામાં મોટું કામ ઓછું થઈ જાય. ગામમાં પંપની વ્યવસ્થા હોવાથી નળ નંખાવવાનું કામ ઘણું મુશ્કેલ ન બને; પણ નળ નંખાવતા પહેલાં વપરાયેલા પાણીના નિકાલની વ્યવસ્થા થવી જોઈએ. નહિતર તો ગામમાં અસહ્ય ગંદકી એકઠી થાય. વળી નળ નાંખવાનો ઉપાય પણ લાંબે ગાળે શક્ય બને.

**(બ) અનાજ દળવાની ઘંટી લાવી આપવી :—**

ઘર ઘરનાં દળણાં બંધ કરીને બધો લોટ એક જ ઠેકાણે દળાય એવો પ્રબંધ કરવામાં આવે તો દળવાનું કામ ઓછું થઈ જાય, અને સ્ત્રીઓને ઘણી રાહત રહે. પણ વીજળીથી ચાલતી ઘંટી લાવવામાં આવે તો "બકરું કાઢીને ઊંટ પેસાડયું" એવું થાય. આમે શાક-દૂધના બહુ ઓછા વપરાશને કારણે એમને ખોરાકમાં પૂરતાં પુષ્ટિદાયક તત્ત્વો મળતાં નથી, તેમાં જો વીજળીથી ચાલતી ઘંટી આવે તો ઘઉંચોખામાંથી મળતાં થોડાં તત્ત્વો પણ ઓછાં થાય. એટલે એવી ઘંટી તો ન જ લાવવી જોઈએ. જો બળદથી ચાલતી ઘંટીમાં બધાં તત્ત્વો સચવાઈ રહે છે એ વાત સત્ય હોય તો તેવી ઘંટી પસંદ કરવી જોઈએ. પણ તે ઘંટી અહીં કેટલે અંશે સફળ થશે એ કહેવું મુશ્કેલ છે, કારણ કે ઓછામાં ઓછું પાંચશેર લોટ દળવાનો એક આનો ન લેવાય ત્યાંસુધી લોકોને આવી ઘંટીમાં દળાવવાનું મોંઘું પડી જાય. છતાંએ ખૂબ ગરીબ લોકો તો એટલો ભાવ પણ ન આપી શકે. એટલે કામ ઓછું કરવાનો આ માર્ગ પણ ધારીએ એટલો સરળ નથી.

## (ક) ચાર લાવવાનું કામ પુરુષો ઉપાડી લે તો!

ઉપર જણાવેલા બંને માર્ગો કરતાં આ માર્ગ કાંઈક વધારે સરળ અને તાત્કાલિક ઉપયોગમાં લેવાય તેવો છે. સ્ત્રીઓને બદલે પુરુષો જો ચાર લઈ આવવાનું કામ ઉપાડી લે તો સ્ત્રીઓને ઘણી રાહત રહે અને તેમનો ત્રણથી ચાર કલાકનો સમય બચી જાય.

ગામલોકમાંથી કેટલાંકની સાથે વાતચીત કરતાં માલૂમ પડયું કે ઘણા પુરુષો પણ પોતાના કુટુંબની સ્ત્રીઓ ચાર લાવવા ન જાય તેવું ઇચ્છે છે, કારણ કે:—

(૧) બીજા ગામના લોકો જાણે કે આ ગામની સ્ત્રીઓને ચાર લાવવા સીમમાં નથી જવું પડતું તો આ ગામમાં રહેલાં કુટુંબોને તેઓ ઊંચા કુળનાં ગણતા થાય અને એવા ઊંચા કુળમાં કન્યા આપીશું તો ઓછું કામ કરવાનું હોવાથી કન્યા દુઃખી નહિ થાય એમ વિચારીને સહેલાઈથી કન્યા આપવા પ્રેરાય.

(૨) વળી ચાર લાવવા માટે સીમમાં જવાનું ન હોવાથી ઘરનાં બીજાં કામકાજ, ખાસ કરીને રસોઈ વખતસર થાય.

ઉપરના બે માર્ગ કરતાં આ માર્ગ એટલા માટે વધુ સરળ છે કે પુરુષોને ચાર લાવવાની સૂગ નથી; તેથી આ કામ માટે તેમને સમજાવવાનું મુશ્કેલ ન બને. વળી ઘંટી કે નળ નંખાવવાના કામ જેવું લાંબા ગાળે અને પૈસાના રોકાણથી જ શક્ય બને તેવું આ કામ ન હોવાથી ટૂંક સમયમાં જ તેની શરૂઆત થઈ શકે, જો કોઈ પુરુષ તેની પહેલ કરે તો.

## (ડ) ખેતર પરનાં ઘર—(Farm-houses)

સ્ત્રીઓનું અને પુરુષોનું પણ કામ ઓછું કરવામાં સારામાં સારો અને આદર્શ માર્ગ તો કૂવા, રસ્તા વગેરેની સગવડવાળા ખેતરમાં જ ઘર બાંધીને રહેવાની પ્રથા દાખલ કરવાનો છે.

એવી પ્રથા દાખલ કરવામાં આવે તો નીચેના ફાયદા થાય:—

(૧) ચાર લાવવા માટે દૂર જવાનું ન હોવાથી તે કામ ઓછું થઈ જાય.

(૨) છાણ, વાસીદું નાંખવા માટે પણ દૂર ન જવું પડે. ખેતરના એક ખૂણા પર ઉકરડો કરી શકાય. વળી ખેતરમાં જ ઉકરડો હોવાથી જ્યારે તેમાંથી ખાતર બને ત્યારે તે ઉપાડવાનું કામ પણ ઓછું થાય.

(૩) ખેતરમાં કૂવો હોય તો પાણી ભરવા માટે પણ દૂર ન જવું પડે. સ્ત્રીઓનું એ મોટું કામ ઘણું ઓછું થઇ જાય.

(૪) કૂવાને લીધે અને ખેતરમાં રહેવાથી જગ્યાની છૂટને લીધે તેમ જ સાચવવાની મુશ્કેલી દૂર થવાથી શાકભાજીનું વાવેતર કરી શકાય. પરિણામે

ખોરાક વધારે પુષ્ટિદાયક બને અને તેથી તંદુરસ્તી વધુ સારી બને. વળી બીજા ઉનાળુ પાક પણ લઇ શકાય.

(૫) જગ્યાની છૂટને લીધે અને ખેતરમાંથી ચાર લાવવાની ન હોવાથી ઢોર પણ વધારે પ્રમાણમાં રાખી શકાય. તેથી ઘી, દૂધ સારા પ્રમાણમાં મળે.

(૬) જગ્યા વિશાળ હોવાથી ઢોરને ઘર આંગણે બાંધવાની ફરજ ન પડે, અને તેથી ઘરમાં વધારે સ્વચ્છતા રહે અને મચ્છર માખી પણ ઓછાં આવે. આની અસર તંદુરસ્તી પર થાય જ. રબારી લોકો પોતાનાં ઘેટાંબકરાંને અને ગાયભેંસને ઘર આંગણે ન બાંધતાં છૂટા વાડામાં બાંધે છે અને તેમનાં ઘર પણ ઊંચાં ઓટલાવાળાં છે, એટલે બહારનો કચરો ઓછો આવે છે. આથી આખા ગામમાં ચોખ્ખામાં ચોખ્ખો રબારી વાસ છે.

(૭) ખેતરના પાકને અંગે કરવા પડતા ઘણા ફેરા ટળી જાય. ઘર આંગણે જ નીંદવાનું, વાઢવાનું, મસળવાનું, ઊપણવાનું વગેરે કામ થઇ શકે.

પરંતુ અત્યારે તો ગ્રામજનોને ખેતરમાં રહેવાનું સમજાવવાનું મુશ્કેલ પડે છે, કારણ કે :—

(૧) ખેતરના છૂટા છૂટા ટુકડાને એકજથ્થે કરવાની એમની કોઇ રીતની માનસિક તૈયારી નથી.

(૨) જે સમૂહજીવન એ લોકો હાલ ગાળી રહ્યાં છે તેનાથી વિખૂટા પડવાનું તેમને મન ન થાય.

(૩) ચોર, લુટારાના ભયને કારણે ખેતરમાં છૂટાં છૂટાં રહેવાનું નાપસંદ કરે છે.

પરંતુ જો નીચે પ્રમાણેની વ્યવસ્થા કરવામાં આવે તો અને ખેતરમાં ઘર બાંધીને રહેવાના ફાયદાનો ખૂબ સારો પ્રચાર થાય તો આપણે તેમને તેમ કરવા સમજાવી શકીએ ખરા :—

(૧) દરેક માલિકની જમીનના જુદા જુદા ટુકડા ભેગા કરવા જોઇએ.

(૨) એવા દરેક ખેતરમાં મીઠા પાણીનો કૂવો અગર ટ્યૂબવેલ હોવો જોઇએ.

(૩) એક ખેતરેથી બીજા ખેતરે જવાના માર્ગો સહજ અને સરળ હોવા જોઇએ. આથી જો કોઇને બીજાની મદદની જરૂર પડે તો તે તાત્કાલિક દોડી જઇને મદદ મેળવી શકે. આ રીતે વસેલા ગામમાં વીજળી હોવી જોઇએ. ઓછામાં ઓછું રસ્તાઓ તો અંધકારઘેર્યા ન જ હોવા જોઇએ.

(૪) ચોર વગેરેના ત્રાસમાંથી મુક્તિ મેળવવા માટે કાં તો આખા ગામને સાચવનાર ચોકિયાતો ગામલોકોએ રાખી લેવા જોઇએ. નહિતર

ગામનાં જ માણસો વારાફરતી ચોકી કરવાનું નક્કી કરે. આમ કરવાથી બહારના માણસો કરતાં વધારે વિશ્વાસુ માણસો ગામને સાચવતા થશે, અને લોકોમાં સહકારી અને સામાજિક વૃત્તિ વિકસશે. સરકારે પણ તેમના રક્ષણ માટે યોગ્ય જોગવાઈ કરી આપવી જોઈએ.

(૫) ચોર વગેરેનો ભય સાવ ઓછો થઈ જાય, પડોશીની હૂંફ મળે, સહિયારા કૂવાથી પણ કામ ચાલે એવી રીતે અને છતાંએ ઘર ખેતરની



નજીકમાં હોય એ પ્રમાણે રહેવું હોય તો ઉપર આપેલી આકૃતિ પ્રમાણે પાંચ કે પાંચથી વધારે ઘરોના સમૂહ બાંધીને ખેતરમાં રહી શકાય. ટપકાવાળાં ઘરો છે, ફૂદડીવાળી જગ્યા ખેતરની છે અને વચલી ટપકાં અને વર્તુલવાળી જગ્યામાં સહિયારો કૂવો રાખી શકાય. અને ઘરની પાછળ આવેલા વાડામાં (ચોકડીવાળી જગ્યા) શાકભાજી વાવી શકાય, ઢોર રાખી શકાય અને બાળકો માટે રમતગમતનું ચોગાન (સહિયારું) અને સહિયારો બગીચો પણ કરી શકાય. એટલે એક જ કૂવાથી (અલબત્ત, નાના પંપ વડે ચાલતો) પાંચ મોટાં મોટાં ખેતરોમાં ખેતી થઈ શકે, નાહવા ધોવા માટે પાણી ખેંચવું ન પડે અને ખર્ચ પણ ઓછો થાય.

(૬) ઘરો દૂર જવાથી સમૂહજીવનમાં જે ખોટ આવે તેની ખોટ બધાંને નિકટ લાવી શકે તેવા તહેવારોની ઉત્સાહપૂર્વકની ઉજવણીથી પુરાવી જોઈએ.

(૭) ખેતરમાં રહેવાને કારણે જે કામ ઓછું થઈ ગયું હોય તેને લીધે સ્ત્રીઓને ઠીક ઠીક નવરાશ મળે. આવી નવરાશ વેડફાઈ તો ન જ

જવી જોઈએ. ઊલટું, આમ નવરાશ મળે અને તેનો સદ્ઉપયોગ ન થાય તો નિંદાનું પ્રમાણ વધી જાય. એટલે આવી નવરાશના સમયે એમને પોતાને આનંદ આવે તેવું કામ થવું જોઈએ.

તે માટે ઓછામાં ઓછું એક સંસ્કારકેન્દ્ર ગામમાં ખોલાવું જોઈએ. નવરાશના સમયે સ્ત્રીઓ ત્યાં જાય, એમની ઇચ્છા પ્રમાણે કાંતણ, ભરત, ગૂંથણ, શીવણ, રંગોળી ગરબા વગેરે શીખે અને સમૂહવાચનમાં પણ ભળે. કોઈક શિક્ષિત સ્ત્રી જાણવા જેવા સમાચાર, વાતો, હરિજનબંધુ વગેરે વાંચી સંભળાવે અને બધાં સાંભળે. આને માટે પ્રામાણિક અને કેળવાયેલ સ્ત્રીકાર્યકરની જરૂર રહે. એવી કાર્યકર બધાંને આવા પ્રયત્નોથી એક સાંકળે જોડી રાખે.

આમ વધુ પડતા કામના બોજાને લીધે, તેના પરિણામે આવતી શરીર પ્રત્યેની બેકાળજીને લીધે અને શરીરના ઘસારાને પહોંચી વળવા માટે જોઈતા પોષણના પૂરતા અભાવને લીધે ગામની સ્ત્રીઓની તંદુરસ્તી શહેરની સ્ત્રીઓ કરતાં વધારે સારી માલૂમ ન પડી. "ગામડાની સ્ત્રીઓનાં તો કેવાં હૃષ્ટપુષ્ટ શરીર હોય" એ માન્યતા ખોટી ઠરી. અલબત્ત ઢેઢ, રબારી અને કુંભાર સ્ત્રીઓની તંદુરસ્તી બીજા કરતાં પ્રમાણમાં સારી છે. શહેરની સ્ત્રી કરતાં ગામડાની સ્ત્રી વધારે કામ કરી શકે છે એ વાત સાચી, પણ કામના પ્રમાણ ઉપરથી એમની શારીરિક તંદુરસ્તીનો ક્યાસ કાઢવો ન જોઈએ. આટલું કામ કોઈ પણ રીતે કરવું જ જોઈએ, તેમ કર્યા વગર છૂટકો જ હોતો નથી, એટલે શરીર ના પાડે છતાં પણ એ લોકો એટલું કાર્ય કરે છે. બાકી એમની ચાલ, એમની મુખકાંતિ વગેરે એમની નબળી તંદુરસ્તી તરત જણાવી દે છે. ડૉકટરના કહેવા પ્રમાણે ગામની મોટા ભાગની સ્ત્રીઓ રક્તક્ષય (એનિમિયા) અને દાંતમાં થતા પાયોરિયાના રોગથી પિડાય છે. તેમાં નાહવાધોવાની અલાયદી જગ્યાનો અભાવ અને કુદરતી હાજત માટે ગામ બહાર જવાની પ્રથા તેમની નાદુરસ્તીમાં વધારો કરે છે. નાહવાની અલાયદી જગ્યા ન હોવાથી તેમને ઝડપથી ગમે તે રીતે શરીર સાફ કરવાની ટેવ પડે છે. પરિણામે ચામડીના રોગો, ખસ, દાદર વગેરેમાંથી એ લોકો વારંવાર દવા વાપર્યા છતાંએ મુક્ત નથી થતાં. વળી કુદરતી હાજત માટે ગામ બહાર જવાનું હોવાથી અંધારા વગર ત્યાં જવાનું ફાવે નહિ, એટલે વહેલી સવાર કે રાત્રિ સિવાયના સમયમાં તે હાજતને રોકી રાખવાની આદત પડી જાય છે. પરિણામે કબજિયાત વગેરે રોગો થાય અને શરીર ઉપર અસર કરે.

તંદુરસ્તી

આથી નાહવાધોવા માટે એક બે ઓરડીઓ અલાયદી કરી આપી હોય તો ગામની સ્ત્રીઓ નિરાંતે ત્યાં નાહી શકે. પરંતુ આવી ઓરડીઓ બંધાવ્યા પછી સ્ત્રીઓ તેનો વપરાશ કરે છે કે નહિ તેનું ધ્યાન રખાવું જોઈએ અને વપરાશ ન થતો હોય તો વપરાશ થાય એવો પ્રચાર થવો જોઈએ.

એ જ પ્રમાણે પાસેના ખેતરમાં ફરતા જાજરૂની વ્યવસ્થા થાય તો દિવસના ગમે તે સમયે સ્ત્રીઓ ત્યાં જઈ શકે. વળી એ પ્રથા દાખલ કરવામાં આવી હોય તો ખાતર પણ મળે.

સ્વચ્છતા

પણ ગામની મોટામાં મોટી કોઈ જરૂરિયાત હોય તો તે સ્વચ્છતાની ટેવ કેળવવાની છે. આજે તો અસ્વચ્છતાથી એ લોકો એવાં ટેવાઈ ગયાં છે કે એ કુટેવને કાઢતાં પણ ખૂબ મુશ્કેલી પડે તેમ છે.

જ્યારે જ્યારે અમે સ્વચ્છતાની વાત કરી છે ત્યારે અમને અચૂક એ જવાબ મળ્યો છે કે "અમે તો માટીમાં કામ કરનારાં, અમે ચોખ્ખાઈ રાખવા જઈએ તોપણ ન રાખી શકાય." આ જવાબમાં થોડુંક સત્ય જરૂર છે, પણ અસત્ય વિશેષ છે. અમુક તો સંજોગો જ એવા છે કે ગંદકીમાં ઉમેરો થાય. ઘરનાં આંગણાં નાનાં હોવાને લીધે અને ઢોરો બાંધવાની અલગ જગ્યા ન હોવાને લીધે ઢોરને લીધે થતી ગંદકી તો અનિવાર્ય છે. આ ગંદકી તો ત્યારે જ દૂર થાય જ્યારે ગામલોકો ભેગા મળીને ઢોરોને અલાયદા બાંધવાનો માર્ગ શોધી કાઢીને તે પ્રમાણે વર્તે, અગર તો નવાં પરાં વસાવે. વળી કામના અતિશય બોજાને લીધે તેઓ બાળકોની સ્વચ્છતા પર પૂરતું ધ્યાન ન આપી શકે તે પણ સમજાય તેવી વાત છે. આ મુશ્કેલી પણ આગળ જણાવ્યું તેમ દૂર થઈ શકે તેમ છે.

પણ કેટલીક એમની અસ્વચ્છ ટેવો તો કોઈ સંજોગોને કારણે નહિ, પણ અસ્વચ્છતા પ્રત્યેની સૂગના અભાવે છે. મેલાં થયેલાં લૂગડાંને સાફ કરવા માટે સાબૂનો બહુ ઓછો વપરાશ થાય છે. ગરીબ માણસો સાબૂ ન વાપરી શકે તે સમજાય, પણ સાબૂના પૈસા ખરચી શકે તેવાં કુટુંબો પણ સાબૂ વગર ધોયેલાં લૂગડાં પહેરે ત્યારે નવાઈ થાય છે. દરરોજ ગમે તેટલાં મેલાં લૂગડાં થાય તો યે સાબૂના વપરાશથી જરૂર વધારે ચોખ્ખાં તો રાખી શકાય. અસ્વચ્છ લૂગડાંને લીધે ફેલાતો ખસનો ચેપ પણ નાશ પામે.

બાળકનાં મૂત્રવાળાં કપડાં તરત ધોઈ ન નાંખવાથી કે મૂત્રવાળી જગ્યાએ તરત પાણીનો અબોટ ન કરવાથી ઘણાંના ઘરમાં પથારીઓમાં મૂત્રની વાસ આવે છે. આ વસ્તુ સહેલાઈથી દૂર કરી શકાય, જો એ વસ્તુ પ્રત્યેની સૂગ કેળવી હોય તો.

વળી જૂનાં ફાટી ગયેલાં લૂગડાંમાંથી ગાદલાં બનાવવાની રીત પૈસા બચાવતી હશે, પણ થોડોક જ સમય વપરાયેલાં ગાદલાંના દેદાર જોઈએ છીએ ત્યારે થાય છે કે રૂનાં ગાદલાં વધારે ચોખ્ખાં રહી શકે ખરાં. જૂનાં લૂગડાંમાંથી બનાવેલા ગાદલાંને પણ જો ખોળ ચડાવીને સ્વચ્છતાથી વાપરવામાં આવે તો અને એ ખોળને વારંવાર ધોઈ નાખવામાં આવે તો સ્વચ્છ ન રહે એવું કાંઈ નથી. અહીં તો રૂની સુંદર રજાઈઓને પણ ખોળ વગર વાપરીને બગાડી નાંખવામાં આવે છે. ખોળના પૈસા ખરચી શકે તેવાં ઘરોમાં પણ આવી સ્થિતિ પ્રવર્તે છે, એટલે જ ગરીબીને કારણે અસ્વચ્છતા છે એવું નથી.

પુરુષો બીડીનાં ઠૂંઠાં, બળેલી દીવાસળી, બીડીની રાખ વગેરે કચરો ગમે ત્યાં, ઘરના ગમે તે ખૂણામાં નાખતા હોય છે.

બીજી એક અસ્વચ્છ ટેવ પાથરણું પાથર્યા વગર ભોંય પર બેસી જવાની છે. આથી મેલાં થયેલાં લૂગડાં સ્ત્રીઓ વધારે મેલાં કરતી હોય છે.

સ્વચ્છતાની આ ટેવ કેળવવા માટે સ્ત્રીઓએ તો પ્રયત્ન કરવો જ જોઈશે; એટલું જ નહિ પણ પુરુષોએ પણ તેમાં સહકાર આપવો જોઈશે. એકલી સ્ત્રી ચોખ્ખાઈની ચીવટવાળી હોય અને પુરુષ ન હોય તો પણ ઘર ગંદું રહે અને જો ચોખ્ખું રહે તો પણ તે ચોખ્ખું રાખવા માટે સ્ત્રીને ખૂબ કામ કરવું પડે.

**કેળવણી**

સ્ત્રીઓમાં કેળવણીનું પ્રમાણ ઓછું છે તેનું કારણ તો કેળવણીની ચર્ચા કરતાં જણાવ્યું છે કે ભણેલી બાળાઓને બીજા ગામમાં પરણાવવામાં આવે છે, અને જ્યાં ફરજિયાત કેળવણી ન હોય એવા ગામમાંથી પણ કન્યાઓને આ ગામમાં લાવવામાં આવે છે; એટલે સ્ત્રીકેળવણીનું પ્રમાણ ઓછું હોય એ દેખીતું છે. ઉપરાંત જે સ્ત્રીઓ થોડું ભણેલી હોય છે તેમને પણ એ થોડીઘણી કેળવણીનો ઉપયોગ કરવાનો સમય કામના બોજા તળે મળતો નથી; એટલે એ કેળવણી પણ નહિવત્ બને છે. તેથી જ પુસ્તકાલયનો ઉપયોગ સ્ત્રીઓ ઓછો કરે છે. વળી તેનું બીજું કારણ એ પણ છે કે નવરાશના વખતમાં વાચનની પ્રથા જ નહિ હોવાથી જો કોઈ એકલદોકલ સ્ત્રી વાંચે તો તે મશ્કરીને પાત્ર બને છે; એટલે એ પણ વાંચતા ખચકાય છે. તેથી સ્ત્રીઓ માટે જુદા પુસ્તકાલયની જરૂર છે, એટલું જ નહિ પણ વધારે જરૂર તો એમનામાં વાંચનની ભૂખ જગાડવાની છે. વાંચનનો શોખ નહિ હોય તો નવરાશ મળશે ત્યારે તેઓ નિંદા કરશે પણ વાંચશે નહિ. તેથી જ વાંચવાની ટેવ એ ઉત્તમ ટેવ છે એવું સ્ત્રીઓના મનમાં ઠસાવવાની

જરૂર છે. વળી જો શાળામાં સ્ત્રીશિક્ષિકા હોય તો બાળાઓને ઘણી ઉપયોગી નીવડે. ઊંચી કેળવણી પામેલી એક પણ સ્ત્રી ગામમાં નથી.

બીજાં આજુબાજુનાં ગામો કરતાં અહીં સ્ત્રીકેળવણીનું પ્રમાણ વધારે હોવાથી અહીંની સ્ત્રીઓ વધારે સંસ્કારી છે. નવા વાતાવરણને ઝીલતાં એમને મુશ્કેલી તો પડે, પણ બીજાં કરતાં ઓછી. એ સંસ્કારી વાતાવરણને લીધે જ અમારાં જેવાં શહેરી રીતભાતવાળાં સાથે તેમને ગોઠી ગયું હતું. આજુબાજુનાં ગામોમાં અમે ઠીકઠીક ફર્યાં હતાં એટલે આ ફેર તરત અમને માલૂમ પડી આવ્યો હતો.

**કળા**

કલાને નામે તો અહીં મોટું મીંડું છે કાઠિયાવાડ જેવી સુંદર ભરતકલા તો બાજૂએ રહી પણ સાદાં શીવણ ભરત પણ કોઇકને જ આવડે છે. ઘણાંને તો સાંધતાં કે શીવતાં જ નથી આવડતું તો ભરવા ગૂંથવાની તો વાત જ ક્યાં રહી? ગુજરાતના રબારીઓ તો એમના ભરતકામ માટે જાણીતાં છે, પણ અહીંના રબારીઓ તો એમાં પણ પાછળ છે. પૂછીએ કે તમે ભરત ભરેલાં કપડાં કેમ પહેરતાં નથી? તો કહે કે એવો ઠાલી વખત શું કામ બગાડીએ? અમે એવાં ભરેલા લૂગડાં ન પહેરીએ. એ તો પેલાં ગુજ્જર રબારી પહેરે. ( અહીંના રબારી "મારુ રબારી" કહેવાય છે. )

અહીંનો કુંભારવર્ગ દરેક માટલા પર ખડીનું સાદું ચિત્રકામ કરે છે. એ ચિત્રકામ કલામય નથી હોતું, પણ ચીતરેલા ઘડા કાંઈક વધુ સારા લાગે છે. વળી માટીની મોટી કોઠીઓ ઉપર પણ માટીનું જ કોતરકામ કરે છે.

કેટલીક સ્ત્રીઓ જુવારની સુકાઈ ગયેલી સળીઓમાંથી પંખા બનાવે છે. વળી ઢેઢ લોકો વાંસની ટોપલીઓ બનાવે છે.

નકામા કાગળ અને આમલીના કચૂકામાંથી ટોપલીઓ બનાવવાની પ્રથા પણ જોવામાં આવે છે.

જૂના વખતમાં હાથે બનાવેલા માટીના પટારા ( કોઠલા ) અહીં જોવામાં આવે છે. આવા પટારાને આરસીના ટુકડા વગેરે ચોડીને, રંગથી રંગીને કલામય બનાવવામાં આવે છે.

**સ્વભાવ**

સ્ત્રીઓ પોતાના રમૂજી સ્વભાવમાં તો પુરુષોથી સહેજે ઊતરે તેમ નથી "પરિચય" માં આપેલાં રમૂજી દૃષ્ટાંતો તેમના આનંદી સ્વભાવના પ્રતીકસમાં છે. આટઆટલા કામના ભાર તળે પણ તેઓ હસી શકે છે. એ વસ્તુ બતાવે છે કે જીવનનો સહજ આનંદ તેમણે ગુમાવ્યો નથી. મશ્કરી કરવાની ને આનંદ કરવાની એક પણ તક તેઓ ચૂકતાં નથી. આવા રમૂજી સ્વ-

ભાવને કારણે ગામમાં સમગ્ર રીતે એક જાતનું સ્વતંત્ર વાતાવરણ પ્રસરી રહ્યું છે. તેમાંએ રબારી અને કુંભારની સ્ત્રીઓ વધારે સ્વતંત્ર સ્વભાવની છે. બીજી જ્ઞાતિઓ કરતાં તેમનામાં લાજનો રિવાજ ઘણો ઓછો છે એ પણ તેઓ છૂટથી હરીફરી શકે છે તેનું કારણ હશે. કુંભારમાં તો સ્ત્રીઓને માટીકામમાં પુરુષોને મદદ કરવાની હોવાથી સસરાની કે જેઠ વગેરેની લાજ કાઢવી ફાવે નહિ. એટલે જ લાજનો રિવાજ ઘણો ઓછો હશે એમ લાગે છે. એમનામાં સસરા જેઠની લાજ કાઢવાની હોતી નથી, પણ ગામના બીજી જ્ઞાતિના વડીલોની લાજ કાઢવાની હોય છે.

સ્વભાવે સ્ત્રીઓ થોડીક તોછડી છે. કદી કોઈ પ્રશ્નનો તો સીધો જવાબ તો તેઓ આપવાના જ નહિ. ચરોતરનો રંગ એમના સ્વભાવમાંથી ટપકે છે. એમના પ્રેમાળ અને રમૂજી સ્વભાવનો જો પરિચય ન હોય તો શહેરનાં માણસો આ તોછડી રીતભાતથી સહેજ મૂંઝાઈ જાય. પણ એમના આ સ્વભાવનો—જેની પાછળ કોઈ બૂરી દાનત હોતી નથી—પરિચય થયા પછી કાંઈ વાંધો નથી આવતો. બાકી એમને પોતાને પણ બહુ ઓછો ખ્યાલ હોય છે કે એમના અમુક રીતના બોલવાથી બીજાં માણસોને ખોટું લાગશે. જો કે સામા માણસનું હૃદય પણ આવા તોછડા શબ્દો પ્રત્યે આળું ન થઈ ગયું હોય તો કાંઈ નુકસાન નથી થતું.

અહીંની સ્ત્રીઓ આજુબાજુના ગામોની સ્ત્રીઓ કરતાં સંસ્કારી છે એ વાત સાચી, પણ છતાં એ ગામડાંમાં વસતી સ્ત્રીઓ છે; એટલે ગ્રામસ્ત્રીઓમાં નજરે પડતી રૂઢિચુસ્તતા પણ ઘણે અંશે એમનામાં છે. જૂની ટેવોને, જૂની વસ્તુઓને, જૂની રૂઢિઓને વળગી રહેવાની વૃત્તિ એમનામાંથી નાશ પામી નથી. નવી વસ્તુ શીખવા માટે નાની બાળાથી માંડીને વૃદ્ધ સ્ત્રીઓ સુધી કોઈને ખાસ ઉત્સાહ નથી. મોટી સ્ત્રીઓ તો જીવનની ઘરેડમાં પડી જવાથી આવો ઉત્સાહ ગુમાવી દે તે સમજાય એવું છે, પણ નાની બાળાઓમાં પણ જોઈએ તેવો ઉત્સાહ નથી. તેનું કારણ એ હશે કે એમના બાલસુલભ ઉત્સાહને પ્રોત્સાહન આપે તેવા વાતાવરણનો ઘરમાં અને ગામમાં અભાવ છે.

આમ છતાં પણ આવી હસમુખી સ્ત્રીઓને વધારે સુંદર વાતાવરણ મળે તો ઘણી સારી સ્ત્રીઓ બને તેમાં સહેજ પણ શંકા નથી.

સ્ત્રીઓનું સ્થાન ગ્રામસમાજમાં કેવું હશે તેનો ખ્યાલ તો વગર જોયે જ આવી જાય. જોયા પછી તો એ ખ્યાલ વધુ દૃઢ બને એટલું જ. બાળકોને જન્મ આપવો, તેમને ગમે તેમ ઉછેરવાં અને ઘરનું કામકાજ કરવું એ સિવાય સ્ત્રીઓને બીજું કામ હોય કે બીજા કામમાં રસ હોય તેનો

ખ્યાલ સરખો પણ પુરુષોને આવતો હશે કે કેમ તેની શંકા છે. સ્ત્રીઓના દૈનિક કાર્યનો બોજો હળવો કરવાની વાતચીત ચાલતી હતી ત્યારે કેટલાક એવું પણ કહેનારા નીકળી આવ્યા હતા કે સ્ત્રીઓનું કામ ઓછું થશે તો સ્ત્રીઓ શું કરશે? કામ કરે નહિ તો શું બેસી રહે? સ્ત્રીઓને પણ આનંદ કરવાનું મન થાય, નવરાશ મેળવીને વાંચવાનું મન થાય–જો ભણેલી હોય તો–એનો ખ્યાલ કોઈને ભાગ્યે જ આવતો હશે.

**સામાજિક સ્થાન**

ફરજિયાત કેળવણીને લીધે આટલી બાળાઓ શિક્ષણ પામે છે. શિક્ષણ ફરજિયાત ન હોત તો ગુજરાતી ચાર ચોપડી ભણેલી સ્ત્રીઓનું આટલું પ્રમાણ ન જ હોત. વળી વધારે ભણતર માટે થોડાક છોકરાઓ પાસેના ગામમાં જાય છે, પણ એકે છોકરીને વધારે ભણતર માટે પરગામ મોકલવામાં આવતી નથી. આ વસ્તુસ્થિતિ બતાવે છે કે નાનપણથી જ આપણે છોકરા અને છોકરીઓ પ્રત્યે કેવું જુદું જુદું વર્તન રાખીએ છીએ. સ્ત્રી અને પુરુષે કરેલા કામનું મૂલ્ય આંકીએ તો સ્ત્રી સહેજ પણ ઊતરે નહિ; કદાચ સ્ત્રીનું કામ વધી પડે. ઘરકામ, બાળજન્મ, બાળઉછેર, સામાજિક વ્યવહાર સાચવવાનું કામ, અને ઉપરાંત ખેતરમાં પણ થઈ શકે તેટલી મદદ કરવાનું કામ સ્ત્રીઓ કરે છે.

## (૬) સામાજિક જીવનનાં બીજાં અંગો

મોટા ભાગની વસ્તી ખેતીકામમાં રોકાયેલી હોવાથી સંયુક્ત કુટુંબની પ્રથા જળવાઈ રહે છે. ખેતી કામમાં એકલો માણસ પહોંચી શકે નહિ, તેમજ ભાડે કામ કરાવવું પાલવે નહિ, તેથી બને ત્યાંસુધી કુટુંબો સંયુકત જળવાઈ રહે છે. પરંતુ મોટેભાગે બાપ કે એવા કોઈ મુરબ્બી વડીલની હાજરી દૂર થતાં કુટુંબ તૂટી જાય છે, અને ભાઈઓ પોતપોતાનો ભાગ જુદો લઈ જુદા રહેવા લાગે છે. બાપના જીવતાં સુધી બધા જ ભાઈઓ સાથે રહે છે. પરંતુ બાપના અવસાન પછી તેમને સાથે રાખતી સાંકળના અભાવે બધા અંકોડા જુદા પડી જાય છે. કેટલેક ઠેકાણે બાપનું સ્થાન લઈ શકે એવો મોટોભાઈ હોય અથવા કુટુંબનો બીજો કોઈ મુરબ્બી હોય તો સંયુક્ત કુટુંબ ચાલુ રહે છે, પરંતુ ત્યાંયે વસ્તીની અમુક હદ વટાવ્યા પછી તો એકાદો ભાઈ છૂટો થઈ જાય છે.

**સંયુકત કુટુંબ**

સંયુક્ત કુટુંબમાં દરેક જણ પોતાથી થઈ શકતું બધું જ કામ કરવા તત્પર રહે છે. સામાન્ય રીતે ખેતીના કામમાં એક કરતાં વધારે માણસોની જરૂર રહે છે, એટલે દરેક ખેતીના કામમાં પોતાનો ફાળો આપવાનો રહે છે.

જ્યારે કામનો વખત હોય છે ત્યારે કામ એટલું બધું ઢગલાબંધ હોય છે કે કામ વહેંચવાનો કે કામ ઓછુંવત્તું કરવાનો સવાલ જ રહેતો નથી. દરેક પોતાની મેળે પોતાની શક્તિ અનુસારનું કામ લઈ લે છે. સ્ત્રીઓને પણ એટલું બધું કામ રહેતું હોય છે કે તેમને પણ આ સવાલ ઊભો થતો નથી. સાસુ વહુ કે નણંદ-ભોજાઈના રૂઢિગત સંબંધોને લીધે કામમાં થોડી હોંસાતોંસી થાય, પણ બહુ નજીવી. નજીવા અપવાદો બાદ કરતાં જ્યારે કામ હોય છે ત્યારે કુટુંબની એકેએક વ્યક્તિ કામમાં રોકાયેલી માલૂમ પડે છે.

બાકીના સંબંધોમાં દરેક કુટુંબમાં જુદી જુદી સ્થિતિ હોય છે. કુટુંબના મુખ્ય માણસની શક્તિ પર તેમજ કુટુંબના સભ્યોની એકબીજા માટે છૂટછાટ મૂકવાની વૃત્તિ પર એનો આધાર રહે છે. સાસુ, વહુ, દેરાણી, જેઠાણી કે નણંદ ભોજાઈના કજિયા હિંદુ સમાજની બહુ સામાન્ય બિના બની ગઈ છે. કામમાંથી બહુ નવરાશ મળતી ન હોવાથી મોટેભાગે કુટુંબની શાંતિ જળવાઈ રહે છે, પણ જ્યારે એ જોખમાય છે ત્યારે એને પુનઃસ્થાપિત કરવાનું કામ ઘણું મુશ્કેલ હોય છે.

ઉપર કહ્યું તેમ કુટુંબના મુખ્ય માણસના અવસાન પછી સંયુક્ત કુટુંબ તૂટે છે અને પરણેલ ભાઈઓ જુદા થાય છે. બધી મિલકત, જમીન, દરદાગીના, રાચરચીલું, કપડાં વગેરેની બધાં ભાઈઓ વચ્ચે સરખે ભાગે વહેંચણી થાય છે. જમીનની વહેંચણીમાં બને ત્યાંસુધી ટુકડા ન પડે એ દૃષ્ટિ રાખવામાં આવે છે. પરંતુ સારી જમીનના તો અવશ્ય ટુકડા પડે છે. મિલકતની વહેંચણી વખતે ત્રાહિત એક માણસને હાજર રાખવામાં આવે છે. આ ભાઈ જ બધી વહેંચણી કરી આપે છે. વહેંચણીના કરારની નકલો વહેંચનાર પક્ષો પાસે તથા વહેંચણી કરનાર ભાઈ પાસે રહે છે. મિલકતની વહેંચણી કરનારને "લાંભવું" કહેવામાં આવે છે. કુટુંબમાં જો કોઈ ભાઈની વિધવા એકલી જ હોય તો તેને ભાગે એક વીઘું જમીન અને રહેવા માટે ઘર આપવામાં આવે છે. બાકીની મિલકત બધા ભાઈઓ સરખે ભાગે વહેંચી લે છે. બાઈને ભાગે આવતી જમીન તથા ઘર તેના ભરણપોષણ માટે તેના જીવનકાળ દરમિયાન આપવામાં આવે છે. આમાંથી કશું તે ગીરો વેચાણ કરી શકે નહિ. બાઈના મરણ પછી ભાઈઓ તે મિલકત અંદર અંદર વહેંચી લે છે.

અશક્ત વૃદ્ધ કે અનાથની દરકાર તેના જે તે સંબંધીઓ લે છે. તેનું કોઈ જ નિકટનું સંબંધી ન હોય તો તેણે પોતાની પાસે હોય તે મૂડી પર અથવા મજૂરી કરીને પોતાનો નિભાવ કરવાનો હોય છે. કામ કરવાને

અશક્ત તેમજ કોઈ જાતનું નિર્વાહના સાધન વિનાનાની પડોશીઓ સંભાળ લે છે. આવાઓના નિર્વાહ માટે રાજ્ય તરફથી કે ગામ તરફથી કોઈ વ્યવસ્થા નથી.

પરંતુ એ વ્યવસ્થાની ગેરહાજરીમાં દૂરના સગાઓ કે પડોશીઓ મારફતે તેમની સંભાળ લેવાય છે.

નીચે આપેલી યાદી દરેક જ્ઞાતિના આગેવાનની છે:

×( ૧ ) સામંતસીંગ મૂળજી ( ચાલુ મુખી ) —રજપૂત
×( ૨ ) ફતેસીંગ વશીભાઈ — ,,

નેતાગિરિ

×( ૩ ) મરઘાભાઈ ભગવાનદાસ —લે.પાટીદાર
×( ૪ ) ઉમેદભાઈ હીરાભાઈ — ,,
×( ૫ ) ભાઈલાલ બાપુભાઈ — ,,
×( ૬ ) મોતીભાઈ બાબરભાઈ — ,,
×( ૭ ) કિશોરભાઈ પ્રભુદાસ —ક. પાટીદાર
×( ૮ ) મગનભાઈ મોતીભાઈ — ,,
×( ૯ ) છોટાલાલ હરગોવિંદ —બ્રાહ્મણ
×(૧૦) જેઠાલાલ રેવાશંકર — ,,
(૧૧) ડાભાઈ હરિભાઈ —બારૈયા
(૧૨) જગા ભગા —રાવળ
(૧૩) ખુશાલ કાનૂડા —ઢેઢ
×(૧૪) પરાગ બહેચર — ,,
(૧૫) નાથા ભગત —કુંભાર
(૧૬) છગન તળસી —વાળંદ
(૧૭) દેવરાજ મેલા —રબારી

ઉપરના ૧૭ માંથી નિશાની કરેલ ૧૦ ગામના મુખ્ય આગેવાન ગણી શકાય.

દરેક જ્ઞાતિનો સામાન્ય વ્યવહાર જ્ઞાતિના બંધારણ મુજબ ચાલતો હોય છે. જ્ઞાતિ અંગેની તેમજ બીજી આંતરિક કૌટુંબિક ખટપટોમાં ઉપરના દરેક પોતપોતાની જ્ઞાતિમાં તેમજ નિશાની કરેલ આગેવાનો બીજી જ્ઞાતિના ઝઘડાઓમાં પણ વચ્ચે પડી સમાધાન કરાવે છે. થોડીક રકમના લોભે અંદરઅંદર લડાવવાનું પણ તેઓ ચૂકતા નથી. પરંતુ સમગ્ર રીતે તેમની અસર ગામ લોકો પર સારી છે, તેમજ ભેગા મળી તેઓ

જે કામ નક્કી કરે તે થઈ શકે તેમ હોય છે. સામાજિક રીતરિવાજોના નિયંત્રણમાં પણ તેમનો ફાળો સારો હોય છે. આ વર્ષે જ બ્રાહ્મણની જ્ઞાતિમાં આગેવાનોએ એકઠા મળી મરણ પાછળનાં ખર્ચ ઓછાં કરાવરાવ્યાં પાટીદાર જ્ઞાતિના એક આગેવાને પોતાની માતુશ્રીના અવસાન પાછળ રોકકળ બંધ કરાવી, તથા ખોટો ખર્ચ કરવાને બદલે ગામમાં એક દવાખાનું કરવા માટે રૂ. ૫૦૦ની રકમ આપવાનું જાહેર કર્યું. આનો અસર ઘણી જ સુંદર થઈ. તરત જ બીજા એક પાટીદાર ભાઈએ પોતાની માંદગી દરમિયાન દવાખાના માટે રૂ. ૧૫૧ આપવાનું જાહેર કર્યું.

આ આગેવાનોને યોગ્ય દોરવણી મળે તો તેમની મારફતે સારું કામ થઈ શકે તેમ છે. આખાએ ગામ પર કોઈ એક માણસની વધારેમાં વધારે અસર તેમજ છાપ હોય તો તે માસ્તર છોટાલાલ ભટ્ટની છે. જાતે બ્રાહ્મણ હોવાથી, તેમજ ખૂબ પ્રામાણિક અને મિલનસાર હોવાથી, અને સહકારી મંડળીનો તેના જન્મકાળથી અત્યાર લગી ૩૩ વર્ષ સુધી સુંદર વહીવટ ચલાવી તેને પ્રથમ પંક્તિમાં લાવી મૂકેલ હોવાથી તેમનું સ્થાન ગામમાં સર્વોચ્ચ છે. ગામની બે મુખ્ય કોમો રજપૂત, પાટીદાર વચ્ચેના ઝઘડામાં તટસ્થ વલણ જાળવતા હોવાથી આ બે કોમોમાં તેમજ બીજી બધી કોમોમાં તેમનું સ્થાન સારું છે. કોઈપણ કામમાં માસ્તર હોય તો બધાનો સહકાર મળે અને ન હોય તો પાટીદારે શરૂ કર્યું તો રજપૂત ખસે અને રજપૂતે શરૂ કર્યું હોય તો પાટીદાર ખસે.

આ પક્ષાપક્ષી કેમ થાય છે તે હવે જોઈએ. મુખ્યત્વે ગામમાં બે પક્ષો છે. રજપૂતો જેઓ ગામની માલિકી ધરાવતા હતા, અને મુખીપણું, આજે પણ જેમની પાસે છે તેઓ તથા પાટીદારો વચ્ચે વારંવાર અથડામણો થતી હોય છે. પાટીદારો રજપૂતો માટે તેમજ રજપૂતો પાટીદારો માટે કાયમ ફરિયાદ કરતા હોય છે. અત્યારે રજપૂતો આર્થિક રીતે ખરાબ હાલતમાં છે; જ્યારે પાટીદારોની સ્થિતિ ગામમાં સારામાં સારી છે. પરંતુ રાજકીય રીતે મહત્ત્વ ધરાવતા રજપૂતોની આંખમાં પાટીદારોની સારી સ્થિતિ ખૂંચે એ બહુ સ્વાભાવિક છે. આળસ, સત્તાનું, ગુમાન, મોજશોખવેડા તથા દારૂ અફીણનાં વ્યસનોની સંયુક્ત અસર નીચે રજપૂતોની ઉત્તરોત્તર અધોગતિ થતી રહી છે.

**પક્ષાપક્ષી**

કોઈ પણ સાર્વજનિક કામ કરતી વખતે આ બે પક્ષો સામસામી આવી જાય છે, અને તેને લીધે ગામને ઉપયોગી ઘણી પ્રવૃત્તિઓ હાથ ધરી શકાતી નથી. ગોચર સુધારવાનું કામ હોય, રસ્તાઓ સુધારવાનું કામ હોય

કે તળાવ ખોદવાનું કામ હોય, એક કોમના માણસો સહકાર આપવાની ના પાડતા હોય તો બધા જ કામ કરતા અટકી જાય છે. ગામરક્ષણ અંગે પણ આ જ દુઃખદ સ્થિતિ છે.

પક્ષાપક્ષીનું બીજું કારણ પંપમાલિકો તથા પાણી લેનારાઓ વચ્ચે થતા ઝઘડા છે. પંપમાલિકો ઠરાવેલ દર કરતાં ઘણો વધારે દર લેતા હોવાથી તેમ જ નિયમસર પાણી ન આપતા હોવાથી તેમની વચ્ચે વારંવાર ઝઘડો થયા કરે છે. પાણી લેનારાઓમાંથી કેટલાકોએ હવે સહકારી ધોરણે પંપ ચલાવવાનું નક્કી કર્યું હોવાથી ચાલુ પંપમાલિકો તેમનો નફો જતો રહેવાના ડરે નવા કામકાજમાં અનેક જાતની ડખલો ઊભી કર્યા કરે છે.

ખેડૂતો અને મજૂરો તથા ગણોતિયા અને જમીનમાલિકો વચ્ચે પણ અવારનવાર તકરારો થયા કરે છે. પક્ષાપક્ષીનાં કારણોને તેના સાચા સ્વરૂપમાં તપાસતાં જણાય છે કે તે બધાં આર્થિક કારણો જ છે. ઉપરથી રજપૂત–પાટીદાર તરીકે દેખાતો ઝઘડો મૂળ આર્થિક ઝઘડો જ છે, કારણ જમીનની મૂળ માલિકી ધરાવતા રજપૂતો પાસેથી ઘણી જમીન આજે પાટીદારોના હાથમાં ચાલી જવાથી બંને પક્ષો વચ્ચે અથડામણ થયા કરે છે. બાકીનાં કારણો તો દેખીતાં પણ આર્થિક જ છે. એકને ભોગે બીજાની વૃદ્ધિ થતી હોવાથી આ અથડામણો થતી હોય છે.

વહેમનાં મૂળ ઘણાં ઊંડાં ગયેલાં છે. હજુ આજે પણ આપણા જીવનમાં પેસી ગયેલા વહેમો એટલા જ બળપૂર્વક આપણા મન ઉપર સવાર થતા હોય છે. તેમાંએ ગામડાંમાં તો તેમનું બળ અનેકગણું વધી જતું હોય છે. રામબાઈ માતાની માનતા માની કે બળિયા દેવને પગે લાગીને રોગનો ઉપચાર કરવા મથતી જનતા ન છૂટકે જ દાક્તર કે વૈદ્યનું શરણું શોધે છે. કોઈ પણ કામે જતાં સામે વિધવા સ્ત્રી કે લાકડાની ભારી લાવતો માણસ મળે તો અપશુકન ગણે છે.

**કેટલાક દૂષણો**

અમારી હાજરીમાં જ બનેલો આ બનાવ છે. એક ભાઈને સાપ કરડયો, તેનો યોગ્ય ઉપચાર કરવાને બદલે તે ભાઈને ભુવા પાસે લઈ જવામાં આવ્યા. ભુવાએ જંત્રમંત્ર કર્યા. એનાથી કાંઈ ન થયું, ત્યારે બીજા બે ત્રણ ભુવા પાસે લઈ જવામાં આવ્યા, છતાંએ કંઈ ન વળ્યું; અને એમને એમ છ કલાક ગાળી નાંખ્યા, જ્યાંસુધીમાં ઝેર આખા શરીરમાં વ્યાપી ગયું હતું. છેક છેવટે કંટાળીને દાક્તર પાસે લઈ ગયા, ત્યારે તો બાજી હાથ રહી ન હતી. બે દિવસના તરફડાટ પછી એ ભાઈ ગુજરી ગયા. પરંતુ આ બનાવ પછી પણ લોકોની વૃત્તિમાં સહેજ પણ ફેર પડયો

નથી. ફરી એવા પ્રસંગોમાં એ તો એ જ માર્ગે જવાના. પેલા ભાઈના અવસાન બદલ તો તેમની પાસે તૈયાર કારણ હોય છે જ, "એનું એ બહાને મોત હશે!"

શીતળા નીકળ્યાં હોય તો તેની પણ દવા કરવાને બદલે બાધા-માનતા જ રાખવામાં આવશે. જીવનનો બધો જ વ્યવહાર દેવદેવીઓને આશરે! બુદ્ધિને એમાં ક્યાંયે સ્થાન નહિ!

કેળવણી પામેલા લોકોમાં પણ જ્યારે આવા વહેમોની જડ મજબૂત ગયેલી જોવામાં આવે છે ત્યારે તો થાય છે કે કેળવણી વધારે આપવાથી પણ આ ગ્રામજનતા વહેમના પંજામાંથી છૂટશે ખરી?

બીજા દૂષણોમાં મુખ્યત્વે દારૂનું વ્યસન તથા ચાનું વ્યસન છે. દારૂના વ્યસન પર આરોગ્ય અંગેના વિભાગમાં સંપૂર્ણ નોંધ આપી છે. દેખીતી રીતે નિર્દોષ જણાતી ચાની ટેવ અહીં વ્યસનરૂપે જણાય છે. આજુબાજુનાં ગામોમાં પણ એ જ સ્થિતિ છે. ચાના વપરાશનું પ્રમાણ જોઈને ઘડીભર તો એમ થઈ જાય છે કે દારૂબંધી પહેલાં ચાબંધી કરવાની જરૂર છે. ખોરાક ઓછો લેવાય, અથવા હલકો લેવાય કે દૂધ શાકભાજી ઘણાં ઓછાં વપરાય, પરંતુ ચાનું પ્રમાણ ઘટાડવાની વાત નહિ. ખાંડની અત્યંત મુશ્કેલીમાં પણ ખૂબ મોંઘા ભાવની કાળાબજારમાંથી ખાંડ ખરીદી, અને છેવટે ગોળનો ઉપયોગ કરીને પણ ચા પીવાનું લોકો ચૂકતા નથી. દિવસ-માં ગમે તેટલા કપ અને ગમે તેટલી વાર ચા પીધી હોય, પણ હરહંમેશ ચા માટે તો બધાં તૈયાર હોય. પાંચ મિનિટ પહેલાં જ ચા પીધી હોય છતાં ફરીથી પીવાનો પ્રસંગ ઊભો થતાં કયારે ય કોઈને ના પાડતો દીઠો નથી. ચાને ખૂબ ઉકાળીને તૈયાર કરવાની રીતને કારણે નુકસાનનું પ્રમાણ ઘણું વધી જાય છે. જે સ્વરૂપમાં અત્યારે ચાની આ ટેવ ગામડાંમાં પ્રવર્તે છે તે તો ખરાબમાં ખરાબ બદી તરીકે ગણી શકાય તેવી છે.

અપશબ્દોનો વપરાશ એ પણ અહીંનું એક નોંધપાત્ર દૂષણ છે. નાનાં બાળકો અને સ્ત્રીઓની હાજરીમાં પણ અપશબ્દો વાપરવાનો વાંધો આવતો હોય એવું દેખાતું નથી. વધારે દુઃખદ વાત તો એ છે કે રોજના વ્યવહાર માટે વપરાતી તેમની ભાષામાં એવા કેટલાક શબ્દોએ સ્થાન મેળવ્યું છે કે જેને અપશબ્દો જ ગણી શકાય, છતાં જેના નઠારાપણાનો ખ્યાલ સુધ્ધાં તેમને રહ્યો નથી.

પરંતુ ઉપર ગણાવેલાં બધાંય દૂષણોને ટપી જાય તેવું કોઈ દૂષણ હોય તો તે અહીં પ્રવર્તતી અસ્પૃશ્યતાનું છે.

ગામને એક છેડે ઢેઢ, ભંગી, ચમારને જુદો વસવાટ કાઢી આપ્યો છે; જેથી તેમની સાથેના વ્યવહારમાં કાંઇ વાંધો ન આવે, તથા છૂતાછૂત જાળવી શકાય. એમના કૂવા પણ જુદા કાઢી આપ્યા છે, જેથી પાણીનો આભડછેટ પણ ન થાય. આમાં ઢેઢના કૂવાની શી દશા થાય છે તે તો 'સામાન્ય માહિતી, આપતી વખતે કહ્યું છે. એમના કૂવા પાસે ઉકરડો કરી એમના પાણીને બગાડવાની છૂટ પણ સવર્ણોને છે! વસવાટ માટે એમને જુદી કાઢી આપેલી જમીન ઘણી જ નાની હોવાથી એમનાં ઢોર પણ રસ્તા વચ્ચે જ બંધાય છે.

**અસ્પૃશ્યતા**

સામાજિક રીતે તેમની સાથે કોઇ રીતનો વ્યવહાર સવર્ણો રાખતા નથી. ખાવાપીવાની છૂટ તો નથી જ, પરંતુ સામાજિક હળવામળવાના પ્રસંગોમાં પણ એમને જુદા જ રાખવામાં આવે છે. એક પણ પ્રસંગ એવો નથી જ્યારે બેઉ વર્ગો એકબીજા સાથે હળેમળે સવર્ણોનું એમની સાથેનું વર્તન પણ ઘણું હલકા પ્રકારનું હોય છે. તુંકારાથી તેમજ એકાદ અપ-શબ્દને વિશેષણ તરીકે વાપરીને જ તેમને બોલાવવામાં આવે છે. નિશાળમાં કાયદો ફરજ પાડતો હોવાથી સવર્ણોના તથા ઢેઢભંગીના બાળકો સાથે બેસે છે, પરંતુ ઝાંપા બહાર નીકળતાં જ એ મેળ અદૃશ્ય થાય છે.

પરંતુ આર્થિક વ્યવહારમાં આ ભેદ નથી પાળવામાં આવતો એ પહેલી નજરે નવાઈ જેવું લાગે છે. ઢેઢ લોકોને ગણોત તરીકે કે મજૂર તરીકે (મજૂર તરીકે મોટે ભાગે ઢેઢ લોકો જ કામ કરતા હોય છે) રાખ-વામાં અથવા એમની જમીન ખેડવા માટે રાખવામાં સવર્ણો કાંઈ વાંધો જોતા નથી. એમની સ્ત્રીઓ સાથે આડો સંબંધ રાખવામાં પણ કેટલાકોને વાંધો નથી હોતો. ઢેઢ સ્ત્રીઓ ખેતીકામમાં મજૂરીએ આવતી હોવાથી આવા સંબંધો માટે અનુકૂળ સંજોગો ઊભા થતા હોય છે.

અસ્પૃશ્યતાના આખાયે પ્રશ્ન પર વધુ નોંધ કરવાને બદલે અમારે થયેલો વાર્તાલાપ અહીં ટાંકવો પૂરતો થશે.

ગામના એક પાટીદારભાઈ સાથે સાંજે ફરવા જતી વખતે અમારે અસ્પૃશ્યતા અંગે વાતચીત નીકળતાં અમે કહ્યું: "આજે તો તમે એમને તમારે કૂવે પાણી ભરવા દેતા નથી, પણ હવે સમય એવો આવે છે કે જ્યારે તમે એમને તમારી સાથે રહેતા પણ નહિ અટકાવી શકો. મુંબઈ સરકારે તો એવો કાયદો પણ પસાર કરી દીધો છે. વહેલો મોડો અહીં પણ એ કાયદો આવશે જ!" તે ભાઈ તરત બોલી ઊઠ્યા: "અરે સાહેબ, તમે માનશો નહિ, પણ તમે ગમે તેવો કાયદો કરશો તોયે એ લોકો કદી

અમારી સાથે રહેવા કબૂલ નહિ થાય. બીજી ગમે તેટલી મુશ્કેલીઓ તેમને આજે પડતી હશે, પરંતુ પછી તો એ લોકો વાંઢા મરી જશે!" એમના કહેવાનો અર્થ બરાબર નહિ સમજાતાં એમણે કહ્યું: "પછી તો બધા પાટીદારો એમની બૈરીઓને ઘરમાં ઘાલશે. આજે એ બૈરાવાળા તો રહે છે ને?" આ વાતચીત પછી દશ મિનિટ આગળ જતાં જ એક ઢેઢ અમને મળ્યો. પેલા પાટીદારભાઈએ જ એની સાથે વાત શરૂ કરી. "અલ્યા ખુશલા, આ સાહેબ કહે છે કે હવે કાયદો થવાનો છે કે તમે લોકો અમારી સાથે રહી શકો, રહેશો ને?" પેલો ઢેઢ તરત જ બોલી ઊઠયો: "એ ના બને સાહેબ, પછી તો અમે વાંઢા જ મરી જઈએ ને?" બરાબર એ જ શબ્દોનો પુનરુચ્ચાર!

જ્યારે એક વર્ગ બીજા વર્ગ પર આર્થિક અને સામાજિક આધિપત્ય ભોગવે છે ત્યારે કેવી ભયંકર સ્થિતિ ઊભી થાય છે એનું આ સચોટ દૃષ્ટાંત છે.

## (૭) ધાર્મિક જીવન

અહીં બે પંથ પ્રવર્તે છે: (૧) શૈવમત (૨) વૈષ્ણવ ધર્મના રામાનુજના મતને અનુસરનાર રામાનંદી પંથ. બાવા જ બ્રાહ્મણો તેમજ કેટલાક

**ધર્મ**

રજપૂતો શૈવમતને અનુસરે છે, જ્યારે બાકીની બધી જ વસતી રામાનંદી પંથને અનુસરે છે. આ રીતના બે જુદા જુદા પંથને અનુસરનારા લોકો છે, છતાં સામાન્ય રીતે લોકો બંને પંથના દેવદેવીઓને પૂજે છે.

ગામમાં નીચે મુજબનાં મંદિરો છે:

**(૧) રામજી મંદિર:—**

વિશાળ ચોગાન ધરાવતું તેમજ ૩૬ વીઘા જમીનની માલિકી ધરાવતું આ મંદિર છે. તેની પૂજા હાલ એક કુટુંબ ધરાવતો પૂજારી કરે છે. એની પહેલાંના પૂજારીનો એ શિષ્ય છે. એના ગુરુએ જ એને પરણાવેલો તથા પોતાના વારસ તરીકે નિયુક્ત કરેલો.

મંદિરમાં રોજ પૂજા તેમજ આરતી થાય છે. પરંતુ ખાસ તહેવાર સિવાય ગામલોકોની હાજરી બહુ જૂજ હોય છે. પૂજારીની ગામ પર કાંઈ જ અસર નથી. ગુજરાનની મુશ્કેલીઓ દૂર કરવામાં જ તેનો મોટા ભાગનો સમય રોકાયેલો રહેતો હોવાથી લોકોને ઉપદેશ કરવાનું કામ તે કરી શકતો નથી. ઉપદેશ કરવા જેવી આવડત પણ નથી, એટલે સ્વાભાવિક રીતે જ તેનું સ્થાન ગામના સામાન્ય માણસ જેવું છે. પાસેના ગામમાં

તપાસ કરતાં ત્યાં પણ લોકોની મંદિરમાં હાજરી ઘણી ઓછી માલૂમ પડી હતી. યોગ્ય ચારિત્ર્યવાન પૂજારીઓની અછતને કારણે લોકોની મંદિરમાં હાજરી ઓછી થતી જાય છે. કશીયે લાયકાત વિના જેમ મિલકતનો વારસો અપાય છે તેમ મંદિરનો વારસો આપવામાં આવતો હોવાથી આ સ્થિતિ થવા પામી છે.

### (૨) ઝાંપડી અથવા રામબાઈ માતા

રામબાઈ માતાના મંદિરનો રસિક ઇતિહાસ છે. લગભગ ૧૭૦૦ની સાલમાં અહીંની એક રજપૂત કન્યા રામબાઈના વિવાહ વાડોલા નામના ગામમાં થયા હતા. એ કન્યાને ભક્તિરસનો રંગ લાગ્યો હોવાથી તે કાયમ ભક્તિમાં લીન રહેતી. પ્રભુભક્તિમાં તેને સાથ આપનાર ગામનો એક લાલા નામનો ભંગી હતો. રામબાઈનાં સાસરિયાએ રામબાઈ પર આળ મૂક્યું કે રામબાઈ લાલા ભંગી સાથે ખોટો સંબંધ રાખે છે. આ સાંભળી રામબાઈને ખૂબ દુઃખ થયું. લોકવાયકા કહે છે કે આથી રામબાઈ ગામને ઝાંપે પોતાના શરીરમાંથી અગ્નિ પ્રગટાવી મૃત્યુ પામી. રામબાઈના મૃત્યુથી લાલા ભંગીને પણ ખૂબ આઘાત લાગ્યો, એટલે તે પણ એની પાછળ બળી મૂઓ.

લોકો રામબાઈને પછી સતી તરીકે પૂજવા માંડ્યા, અને તેના નામની દેરી ગામને ઝાંપે જ જ્યાં તે બળી મૂઈ ત્યાં જ ઊભી કરી. રામબાઈના નામ પરથી તે રામબાઈ માતાની દેરી અથવા ઝાંપે હોવાથી ઝાંપડી માતાની દેરી તરીકે ઓળખાય છે. એ જ રીતે લાલા ભંગીનું પણ પાસે જ એક સ્થાનક ઊભું કરવામાં આવ્યું, જેને લાલા મામાની દેરી કહેવામાં આવે છે.

ગામનાં બધાં જ લોકો રામબાઈમાં ખૂબ શ્રદ્ધા ધરાવે છે, તેમજ બહારગામના લોકો પણ રામબાઈની માનતા માને છે. રામબાઈની માનતા લોકો ત્રણ રીતે ઊજવે છે:

#### (અ) વધામણું

કોઈને બાળક ન આવતું હોય તેની માનતા માની હોય, અથવા તો કોઈ માંદું પડ્યું હોય ને તેની માનતા માની હોય ત્યારે અથવા કોઈની ભેંસ દૂધ દેતી ન હોય ત્યારે માનતા ફળે પછી વધામણું કરવામાં આવે છે. વળી બાળકના જન્મ પ્રસંગે, છોકરા કે છોકરીના લગ્ન પ્રસંગે, છોકરાના મૂંડણ પ્રસંગે અને છોકરી કે પુત્રવધૂના સીમંત પ્રસંગે પણ વધામણું દેવાનો રિવાજ છે. વધામણું રવિ, મંગળ કે ગુરુવારે ઊજવવામાં આવે છે.

આ પ્રસંગે સ્ત્રીઓ ગીતો ગાતી ગાતી માતાના મંદિરે જાય છે. મંદિરે જઈ માતા પાસે બે નાળિયેર વધેરે છે. ૧ સોપારી, ૧ પૈસો, ૧ા શેર ચોખા કે દાળ અને ઘીનો દીવો મૂકે છે. બ્રાહ્મણ, પાટીદાર અને રજપૂત જ્ઞાતિમાં વધામણા વખતે તેમનો ગોર માતાની પૂજા કરાવે છે. બાકીની જ્ઞાતિઓ પોતાની મેળે પૂજા કરે છે.

(ख) શેરણી

ભેંસ વિયાય અને તેના દૂધનું પહેલો વારનું ઘી થાય ત્યારે તેમાંથી ૧ા શેર સુખડી બનાવી ઝાંપડી માતાને ધરવામાં આવે છે. આને શેરણી કહેવામાં આવે છે.

(क) માંડવી—

મોટી ઉમરે બાળક આવ્યું હોય કે કોઈ માણસ ખૂબ ભયંકર માંદગીમાંથી સાજું થયું હોય તો માતાને માંડવી મૂકવાની માનતા માનવામાં આવે છે. લાકડાની ચાર વળીથી બનાવેલી દીપમાળ માતાના મંદિરે લઈ જવામાં આવે છે. આ દીપમાળને માંડવી કહેવામાં આવે છે. માંડવીની આસપાસ સ્ત્રીઓ ગરબા ગાય છે. મંદિરમાં બાળકને પગે લગાડવામાં આવે છે તથા નાળિયેર અને ઘીનો દીવો મૂકવામાં આવે છે.

લાલા મામાની માનતા—

જેના ઢોરમાં જિવાત પડી હોય તે લાલા મામાની માનતા માને છે. આ માનતા મુજબ લાલા મામાને ૧ શીશો ભરી દારૂ ચડાવવામાં આવે છે.

(૩) બળિયા દેવ

(૪) મહાદેવ

મહાદેવની દેરી તળાવ ઉપર આવેલી છે, જેથી ત્યાં આગળ એક સુંદર કુદરતી દૃશ્ય ખડું થાય છે. મહાદેવની પૂજા પાસેના ગામનો પૂજારી કરી જાય છે, તેના બદલામાં તેને ૧ વીઘું જમીન મળી છે.

(૫) ખોડિયાર માતા

(૬) ખપ્પર જોગણી માતા—દશેરાને દિવસે તેની પૂજા થાય છે.

(૭) કૂલબાઈ

(૮) જગોશ્રા

(૯) વાંહુબાઈ

(૧૦) કનકેશ્વરી માતા

બ્રાહ્મણોની કુળદેવી છે. નવપરિણીત યુગલને અહીં પગે લગાડવામાં આવે છે.

નાનકડા ગામમાં દેવદેવીઓનાં આટલાં બધાં સ્થાનકો આપણા ગ્રામ-જીવનમાં ધર્મશ્રદ્ધા કેટલી વ્યાપક છે તેની સાક્ષી પૂરે છે.

ઉપરનાં દેવદેવીઓની પૂજા કરવા ઉપરાંત લોકો બ્રાહ્મણને ઘેર બોલાવી સત્યનારાયણની પૂજા કરાવે છે. શરદપૂનમ અને કાર્તિકી પૂનમે ઘણાં માણસો ડાકોરની યાત્રાએ જાય છે. કેટલાકને તો દર પૂનમે ડાકોરની જાત્રા કરવાનું વ્રત હોય છે.

અજવાળિયામાં મોડે સુધી ભજનો થાય છે. ઢેઢ લોકોમાં મોડી રાત સુધી ભજનો કરવાનો પ્રચાર વધારે છે. ભજનો બે પ્રકારનાં થાય છે: એકમાં ભજન કરનાર માણસ અને તેની મંડળી તંબૂરો અને મજીરાં વગાડે છે; બીજામાં મૃદંગ અને કાંસીજોડાં વગાડવામાં આવે છે ચોવીસ કલાક સુધી ભજન કરે તો તેને "નરસિંહ ઓચ્છવ" કહેવામાં આવે છે. ૧૨ કલાકના ભજનને માત્ર "ઓચ્છવ" તરીકે ઓળખવામાં આવે છે.

દરેક જ્ઞાતિના ધર્મગુરુ જુદા જુદા છે, પરંતુ રામાનંદી પંથ અનુસરતી જ્ઞાતિઓના ધર્મગુરુ રામાનંદી પંથના હોય છે, જ્યારે શિવધર્મ અનુસરતા બ્રાહ્મણો તથા રજપૂતોના ધર્મગુરુ શિવધર્મના છે.

**ધર્મગુરુ**

બે ત્રણ વર્ષે ધર્મગુરુ એક વાર ગામમાં આવે છે; ભજનકીર્તન કરે, ધર્મોપદેશ આપે, અને પોતાના ધર્મની કંઠી બાંધે. નવાં જન્મેલાં બાળકોને જ ખાસ તો કંઠી બાંધવાની હોય. પહેલી વાર ધર્મગુરુ પાસે કંઠી બંધાવ્યા પછી દર વર્ષે શ્રાવણ વદ નોમ ( પારણા નોમ ) ને દિવસે રામજી-મંદિરના પૂજારી પાસે કંઠી બદલાવવામાં આવે છે.

દરેક ભક્ત ધર્મગુરુની પોતાને ઘેર પધરામણી કરે છે અને યથાશક્તિ દક્ષિણા આપે છે

ગામમાં હાલ કુલ ત્રણ ધર્માદાફંડ અસ્તિત્વમાં છે: (૧) કૂતરાંનું, (૨) (૨) પરબડીનું, (૩) ધર્મશાળાનું.

ધર્માદાની રકમ મુખ્યત્વે તમાકુની દલાલીમાંથી આવે છે. દર સેંકડે આઠ આના દલાલોએ ધર્માદા ખાતે આપવા એવું ગામલોકોએ નક્કી કર્યું છે. આ ઉપરાંત લગ્ન યા મરણને પ્રસંગે પણ ધર્માદાની રકમ મળતી હોય છે. ઉત્તરાયણને દિવસે કૂતરાફંડ ઉઘરાવવામાં આવે છે.

**ધર્માદાફંડ**

ધર્માદાની રકમનો ઉપયોગ આ પ્રમાણે થાય છે. કૂતરાને દર અમાસે ખીચડી તથા ઉત્તરાયણને દિવસે શીરો ખવડાવવામાં આવે છે. પરબડીમાં ચોમાસામાં રોજ ૧૦ શેર દાણા તથા બાકીના વખતમાં ૫ શેર દાણા

નાખવામાં આવે છે. આ બે ખર્ચ બાદ કરતાં વધતી રકમ ગામના કોઈ સાર્વજનિક ઉપયોગ માટે એકઠી કરવામાં આવે છે. આવી અત્યારે રૂ. ૨૦૦૦)ની રકમ એકઠી થઈ છે. પહેલાં આ રકમ એક સ્થળે એકઠી થતી તેથી તેનો વહીવટ બરોબર ચાલતો. છેલ્લા કેટલાક વખતથી દરેક દલાલ પોતાને ધર્માદા ખાતે આપવાની રકમ પોતાની જ પાસે રાખે છે, અને પોતાને મન ફાવે તેઓ ઉપયોગ કરે છે.

ધર્મશાળાને તેનાં મકાનોની ભાડાની આવક છે. ઉપરાંત ગામ ખાતે આવતાં દરેક જાન પાસેથી ૨ રૂા. ધર્મશાળા ખાતે લેવામાં આવે છે. ધર્મશાળાની ચાલુ સ્થિતિ ઘણી ખરાબ છે. ઊતરવા લાયક પણ તે રહી નથી. ધર્મશાળામાં મકાન સિવાય બીજી કોઈ સગવડ નથી.

સહકારી મંડળી પોતાની આવકમાંથી દર વર્ષે અમુક રકમ ગ્રામ-ઔષધાલયને તથા પુસ્તકાલયને આપે છે.

સમગ્ર રીતે જોતાં કહી શકાય કે લોકોના મન પર ધાર્મિક માન્યતાઓની અસર સામાજિક રીતરિવાજો જેટલી મજબૂત નથી રહી. જેને જે માનવું હોય તે, જે ધર્મ અનુસરવો હોય તે પ્રમાણે કરવાની છૂટ છે. મંદિરે ન જાય કે પૂજા ન કરે તોયે એની કોઈ ટીકા કરતું નથી. સામાજિક વ્યવહાર જ્ઞાતિઓના બંધારણ મારફતે નક્કી થાય છે. તેમાંથી કોઈને છૂટ મળતી નથી. ધાર્મિક વ્યવહાર દરેકની સ્વેચ્છાએ છોડવામાં આવ્યો છે. પરિણામે એમાં બળજબરી જણાતી નથી; મોટા ભાગનું તેમનું ધાર્મિક જીવન અંધશ્રદ્ધામાં જ સમાપ્ત થઈ જાય છે. સદાચાર તરફ દોરી જતું ધાર્મિક વાતાવરણ બહુ ઓછું નજરે પડે છે.

## (૮) ગીતો

આગળના સાત વિભાગોમાં આપણે સામાજિક જીવનની ઝાંખી કરવા પ્રયત્ન કર્યો. હવે આપણે એ જ વસ્તુ લોકકવિઓની આંખે જોવા પ્રયત્ન કરીએ. લોકગીતમાં સમાજની ઘણીખરી ખાસિયતોનું પ્રતિબિંબ પડે છે, કહો કે સમાજે પોતે પોતાનું કરેલું એ દર્શન છે. એમાં આનંદ છે અને શોક પણ છે; ઉમંગ છે અને નિરાશા પણ છે; પ્રેમ છે અને ઇર્ષ્યા પણ છે; સંયમ છે અને સ્વચ્છંદ પણ છે. માનવહૃદયને સ્પર્શતા એકેએક ભાવ લોકગીતોમાં વ્યક્ત થાય છે. નીચે જણાવેલાં ગીતોમાંનાં કેટલાંક ગીતો ભુવેલ સિવાયનાં ગામોમાં એના એ રૂપે કે જુદા રૂપમાં પ્રચલિત હશે. ભુવેલનાં જ ગીતો તરીકે આ ગીતો અહીં રજૂ કરવાનો અમારો દાવો નથી. આ ગીતો અહીં આપવામાં અમારો મુખ્ય હેતુ તો ગીતોમાં ગ્રામજીવન રજૂ કરવાનો છે.

સીમંતનો પ્રસંગ ઘણી જ્ઞાતિઓમાં બહુ ઠાઠમાઠથી ઊજવાય છે એ બતાવે છે કે સીમંતને હિંદુ સમાજે ઘણું મહત્ત્વ આપ્યું છે. સીમંતિની સ્ત્રીને 'ધનરાણી' કહીને સંબોધવામાં આવે છે એનો આગળ ઉલ્લેખ કર્યો છે. 'ધનરાણી'ના બધા લાડકોડ પૂરા કરવા જોઈએ. એવી એક લાડઘેલી બનેલી 'ધનરાણી' ગાય છે:

(૧) ઓરડે તે ઊભાં ધન રાજરાણી.
ઓટલેથી આવ્યા એના સ્વામી ભરથાર,
કેમ નથી બોલતાં ઘર કેરી નાર?
આપણે તે ઘેર કોનાં કોનાં રાજ,
આપણે તે ઘેર સસરાજીનાં રાજ.
સસરાજીને કાશીએ મોકલાવો મારા નાથ,
તો તમ સંગાથે બોલું મારા નાથ.

સસરાજીને કાશીએ મોકલવાથી જ વહુરાણીને સંતોષ થતો નથી; પહેલી ચાર લીટીઓ ગાઈ કહે છે:

આપણે તે ઘેર સાસુજીનાં રાજ.
સાસુજીને કાશીએ મોકલાવો મારા નાથ,
તો તમ સંગાથે બોલું મારા નાથ.
× × × ×
આપણે તે ઘેર મોટાભાઈનાં રાજ.
મોટાભાઈને નોકરીએ મોકલાવો મારા નાથ,
તો તમ સંગાથે બોલું મારા નાથ.
× × × ×
આપણે તે ઘેર ભાભીજીનાં રાજ.
ભાભીજીને પિયેર મોકલાવો મારા નાથ,
તો તમ સંગાથે બોલું મારા નાથ.
× × × ×
આપણે તે ઘેર નણંદીનાં રાજ.
નણંદને સાસરિયે મોકલાવો મારા નાથ,
તો તમ સગાથે બોલું મારા નાથ.

આમ સૌને ઘરની બહાર કાઢે છે ત્યારે જ 'ધનરાણી' રીઝે છે.

સીમંતનો પ્રસંગ ઊજવવાની બધી તૈયારીઓ થઈ ગઈ છે. વરવહુ ગૃહશાંતિ કરવા બેઠાં છે, પણ સ્ત્રીનો ભાઈ હજુ આવ્યો નથી. કેમ?

(૨) એક એ ધણી રે ધણિયાણી બે આરોગે બેઠાં,
કો' તો સ્વામીજી પગરણ માંડીએ.
એક એ કાકા આવ્યા, એક એ કાકી રે આવ્યાં,
એક એ ના આવ્યો લોભિયો વીરો.
લોભિયા વીરા આવડો લોભ ન કરીએ,
સાંતેક (ગૃહશાંતિ) વેળા આવી ઊભા રહીએ.

ભાઈ આવ્યો નહિ એટલે બહેને માની લીધું કે પૈસા કાઢીને આપવા પડે ને, એટલે જ લોભિયો ભાઈ આવ્યો નથી. ભાઈ બચાવ કરે છે :

એ'ની સોનીડાને હાટે ઘોડો હરખી રહ્યો,
એ'ની સાંકળાં વસાવતાં લાગી વાર;
સાંતેક વેળા હવે થાય છે, આવી ઊભા રહીએ.

પહેલી બે લીટીઓ ફરી ગાય છે. પછી–

એક એ મામા રે આવ્યા, એક એ મામી રે આવ્યાં,
એક એ ના આવ્યો લોભિયો વીરો.

ભાઈ કહે છે :

એ'ની માળીડાને હાટે ઘોડો હરખી રહ્યો,
એ'ની ગજરા વસાવતાં લાગી વાર;
સાંતેક વેળા હવે થાય છે, આવી ઊભા રહીએ.

× × × ×

એ'ની દોશીડાને હાટે ઘોડો હરખી રહ્યો,
એ'ની સાડીઓ વસાવતાં લાગી વાર;
સાંતેક વેળા હવે થાય છે, આવી ઊભા રહીએ.

× × × ×

એ'ની ગાંધીડાને હાટે ઘોડો હરખી રહ્યો,
એ'ની શ્રીફળ વસાવતાં લાગી વાર;
સાંતેક વેળા હવે થાય છે, આવી ઊભા રહીએ.

× × × ×

બહેન માને છે એવો ભાઈ લોભિયો નથી; તે તો સાંકળાં, ગજરા, અને શ્રીફળ લેવા રહ્યો; એમાં એને મોડું થયું.

સીમંતના પ્રસંગ પછી છોકરો હોય તો જનોઈનો પ્રસંગ આવે. જનોઈ માટે પણ ગીત તૈયાર જ હોય.

(૩) પાવરે પગ દઇ ચડો રે બ્રહ્મચારી ભાઈ,
માતાજીનો કેડેલો સોઈ રહ્યો.
મેલો મેલો રે અમારા કેડેલા
તમારો કર અમે આલીશું.
નવ માસ ઘેરે ઓધરે રાખ્યાં
એના કર અમે કેમ વીસરીએ ?— પાવરે
દાદાજી કેડેલો સોઇ રહ્યો.
મેલો મેલો રે અમારા કેડેલા.
સવા લાખની જેણે જનોઈઓ દીધી
તેના કર અમે આપીશું— પાવરે
મામાનો કેડેલો સોઇ રહ્યો.
મેલો મેલો રે અમારા કેડેલા.
સવા લાખનો જેણે બડવો નસાડયો
તેના કર અમે આપીશું— પાવરે
ફોઈબાનો કેડેલો સોઈ રહ્યો.
મેલો મેલો રે અમારા કેડેલા.
સવા લાખનાં જેણે નામ પાડયાં
તેના કર અમે આપીશું— પાવરે
બે'નનો કેડેલો સોઈ રહ્યો.
મેલો મેલો રે અમારા કેડેલા.
સવા તે લાખનાં ધોળ ગવડાવ્યાં
તેના કર અમે આપીશું— પાવરે

છોકરી હોય તો ગોરવનો પ્રસંગ આવે. તળાવે નાહવા જતી વખતે છોકરીઓ ગાય છે :

(૪) ગોરમાનો વર કેસરિયો, નદીએ નાવા જાય રે ગોરમા;
પગે પીતાંબર પાવડીઓ, છમ છમ કરતો જાય રે ગોરમા.
હાથમાં તે લાલ લાકડી, ટેકા દેતો જાય રે ગોરમા;
માથે તે લાલ પાઘડી, છાયાં જોતો જાય રે ગોરમા.

તળાવે નાહીને આવે ત્યાર પછી આ ગીત ગાય :

(૫) ગોર ગોર તમે અંકુવરણાં કંકુવરણાં, સાસરિયે શું કરતાં રે.
મંડીએ બેસી હાર પરોવતાં, વીરા વાટે જોતાં રે.
હમણે મારો વીરો આવશે રે, ખારેક કોપરાં લાવશે રે.
આતાળ ફોડું, પાતાળ ફોડું, પાણી કાઢું, વીરાને નવડાવું રે.

પેટીમાંથી ધોતિયાં કાઢું, વીરાને પહેરાવું રે.
પડવામાંથી ગોળ કાઢું, માણિયામાંથી ઘી કાઢું,
કોઠીમાંથી ઘઉં કાઢું, વીરાને જમાડું રે.

ભાઈબહેનના હેતની હેલી ચડે છે.

ગોરવને છેલ્લે દિવસે જેને ત્યાંથી મોસાળું ભર્યું હોય તેને ત્યાંથી નીકળતી વખતે એ પતિપત્નીનું નામ દઈ ગાય:

(૬) રતડી રતડી ચણોઠડી રે, રાતી પારેવાની આંખ રે
પારેવો ખડરે ઉડાડિયો.
કિયા ભઈ (નામ દે) તે ગામના ગરાસિયા, કિયા વહુ તે
ગામના ગરાસિયા,
પાઘડીમાં રાખે છે ફૂલ રે, પારેવો ખડ રે ઉડાડિયો.
અંબોડામાં રાખે છે ફૂલ રે, પારેવો ખડ રે ઉડાડિયો.

ગોરવના પાંચે દિવસો બીજાં નાનાં નાનાં રમૂજી તેમજ વહાલભર્યાં ગીતો પણ છોકરીઓ ગાય છે.

(૭) આંબલી તળે ચુવો પડયો, હાય હાય ભાણિયા
શાંતિનો તો ભાણિયો મૂવો, ,,
ભાણિયો હોત, તો મારશી કે'ત, ,,

(૮) અડધી લોટી પર શીરો, ઝાલ મારો શીરો
પેલી કમળીને ભાવે શીરો, ,,
છોડી આવે તો આખા પંચની, ,,
છોકરો આવે તો મારા ભઈનો, ,,

(૯) ઊંડું ખેતર ખેડો રે મનોરી
મહીં ઝાલરિયા વાવો રે ,,
કમળી વીણવા ગઈ તે ,,
ખંભાત શહેરે વેચવા ગઈ'તી,' ,,
ત્રણ દરવાજે ઊભી રહી'તી ,,
ટોપીવાળો મોહ્યો રે મનોરી.

ભુવેલની પાસેનું શહેર ખંભાત છે. ખંભાતમાં ત્રણ દરવાજાનું જાણીતું સ્થળ છે, એટલે સ્વાભાવિક રીતે એમના ગીતમાં એનો ઉપયોગ થાય છે. એમના ગોરવના ગીતમાં પણ એમના ખેડુજીવનને વણી લેવામાં આવ્યું છે તેનું આ એક દૃષ્ટાંત છે.

તેમના જીવનનો મોટામાં મોટો અને બડી ધામધૂમવાળો પ્રસંગ લગ્નનો. લગ્નપ્રસંગે તો ઘણાં ગીતો ગાવાનાં હોય. અનેક જાતની વિધિઓ

કરવાની, અને દરેક વિધિએ જુદાં જુદાં ગીત જોઈએ; એટલે લગ્ન-ગીતોનો ભંડાર તો ખૂબ મોટો હોય જ. આપણે તો એમાંથી થોડાક નમૂના જ જોઈશું.

વરને જોઈને કોડીલી કન્યા કહે છે :

(૧૦) લાડકડી ચડી રે કમાડે, સુંદર વરને નીરખવા.
દાદાજી મુજને પરણાવો, એ વર છે વરણાગિયા રે.
ક્યાં દીકરી રમતેલા દેખ્યા, ને ક્યાં તમારાં દલ વસ્યાં રે?
સોના ગેડીએ રમતેલા દેખ્યા, દડુલીએ દલ વસ્યાં મારાં.
—લાડકડી.

માતાજી મુજને પરણાવો, એ વર છે વરણાગિયા રે.
ક્યાં બે'ની ભણતેલા દીઠા, ને ક્યાં તમારાં દલ વસ્યાં રે ?
સોનાપાટીએ ભણતેલા દીઠા, ને અક્ષરે મારાં દલ વસ્યાં રે.
—લાડકડી.

વીરા મુજને પરણાવો, એ વર છે વરણાગિયા રે.
ક્યાં બે'ની ના'તેલા દીઠા, ને ક્યાં તમારાં દલ વસ્યાં રે ?
ત્રાંબાકૂંડીએ ના'તેલા દીઠા ને ધોતલીએ દલ વસ્યાં મારાં.
—લાડકડી.

બે'ની મુજને પરણાવો, એ વર છે વરણાગિયા રે.
ક્યાં બે'ની જમતેલા દીઠા, ને ક્યાં તમારાં દલ વસ્યાં રે ?
સોના થાળીએ જમતેલા દીઠા, ને કોળિયે દલ વસ્યાં મારાં.
—લાડકડી.

બીજી એવી એક કન્યા તો હઠ લઈને બેસે છે કે

(૧૧) ડુંગર ઉપર ચડી એક વેલ રે.
વેલે ચડે ઝાંડવાં રે.
પે'લુ રે ઝાંડવું ચૂંટયું મારા કિયા ભાઈએ
જોઈ છોડીને રેઢે લાગ્યું.
પરણું તો પરણું કિયા ભાઈના કુંવર સાથે
નહિતર ઊભી તપ ધરું રે !

લગનમાં ગાળો આવ્યા વિના તો કેમ રહે? પાટીદારનું એક લગ્ન-ગીત છે :

(૧૨) ચોરાના ચોવટિયા ફકીરભાઈ બોલો છો કે નહિ?
પંટીની ઉંદરડી નંદુ વહુ બોલો છો કે નહિ?
ઝાંપાની કૂતરી (ગમે તે નામ મૂકવાનું)–વહુ બોલો છો કે નહિ!

એવું જ એક રજપૂતોનું લગ્નગીત છે :

(૧૩) સાવ સોનાની ભમરી નોતરાં દેવડાવે.
પે'લું નોતરું ભમરી ખંભાત મોકલાવજો,
આવો સંતોકલા બે'ની.
નટવરલાલ ગધ્ધીના છૈયા માંડવે ના જોઈએ.
સાવ સોનાની ભમરી નોતરા દેવડાવે.
બીજું તે નોતરું ભમરી વટાદરે મોકલજો
આવો મણીબા બે'ની.
અજબશંકર ગધ્ધીના છૈયા માંડવે ના જોઈએ.
સાવ સોનાની ભમરી નોતરાં દેવડાવે.
બીજું તે નોતરું ભમરી વડેલીએ મોકલજો,
આવો વહતબા બે'ની.
ભૂપતશંકર ગધ્ધીના છૈયા માંડવે ના જોઈએ.

વડેલી અને વટાદરા પાસેનાં ગામો છે.

કુંભારનું લગ્નગીત જોઈએ; ખેતીકામને તથા ખેતીનાં હથિયારોને એમાં વણી લેવામાં આવ્યા છે :

(૧૪) ઊંચી કન્યા કેડ સમી ક્યાં બેસી કોણુ કોણુ ના આવ્યું રે,
ઊંચી કન્યા કેડ સમી ક્યાં બેસી શ્રીકૃષ્ણ ના આવ્યા.
રેલો ચાલ્યો રાયનો વાડીએ વાડીએ,
વાડીઓ લહેરાઈ લહેરાઈ જાય રે.
આવતા રાણે રાવે પૂછિયું આ ભોંયો ક્યારે તે ખેડાશે.
રાખીશું બળિભદ્ર ભાગિયા, રાખીશું બળદની જોડો રે.
બળિભદ્ર માથે છે મોળિયાં, બળદને બેવડી રાશ રે,
સોનાની સળીઓની સૂપડી વેણ્યા પંજેટી હાથ રે.
ચાસે ચાસે રતન જડિયાં, વચમાં વાઇ દ્રાક્ષ રે,
મોતી મોતી કુંભ ભર્યા, એ કુંભ કે ઘેરે જાશે રે.
એ કુભ શિવ ઘેરે જાશે રે, પારવતી કાચની પૂતળી,
કુંભ વધાવીને લેશે રે.

કુંભારનાં લગ્નગીતો તેમજ બીજાં ગીતોની ખાસિયત એ છે કે પોતાનાં નામ મૂકવાને બદલે દરેક ઠેકાણે તેઓ દેવદેવીઓના નામ મૂકે છે.

રબારીનું એક લગ્નગીત જોઇએ. રબારીનાં ગીતોમાં પણ ગાળોનું પ્રમાણ વધારે હોય છે; પરંતુ રબારીનાં ગીતોની મોટી ખાસિયત એમાં રહેલાં મીજાજ અને રમૂજની છે.

(૧૫) કડૈયામાં રાંધ્યો છે કંસાર, કંસાર થયો ભાવેરો રે.
પીરસ્યો છે કાળાને ભાણે, કંસાર થયો ભાવેરો રે.
કાળા થોડેરું ખાજે રે, તને ચડશે આફરો રે.
નથી તારા બામણગામના ધાંયજા, તારી કરશે ચાકરી રે.
એ તો મારા ભુવેલ ગામના વાળંદ, તને કરશે લાકડી રે.

બામણગામ ( પાસેનું ગામ છે ) ના ધાંયજા, ને ભુવેલ ગામના તો વાળંદ! બીજું એક રબારીનું લગ્નગીત જોઈએ, જે આ પ્રદેશ દરિયાની પાસે આવેલો છે તેનું સૂચન કરે છે :

(૧૬) રાજા રામની તલાવડી, મહીં માછલી રોળાય.
જેવી માછલી રોળાય એવા કિયા દા રોળાય.
જેવી માછલીનાં રૂપ એવાં કિયા દાનાં રૂપ.
જેવી માછલી ગંધાય એવા કિયા ભાઈ ગંધાય.
જેવી માછલી વેચાય એવા કિયા દા વેચાય.
માછલી બજારે વેચાય, એ દા ચૌટે વેચાય.
માછલી પૈસે વેચાય, એ દા કાંકરે વેચાય.

જેનું નામ દે તે દા તો માછલી કરતાંયે નકામા છે; માછલી તો પૈસે વેચાય, જ્યારે આમની તો કાંકરા જેટલી પણ કીમત નથી.

લગ્ન પછી આપણે ગૃહજીવનનાં ગીતો જોઈએ. તેમાં પહેલું સ્થાન સાસુવહુના સંબંધોને મળશે. સાસુ સમક્ષ આંખ ઊંચી ન કરી શકતી વહુ ખુલ્લે અવાજે અને મોકળે મને નીચેનું ગીત ગાય છે :

(૧૭) સાસુએ વાયા કોદરા ને મેં વાયી કમોદ,
બાઈજી, ગરનાળે પાણી ચડયાં.
સાસુએ કોદરા મેંદિયા ને મેં મેદી કમોદ, બાઈજી.
સાસુએ વાઢયા કોદરા ને મેં વાઢી કમોદ, બાઈજી૦
સાસુએ મસળ્યા કોદરા ને મેં મસળી કમોદ, બાઈજી૦
સાસુએ આણ્યા કોદરા ને મેં આણી કમોદ, બાઈજી૦
સાસુના પરોણા આવિયા, મારે આવ્યા મારા વીર, બાઈજી૦
સાસુને સાલ્લો લીધો રે, મને લીધી ભૂરી ભેંસ રે, બાઈજી૦
સાસુનો સાલ્લો ફાટી ગયો રે, ભલી દૂઝી મારી ભેંસ રે, બાઈજી૦

સાસુ ને વહુ બે વઢી પડયાં—

સાસુએ ઝાલ્યો ચોટલો રે, મેં ઝાલ્યો છે હોઠ, બાઈજી૦
સાસુ મેલો ચોટલો રે, તેંકણ જશે હોઠ, બાઈજી૦
સાસુએ લીધું સાંબેલું રે, મેં લીધી છે રાશ, બાઈજી૦
સાસુનાં સાંબેલાં ભાંગી ગયાં રે, ભલી રહી મારી રાશ, બાઈજી૦

ઘરમાં હેરાન કરતી સાસુ પર દાઝ કાઢતી વહુનું આ ગીત બીજી એક રીતે પણ વિશિષ્ટ છે. ગ્રામજીવનને એમાં સરસ રીતે વણી લેવામાં આવ્યું છે. એ ઉપરાંત 'બાઇજી ગરનાળે પાણી ચડયાંની' (refrain) ટેક ગીતને ખૂબ સુંદર બનાવે છે.

વહુથી સાસુ સામે ફરિયાદ કોઇને કરાય જ નહિ, પોતાની સગી માને પણ ન કહેવાય, નહિતો ?

(૧૮) ગામમેં પિયેરિયાં ને ગામમેં સાસરિયાં
માદીકરી પાણીડા સંચર્યાં રે લોલ,
કો' દીકરી સુખદુઃખની વાત જો.
કપરી સાસરિયાંમેં જીતવા રે લોલ.
વાડામાં રહી નંદીએ (નણુંદે) સાંભર્યાં રે લોલ,
વહુ કરે છે મોટા ઘરની વાત જો—કપરી સાસરિયામેં૦
નંદીએ સાસુજીને કહ્યાં રે લોલ,
વહુ કરે છે મોટા ઘરની વાત જો—કપરી સાસરિયામેં૦
સાસુએ સસરાજીને કહ્યાં રે લોલ,
વહુ...
સસરાજીએ જેઠને...
વહુ...
જેઠ જેઠાણીને...
વહુ...
જેઠાણીએ દિયેરને...
વહુ...
દિયેરે દેરાણીને...
વહુ... —કપરી સાસરિયામેં૦

સાસુ વહુના સંબંધનું નિરૂપણ કરતું રબારીનું એક ગીત જોઇએ :

(૧૯) સાસુ ને વહુ બે ચાર (ઘાસ) લેવા ગ્યાતાં,
લાયા ચેમડીના (કડબના) ભારા.
વહુ રે વહુ મને ડોબાં બતાવો,
વહુ રે વહુ મને દૂધાં બતાવો.
દૂધનાં કાઢયાં દહીં રે મારે સરે સમુદર,
વહુ રે વહુ મને દહીં બતાવો.
દહીંનાં કાઢયાં ઘીએ રે મારે સરે સમુદર,
ઘીએ આલ્યાં વાણિયાને મારે સરે સમુદર.

વહુ રે વહુ મને પૈસા બતાવો.
પૈસાનાં પહેર્યાં કંકણુ રે મારે સરે સમુદર.
વહુ રે વહુ મને કંકણુ બતાવો.
કંકણુ નંદઈ ગયા રે મારે સરે સમુદર.
વહુ રે વહુ મને વાડયો બતાવો.
વાડયો ગ્યાં છે દરિયે રે સરે સમુદર.
સાસુ આગળ ને વહુ પાછળ,
સાસુ બૂડે ને સાલ્લો તરે.
જુએ નદીના લોકો રે.
સાસુ કંકણુ શોધે છે મારે સરે સમુદર.

નણંદ-ભોજાઈના સંબંધનું પણ એક મધુરું ગીત જોઈએ :

(૨૦) સવા મણુ સોનાનું કાપડું રે, અચ્છેર હીરાની કસો, નાનીબા
કાપડું ભરતે ભર્યું રે.
સામી વળગણીએ કાપડું રે, નણદીને લાગી રઢ, મારી ભાભી
કાપડું ભરતે ભર્યું રે.
મારા મહિયરનું કાપડું રે, એ કેમ આલ્યા જાય, મારી નણદી
કાપડું ભરતે ભર્યું રે.

સામા ખીલાએ જોટડીઓ રે, દૂઝણીઓ જોઈ જોઈ લ્યો મારી નણદી.
તારી દૂઝણીઓને શું રે કરું રે, લાગી કાપડાની રઢ મારી ભાભી.
સામા વાડામાં વાછરડા રે, મૂઝડીઓ જોઈ જોઈ લ્યો મારી નણદી.
તારી મૂઝડીઓને શું રે કરું રે, લાગી કાપડાની રઢ મારી ભાભી.
સામા કબાટમાં કબજા રે, મખમલ જોઈ લ્યો મારી નણદી.
તારા મખમલને શું રે કરું રે, લાગી કાપડાની રઢ મારી ભાભી.
સામા વાડામાં હાથીડા રે, અંબાડી જોઈ જોઈ લ્યો મારી નણદી.
તારી અંબાડીને શું રે કરું રે, લાગી કાપડાની રઢ મારી ભાભી.
સામી વળગણીએ કાપડું રે, લઈને દીસતાં થાવ મારી નણદી.
આડા ભીતરજો નાગ રે (સાપ,) નણદીને ડસાડસ રે મારી નણદી.
સામા વાડામાં હાથીડા રે, અંબાડી જોઈ જોઈ લ્યો મારી નણદી.
તારી અંબાડીને શું રે કરું રે, લાગી કાપડાની રઢ મારી ભાભી.
સામી વળગણીએ કાપડું રે, લઈને દીસતાં થાવ મારી નણદી.
આડા ભીતરજો નાગડા રે (સાપ), નણદીને ડસાડસ રે મારી નણદી.
સામા મળજો ચોરડા રે, નણદીને લૂંટમલૂંટ મારી નણદી.

કેમે કર્યું નણુદીએ માન્યું નહિ, ત્યારે નણુદીને કાપડું આપ્યું તો ખરું, પણ શાપ દઈને !

હવે રાજિયા ( મૃત્યુ પાછળ ગવાતાં ગીતો )ના થોડાક નમૂના જોઈએ. બીજાં ગીતો કરતાં આ ગીતો કરુણરસથી વધારે ભરેલાં હોવાથી વધુ કવિત્વ-વાળાં છે :

નાના બાળકની પાછળ—

(૨૧) હાયે હાયે રે સઘળા સીમાડા જોયા, હાય ધાવણા હાય હાય
હાયે હાયે રે ના દીઠો આવતો કુંવર રે, ,,
હાયે હાયે રે સઘળી નિશાળો જોઈ, ,,
હાયે હાયે રે ના દીઠો ભણતો કુંવર રે, ,,
હાયે હાયે રે સઘળાં રસોડાં જોયાં, ,,
હાયે હાયે રે ના દીઠો જમતો કુંવર રે, ,,
હાયે હાયે રે સઘળાં પારણાં જોયાં, ,,
હાયે હાયે રે ના દીઠો પોઢતો કુંવર રે, ,,

જુવાન સ્ત્રી પુરુષ પાછળ—

(૨૨) ભાઈ સોનીડા વેગે વહેલો આવ, લાય લાગી અંધારી લેનમાં
ભારે-મૂલાં સાંકળાં લઈ આવ, ,,
એ તો મારા જુવાનિયાની કાજ, ,,
ભાઈ દોશીડા વેગે વહેલો આવ, ,,
ભારે મૂલી સાડીઓ (પુરુષ હોયતો સાલ) લઇ આવ, ,,
એ તો મારા જુવાનિયાની કાજ, ,,

પણ એમ કંઈ સાંકળાં કે સાડીઓ ખાતર સ્વર્ગે પહોંચવા અધીરા બનેલા રોકાય ?

ઘરડાં માણસ પાછળ—

(૨૩) કાગળિયાં આવ્યાં છે કપૂર દેશનાં
ઊઠ દાસી દિવડિયા અજવાળ જો, દીવાને અજવાળે કાગળ વાંચીએ.
ધર્મરાજાએ નાંખ્યા છે રે બેસણા,
બેસાડીને પૂછે છે વાત જો કેવીને એ રીતોએ તમે આવિયા.
દીકરાને લિયા આલ્યા ઘોડલિયા જો એવી તે રીતોએ અમે આવિયા.
કાગળિયાં આવ્યાં રે કપૂર દેશનાં.

ઊઠ દાસી દીવડિયા અજવાળ જો, દીવાને અજવાળે કાગળ વાંચીએ.
ધર્મરાજાએ નાંખ્યાં છે રે બેસણાં.

બેસાડીને પૂછે છે વાત જો, કેવી ને એ રીતોએ તમે આવિયા.
વહુવારુને ઘરસંસાર સોંપ્યા જો, એવી તે રીતોએ અમે આવિયા.

(૨૪) અમૃતમેં એળિયો ભરી ગયો ઓય રાજવી
ગલાબીનો શીશો ઢળી ગયો ,,
કેવડિયાની ખુશ્બુ ઊડી ગઈ ,,
લોકોની સંગાથે લીધાં રૂસણાં ,,
રૂસણાં લીધે રે કેમ ચાલીએ ,,
—પહેલી ત્રણ લીટી—
દીકરિયું સંગાથે લીધાં રૂસણાં ,,
રૂસણાં લીધે રે કેમ ચાલીએ ,,
—પહેલી ત્રણ લીટી—
બેનોની સંગાથે લીધાં રૂસણાં ,,
રૂસણાં લીધે રે કેમ ચાલીએ ,,
—પહેલી ત્રણ લીટી—
કાકાની સંગાથે લીધાં રૂસણાં ,,
રૂસણાં લીધે રે કેમ ચાલીએ ,,
—પહેલી ત્રણ લીટી—
સતીઓની સંગાથે લીધાં રૂસણાં ,,
રૂસણાં લીધે રે કેમ ચાલીએ ,,
—હાય રાજવી હાયે હાયે

ઘરડી ડોશી પાછળ—

(૨૫) સોના શિંગડીઓ, રૂપાની ખરીઓ, મહીં ભરી કમોજડી
વહેલડીઓ એમના દીકરા રોકી રહ્યા.
ડાહ્યા દીકરા વહેલડીઓ ના રોકશો, મારે જવાં છે જરૂરનાં.
વહેલડીઓ એમનાં વહુવારુ રોકી રહ્યાં.
બેટડી વહુઆ વહેલડીઓ ના રોકશો, મારે જવાં છે જરૂરનાં.

યુવરાજ ફતેસિંહ પરનો એક રાજિયો જોઈએ :

(૨૬) રાણી તારાં બંગલા ને બંગલી અમર રહ્યાં રે.
રાણી તારા બંગલાના બેસનાર ગયા ફત્તેસંગ.
તેથી વડોદરા ચેતી ગયું રે.
રાણી તારા હીંચકાને હીંડોળા અમર રહ્યા રે.
રાણી તારા હીંચકાના બેસનાર ગયા ફત્તેસંગ
તેથી.........

રાણી તારી ગાદીને તકિયા અમર રહ્યા રે.
તારી ગાદીના બેસનાર ગયા ફતેસંગ
તેથી.........

રાણી તારા હાથી ને અંબાડી અમર રહ્યાં રે.
રાણી તારી અંબાડીના બેસનાર ગયા ફતેસંગ
તેથી.........

હવે થોડાક ગરબાના નમૂના જોઈએ :

મલ્હારરાવની લોકપ્રિયતા દર્શાવતો આ ગરબો આખા વડોદરા રાજ્યમાં ગવાય છે :

(૨૭) પીતળ લોટા જળે ભર્યા, દાતણ કરતેલા જાવ રે મલ્હારરાવ
શહેરનો સૂબો ક્યારે આવશે રે ?
દાતણ કરીશું વાડીએ, ફરતી ફિરંગીની ફોજ રે મલ્હારરાવ
શહેરનો સૂબો ક્યારે આવશે રે ?
ચીનાઈ પ્યાલા તેલે ભર્યા, મર્દન કરતેલા જાવ રે મલ્હારરાવ
શહેરનો સૂબો ક્યારે આવશે રે ?
મર્દન કરીશું વાડીએ, ફરતી ફિરંગીની ફોજ રે મલ્હારરાવ
શહેરનો સૂબો ક્યારે આવશે રે ?
તાંબા તે કૂંડીઓ જળે ભરી રે, નાવણ કરતેલા જાવ રે મલ્હારરાવ
શહેરનો સૂબો ક્યારે આવશે રે ?
નાવણ કરીશું વાડીએ, ફરતી ફિરંગીની ફોજ રે મલ્હારરાવ
શહેરનો સૂબો ક્યારે આવશે રે ?

અને આમ મલ્હારરાવ તૈયાર કરેલી રસોઇ જમ્યા વિના, પાન-સોપારી ને એલચીના મુખવાસ લીધા વિના, સોના કેરાં સોગટાં રમ્યા વિના, ઢીંચણ સમા ઢોલિયે પોઢણ કર્યા વિના ફિરંગીની ફોજ સામે યુદ્ધે ચડે છે.

ક્યાંથી આવ્યા પીટિયા જાંગલા, માથે ટોપી ને ભૂરો વેશ રે મલ્હારરાવ-
રાણી રુએ રંગમહેલમાં, દાસી રુએ દરબાર રે મલ્હારરાવ-
શહેર છોડીને સૂબો નીસર્યો, લીધી નડિયાદની વાટ રે મલ્હારરાવ-
સાથ રુએ સાઠ વાણિયા, ચોરે રુએ ચારણ ભાટ રે મલ્હારરાવ-

રાણી, દાસી, વાણિયા, ચારણ, ભાટ સૌ મલ્હારરાવના જતાં રુદન કરે છે. પતિપ્રેમ દર્શાવતો એક સુંદર ગરબો નીચે આપ્યો છે :

(૨૮) રાતા રાતા ગુલાબના ફૂલે, ગુલાબમાં રમતી'તી
મારા સસરા તે આણે આયા, ,,
એ તો ગાડી લઈને આયા, ,,
હું ગાડીમાં બેસી નહિ જાઉં, ,,
મારા જેઠ તે આણે આયા, ,,
એ તો સાયકલ લઈને આયા, ,,
હું સાયકલ પર બેસી નહિ જાઉં, ,,
મારા દિયેર તે આણે આયા, ,,
એ તો મોટર લઈને આયા, ,,
હું તો મોટરમાં બેસી નહિ જાઉં, ,,
મારા પરણ્યા તે આણે આયા, ,,
એ તો બલૂન લઈને આયા, ,,
હું તો બલૂનમાં બેસીને જઈશ. ,,

ગામડાની ગોરી પણ હવે પતિ પોતાને બલૂન લઈને તેડવા આવે એટલી કલ્પના કરતી થઈ છે।

મહાદેવજીની પણ મશ્કરી કરતો નીચેનો ગરબો ખરેખર રમૂજ પેદા કરે એવો છે :

(૨૯) મહાદેવજી તો જમવા બેઠા, પારવતી વાય ઢોળે જી.
મહાદેવજીએ જમતાં પૂછયું પારવતીને,
પારવતીને મહિયર વહાલું, અમારે તપસા (તપશ્ચર્યા) કરવી જી રે.
માથે સળીનું સૂપડું, હાથમાં વેલનો ઝૂડો જો,
ધોળી ધોતી ગાંઠે પહેરી, ભીલડીને વેશે ચાલ્યા જી રે.
ખોળો વાળી ડુંગરે ચડિયા, મહાદેવજીએ દીઠાં જી રે.
આવો ભીલરાણી અમારે મંદિર, અમે કરીએ સેવા જી રે.
તમારી ગંગા પારવતી, ભીલડીને શું કરશો જી રે.
ગંગા પારવતી મહિયેર વળાવીશ, તમે ઘર પટરાણી જી રે
તમારે મહાદેવજી ઝાઝી જટાઓ, તે દેખી અમે ડરીએ જી રે.
ઝાઝી જટાઓ પડતી મેલું, મોહન મુખિયા પહેરું જી રે.
તમારે મહાદેવજી પીતાંબર પાવડી, તે દેખી અમે ડરીએ જી રે.
પીતાંબર પાવડી પડતી મેલું, ચમક મોજડી પહેરું જી રે.
તમારે મહાદેવજી બમ્મર ભાલા, તે દેખી અમે ડરીએ જી રે.
બમ્મર ભાલા પડતાં મેલું, ઢાલ લાકડી ઝાલું જી રે.

અમારા મહાદેવજી ભોળિયા, જેમ કહીએ એમ નાચે રે.
મહાદેવજી તો ઊભા થાય, બેઠા થાય, છણુક થૈ થૈ નાચે જી રે.

બારૈયા કોમમાં ગવાતો ગરબો :-

(૩૦) હું ને મારા પરણેતર બે ચાલ્યાં વડોદરા
વડોદરાની બીડમાં.
મારા પરણેતરે વાઢયા ચાર પાંચ ભારા
મેં એ વાઢયા દસ વીસ રે,
સરકારી બીડ વાળવા ગુજલડી રે.
મારા પરણેતરનો ભારો મેં બાંધ્યો,
મેં બાંધ્યો મારે હાથે—સરકારી૦
મારા પરણેતરનો ભારો મેં ચડાવ્યો
મને મેલી વનવાસ રે—સરકારી૦
વાટે જતો વટેમાર્ગુ, ભાઈ મને ભારો ચડાવતો જાને-સરકારી૦
ભારો ચડાવતો બોલિયો
તું છે મારા ઘરકી નાર રે—સરકારી૦
એના જેવો અને જેવડો
તું છે મારા બાપ કેરો લગામ (કે ગુલામ ?)—સરકારી૦
ભારો ચડાવિયો મેં મારી આપ રે—સરકારી૦

રબારીઓમાં ગવાતો ગરબો-

(૩૧) અમે સાતે પાણીડા સંચરીએ લોલ.
બે'ની પહેલું બેડું તે ધમકે લાયા રે લોલ.
બે'ની બીજે તે બેડે રે વારો લાગી રે લોલ.
ચોરે તે બેઠા તે દાદાજીએ પૂછિયા રે લોલ,
દીકરી આવડી વાર તમને કંઈ લાગી રે લોલ.
દાદા કૂવાને કાંઠે મારે લટે છૂટી રે લોલ,
દાદા અંબોડા બીડંતાં અમને લાગી વાર રે લોલ.
દાદાના વાડામાં વખનાં ઝાડ રે લોલ.
અંધારી રાતેના વખડા ઝૂડિયા,
અજવાળી રાતેના વખડા વેણિયા,
દીવાને અજવાળે વખડા પીલિયા,
વીરાને રૂમાલે વખડા ગાળિયા.
પહેલી તે પ્યાલી બે'ની પી ગયાં,
બીજી તે પ્યાલી બે'નીને વાર લાગી,

ત્રીજી પ્યાલીએ જમડે જીવ લીધા.
અદ્દલ ને અદ્દલ લાકડાં વઢાવજો.
નદીને કિનારે બે'નીની ચેહ ખડકી,
ધુમાડા નેસર્યા રે અબીલ ગુલાલના.

આની સાથે જ રબારીનાં થોડાંક ફટાણાં પણ જોઈ લઈએ. ફટાણાનો મુખ્ય સૂર મહેણાં મારવાનો હોય છે. બીજી અનેક રીતે પણ રબારીનાં ફટાણાં વિશિષ્ટ છે.

(૩૨) લાલે બંદૂકડીનું લેરું લાગ્યું, મારી લાલ બંદૂકડી
મૂળજીની ગંગાને લેરું લાગ્યું, ,,
લાલ લાલ ફૂમતાં ને ગોરા ગોરા ગાલ, મારી લાલ બંદૂકડી
તોડી લીધાં ફૂમતાં ને કરડી ખાધા ગાલ, ,,

(૩૩) ઘર પછવાડે કસુંબાની વાડી,
મૂળજીની ગંગા તો ફૂલ લેવા ચાલી.
ફૂલ લાઈ ફળ લાઈ વર લાઈ રસિયા.
રસિયા જોઈએ તો ગગાભાઇને લેજો,
તેથી સવૈયા જક્ષીભાઇ ( જગસીભાઇ )ને લેજો,
છેલ્લામાં છેલ્લા જીવાભાઈને લેજો.

(૩૪) સાંઠી ચોખા વાપર્યા રે,
વાપર્યા આપણે દેશ રે.
વહિયો લહકો લાગિયો,
જક્ષીભાઈ જમી ઊઠિયા રે.
નવધન ફૂટે પેટ રે.
ના ફૂટ ના ફૂટ બાપડા,
એઠા જૂઠા દેશ રે.

અહીં સાંઠી ચોખા થાય છે.

(૩૫) લીલૂડી રાયણુનાં રાયણો વેચાય છે,
રૂપાની ગંગા રે રાયણો વેચે છે.
કયા ભઇ રસિયા રે મારગ રોકે છે.
ગગાભાઈ રસિયા રે મારગ રોકે છે.
લાવો વહુ વેસ્યા રે મારે લેવા છે,
અડધાના અચ્છેર કે પાગલાના પાશેર રે.

ગંગાને વેસ્યા (વેશ્યા) કહી કેમ બોલાવે છે?
વેશ્યા શબ્દ પર શ્લેષ (Pun) કર્યો હોય તેમ લાગે છે. 'લાવો વહુ

વેસ્યા રે'માં વેસ્યા = વેચ્યા પણ થાય ( ચ ને બદલે સ નો ઉપયોગ ચરોતરી ભાષામાં પ્રચલિત હોવાથી ). એટલે એ પંક્તિનો આમ અર્થ હોય : "લાવો તમે વેચ્યા છે ? તો મારે પણ લેવા છે ?" અને સાથે જ એક જ શબ્દથી ગંગાને ગાળ દેવાનો પણ લહાવો લેવાય.

(૩૬) કયા ભાઈ ગ્યાતા ગજરે (ગુજરોમાં), ઝાંઝરિયા લાલ
જક્ષીભાઈ ગ્યાતા ગજરે, ,,
ગજરેથી લાયા ઘંટી, ,,
દિવાળી બેઠી દળવા, ,,
હેઠ બખાળા મેલ્ય, ,,
છોકરા શીત (સિસોટી) વગાડે, ,,
જવાન મૂછો મરડે, ,,
ડોસા ડોકાચિયાં કરે, ,,
ઘોડા દામણ તોડે, ,,
હાથી હલ્લા મારે, ,,
બકરા બારણાં તોડે, ,,

(૩૭) ચાર પાંચ કુદિયાં મંગાવો, મારા પિયુજી, કુદિયાનો ખપ પડશે રે
પહેલું કુદિયું વડેલીએ મોકલો ,, ,, ,, ,,
કિયા દાને કહેજો કે વાજાની તેવડ કરજો રે ,, ,,
ઘરમેં નથી ઘંટી, ખાવા નથી બંટી,
સોવા નથી સૂપડું, રહેવા નથી ઝૂંપડું,
સૂવા નથી સાથરો, પીવા નથી છાશ, શેની તેવડ કરશે રે.

(૩૮) ઓ નવશા (વર) વારે વારે તમને શું કહીએ,
ઓ નવશા લોકિટ વિના બોનને નહિ ચાલે.
તારી બોનને ઘરાણે મૂક કે નવશા લોકિટ વિના નહિ ચાલે.

(૩૯) ઊંચી કનેર (કરેણ) નીચી કેળ મારા વ્હાલા,
કિયા દાને ઘેરે વેરો (ટેકસ) આયો મારા વા'લા.
શું રે વેચીને વેરો ભરું મારા વા'લા.
ઘરમેં આઘાપાછા થાય મારા વા'લા.
બે'ની વેચીને વેરો ભરો ભાઈના સાળા

વેરો ભરવા માટે બહેનને વેચવી પડશે ?

છેલ્લે અહીં નાની નાની છોકરીઓ કૂદતી કૂદતી ગાય છે તે કૂદણિયા જોઈએ. આમાં ચાર ચાર છોકરીઓ સામસામી ઊભી રહીને કૂદતી કૂદતી ગાય છે. આ દશ્ય ખૂબ ગતિભર્યું લાગે છે. ગીત નં. ૧૮ પણ કૂદણિયું જ છે.

(૪૦) લીલી વાડી, લીલાં પાન, પાન રે પાન.
કિયા દાને પાન ભાવે, પાન રે પાન.
બાયડી વેચી પાન ખાય, પાન રે પાન.
અમચી ખાવ ધમચી ખાવ ઘરની બાયડી વેચી ખાવ, પાન રે પાન.

(૪૧) એક સૂપડું ભરીને મેં તો વાલોર ઉતારી.
છમ લઈ છમકારી હો વાલોરના શાકમાં થઈ છે લડાઈ.
વાડકો વાડકો સૌ ઘેર આલ્યો.
સાસુજી રિસાયાં હો રે વાલોરનાં શાકમાં થઈ છે લડાઈ.
સાસુ કહે છે આ વહુ ભૂંડાં.
સસરા કહે છે બીજી લાવો હો રે, વાલોરના શાકમાં થઈ છે લડાઈ.

(૪૨) તમાકુ વાઈ વાડીએ.
મારી તમાકુ એ પાંદડે.
હૂકલો પીવા શીખ મારા વીર.
હૂકલો હૂકલા શહેરના,
નેહ નડિયાદ શહેરની,
ચલમ ચંપાનેરની,
મારા દેવતા દલાઈ શહેરના–હૂકલો પીવા શીખ મારા વીર.

અહીંનો મુખ્ય પાક તમાકુ છે, એટલે એ પણ ગીતમાં આવવું જ જોઈએ.

ઉપરનાં બધાં ગીતોમાંથી એક મુખ્ય સૂર લોકોના આનંદીપણાનો નીકળે છે. ગમે તેવા ભીષણ સંજોગોમાંય એમના હૃદયનો આનંદી ભાવ દબાતો નથી. આ પ્રજાને સંજોગો અનુકૂળ મળે તો તેનાં ગીતો પણ વધુ ઉલ્લાસથી ઊછળી ન રહે?

## ૯. સરકારી તંત્ર

રાજ્યવહીવટ માટે તથા ગ્રામોપયોગી સાર્વજનિક કામો માટે ગામ ખાતે કામ કરતા સરકારી તંત્રને બે વિભાગોમાં વહેંચી શકાય: (૧) સરકારી નોકરો, (૨) પંચાયત.

### (૧) સરકારી નોકરો

સરકારી નોકરોની યાદી, તેમનો કાર્યપ્રદેશ તથા તેમને મળતા પગારની વિગતો નીચેના કોઠામાં રજૂ કરવામાં આવી છે :

કોઠા નં. ૫૭

| નામ | કાર્યપ્રદેશ | પગાર |
|---|---|---|
| (૧) તલાટી | મહેસૂલ ઉઘરાવવું, અને સરકારી પત્રકો તૈયાર કરવાં. આ ગામ ઉપરાંત બીજાં બે ગામો સંભાળવાનાં. ઉપરી અમલદાર મહાલકારી છે. દર ત્રણ વર્ષે બદલી થાય છે. | માસિક પગાર રૂા. ૨૫<br>મોંઘવારી ભથ્થું રૂા. ૨૦<br>માસિક આવક રૂા. ૪૫ |
| (૨) મુખી | મુખી હોવા ઉપરાંત પોલીસ-પટેલ પણ છે. હોદ્દાની રૂએ ગામપંચાયતના અધ્યક્ષ છે. જન્મ-મરણની નોંધ, લગ્નની નોંધ, બાળલગ્ન અંગે ફરિયાદ, કેળવણીનો દંડ એકઠો કરવો, ડબાની ફી એકઠી કરવી, ફોજદારી ગુનાઓની પોલીસમથકે જાણ કરવી, ગામનું રક્ષણ કરવું, પંચાયતના ઠરાવોનો અમલ કરવો, ગામનોકરો પર દેખરેખ રાખવી અને સરકારી નોકરોની સરભરા કરવી વગેરે કાર્યો મુખીએ કરવાનાં હોય છે. મુખીની નિમણૂક આ ગામમાં ચાર રજપૂત કુટુંબોમાંથી ૭ વર્ષની મુદત માટે વારાફરતી કરવામાં આવે છે. ઉપરી અમલદાર મહાલકારી છે. | ગામના મહેસૂલની ઊપજ પર તેને પગાર મળે છે. પહેલા ૧૦૦૦ રૂા.ની મહેસૂલ પર રૂા. ૪૦, બીજા ૧૦૦૦ રૂા. ની મહેસૂલ પર રૂા. ૩૦, ત્રીજા રૂા. ૧૦૦૦ ની મહેસૂલ પર રૂા. ૨૦, ચોથા ને તે ઉપરના દરેક રૂા. ૧૦૦૦ પર રૂા. ૧૦ એ મુજબ તેને પગાર મળે છે. આ ગામની મહેસૂલ રૂા. ૬૦૦૦ હોવાથી મુખીને વાર્ષિક પગાર રૂા. ૧૨૦ મળે છે. |

| નામ | કાર્યપ્રદેશ | પગાર |
|---|---|---|
| (૩) ચાર રાવણિયા (પટાવાળા) | ચોરાને સાચવવાનો, સરકારી અમલદારોની સારવાર કરવાની તથા ગામની ચોકી કરવાની. નિમણૂક ગામ પંચાયત કરે છે. તેમના કામ પર દેખરેખ રાખવાનું તથા જરૂર પડ્યે તેમને કમી કરવાનું કામ ગામપંચાયતનું જ છે. | દરેક રાવણિયાને માસિક પગાર રૂા. ૬ અને મોંઘવારી રૂા. ૬ મળી કુલ માસિક પગાર રૂ. ૧૨ મળે છે. |
| (૪) એક ઢેઢ | સરકારી દફતરો ગામમાં ને ગામમાં યા એક ગામથી બીજે ગામ લઈ જવાં લાવવાં. તલાટી તજવીજદાર સાથે જઈ માપણીના કામે સાંકળો તાણવી. ચોમાસું પૂરૂ થયે રસ્તામાં પડેલા જૂજ ખાડા પૂરવા તથા ઝાંખરાં કાઢી નાખી સરકારી જમીનમાંની વધેલી ઝાડની ડાળીઓ સોરવી. | વાર્ષિક રૂ. ૧૮ |
| (૫) એક વાળંદ | ગામના ચોરાની સાફસૂફી, બિછાયત, અને દીવાબત્તી કરવાં. પ્રસંગોપાત કે સરકારી નોકર સાથે મસાલ કરી જવું. સરકારી નોકર કે સંભાવિત મુસાફર ગામમાં થોડો વખત રહે તે ખાવાનું આપે તો તેનું સીધું વગેરે લાવવું, ધોતિયાં ધોવાં, વાસણ માંજવાં, ચૂલાને અબોટ કરવાં વગેરે. | મુકરર થયેલ વાર્ષિક પગાર રૂા. ૧૮ છે. પરંતુ તેને સરકારી ચાકરિયાત જમીન ૧૩ વીઘા ૭ વસા જેનું મહેસૂલ રૂા. ૩૫–૧૧ આના થાય છે તે મળી છે. પગાર કરતાં દોઢી રકમ જેટલા મહેસૂલવાળી જમીન મળી હોવાથી રોકડ રકમ કંઈ મળતી નથી. |
| (૬) એક કુંભાર | સરકારી નોકરને વાસણ પૂરાં પાડવાં તથા પાણી ભરી આપવું. | મુકરર થયેલ વાર્ષિક પગાર રૂા. ૨૪ છે, પરંતુ ૨ વીઘા ૧૩ વસા જેટલી જમીન જેનું મહેસૂલ રૂા. ૭–૯ આના થાય છે તે તેને મળી છે. એટલે રોકડ રકમ વાર્ષિક રૂા. ૨૦ પગાર પેટે મળે છે. |

| નામ | કાર્યપ્રદેશ | પગાર |
|---|---|---|
| (૭) ત્રણ ભંગી | ગામના રસ્તા હમેશ વાળી કચરો ગામથી છેટે નાખી સફાઈ રાખવી, મેલું ઉપાડવું, મૂએલાં જાનવરો નક્કી કરેલી જગ્યાએ લઈ જવાં, સરકારી નોકરને બીજા ગામનો રસ્તો દેખાડવો, આસામીને તેડી લાવવો, વેઠના વારા દેખાડવા, સાદ પાડવો વગેરે કામ કરવાનાં હોય છે. | ત્રણેનો ભેગો વાર્ષિક પગાર રૂા. ૧૦૮ છે. પરંતુ ૧૩ વીઘા ૧૯ વીસા જમીન જેનું મહેસૂલ રૂા. ૪૫-૪ આના થાય છે તે તેમને મળી છે. એટલે પગાર પેટે રોકડ રકમ રૂા. ૮૬ મળે છે. |

ઉપરનો કોઠો જોતાં સૌથી વધુ ધ્યાન ખેંચે તેવી બિના સરકારી નોકરોને મળતા ખૂબ ઓછા પગારની છે. ઉપરના બારે સરકારી નોકરોમાંથી એકેનો પગાર સંતોષકારક કહી શકાય એવો નથી. આપણા આર્થિક વર્ગીકરણ પ્રમાણે બધા ક વર્ગમાં આવે છે. દરેક નોકરને એના કામના પ્રમાણમાં ખૂબ ઓછો પગાર મળે છે. ઢેડ, વાળંદ અને કુંભાર જે વેઠિયા નોકરો ગણાય છે તેમને વાર્ષિક રૂા. ૧૮ થી ૨૪ પગાર મળે છે. તેમના કામથી જાણકાર માણસને જ આ પગાર કેટલો ઓછો છે તેનો ખ્યાલ આવી શકશે. ભંગી તથા રાવણિયાની સ્થિતિ તેમના કરતાં પણ વધુ ખરાબ છે. વેઠિયા નોકરોને તો જ્યારે સરકારી અમલદાર ગામ ખાતે હોય ત્યારે જ કામ કરવાનું હોય છે, જ્યારે આ લોકોને તો કાયમની નોકરી કરવાની હોય છે. અને તેના બદલામાં રાવણિયાને માસિક ૧૨ રૂા. અને ભંગીને માસિક ૩ રૂા. પગાર મળે છે. એક દિવસ ગામના રસ્તા ન વળાય એમાં પછી શી નવાઈ? તલાટીનો પગાર પણ ઘણો ઓછો છે. બીજા ગામ-નોકરોને તો પોતાની જમીન ગામમાં હોય છે, તેથી તેમાંથી પણ થોડીક ઊપજ તેમને થતી હોય છે અથવા નવરાશને વખતે મજૂરીએ જઈને પણ થોડીક આવક ઊભી કરી લાવે છે. તલાટીને તો એને મળતા પગાર પર જ એનું જીવન-ગુજરાન ચલાવવાનું હોય છે. આજના સંજોગોમાં માસિક રૂા. ૪૫ની આવકમાં જીવન-ગુજરાન ચલાવવું અશક્ય છે. બીજી રીતે એમાં પૂર્તિ કર્યા વિના ચાલે જ નહિ. આપણે નક્કી કરેલા જીવનધોરણ (માસિક રૂા. ૧૨૫) કરતાં ત્રીજા ભાગની આ આવક થઈ.

સૌથી વધારે ખરાબ સ્થિતિ મુખીની છે. વાર્ષિક રૂા. ૧૨૦ના પગાર-માં એણે કરવાનાં કામોનો ખ્યાલ ઉપરની યાદીમાંથી આવશે. પરંતુ એ

કામો અંગે એને વેઠવા પડતા આર્થિક બોજાનો ખ્યાલ એમાંથી નહિ આવે. ગામમાં આવતા સરકારી અમલદારોની સરભરા કરવાની જવાબદારી મુખીને માથે છે. એ સરભરાનો અર્થ એમને જોઈતી ચીજવસ્તુઓ લાવી આપવી તે છે. પરંતુ એના પૈસા ચૂકવવાની જવાબદારી તે અમલદારની છે. આ માટે રાજ્ય તરફથી તેમને મુસાફરી ભથ્થું મળતું હોય છે. પરંતુ આ ભથ્થાનો ઉપયોગ મોટાભાગના દાખલામાં ખાધાખર્ચનાં બિલ ચૂકવવાને બદલે પગારમાં વધારો કરવામાં થાય છે. ખાધા ખર્ચનો ભાર મુખીને વેઠવો પડે છે. અમલદારને માટે લાવેલી વસ્તુઓનું બિલ અમલદારને આપી દેવાનો નિયમ કરેલો છે, પરંતુ બિલ આપી અમલદારનો રોષ વહોરવાની મુખીની હિંમત હોતી નથી, કારણ એમનો એને ઘણી વખત ખપ પડતો હોય છે ( પોતે કરેલા ગોટાળાઓ તરફ આંખમીંચામણાં કરાવવા પૂરતો ). કેટલાક દાખલાઓ તો પૈસા આપ્યા વિના મુખી પાસે બિલ પર નાણાં મળ્યાની પહોંચ કરાવ્યાના પણ જાણવામાં આવ્યા હતા. વાર્ષિક રૂા. ૧૨૦ ના પગારમાં મુખીને આ આર્થિક બોજ ઉઠાવવાનો હોય છે. સ્વાભાવિક રીતે જ મુખી આ બોજ પોતાને માથેથી ઉતારી બીજાં માથાંઓ પર નાખવાનો પ્રયત્ન કરે. પરિણામે છેવટે તો લોકોને આ બોજ વહન કરવો પડે છે.

ઉપરી અમલદારોને પગલે ચાલી ટૂંકા પગારોને લીધે જીવનગુજરાન ચલાવવું મુશ્કેલ લાગવાથી મુખી, તલાટી અને રાવણિયા કે જેમની પાસે થોડી પણ સરકારી સત્તા છે તે સૌ આવકમાં ઉમેરો કરવાના રસ્તા શોધે છે. સ્થિતિ એવી થઈ છે કે એક પણ કામ આ લોકોને રાજી કર્યા વિના થઈ શકતું નથી. નજીવા બહાના તળે લોકોને ડરાવીને પૈસા પડાવવાનો રીતસરનો ધંધો ચાલે છે. કાયદાકાનૂનોમાં વધારો થવાથી આવી તકોમાં ઘણો વધારો થયો છે.

આ સ્થિતિ ઊભી થવાનું મુખ્ય કારણ અમને એ લાગ્યું છે કે જેટલી સત્તા સરકારી નોકરોને આપવામાં આવી છે તેના પ્રમાણમાં તેમના પગાર ઘણા ટૂંકા છે; તેથી તેમને મળેલી સત્તાનો દુરુપયોગ થાય છે. સત્તા અને પગાર વચ્ચે રહેલો મોટો વિસંવાદ દૂર કરવાની ખાસ જરૂર છે. લાંચરુશવત ઘટાડવાના કાર્યમાં આ પગલું ઠીકઠીક મદદ કરી શકશે. એનાથી લાંચ-રુશવત લેવાતી બંધ થશે એમ તો ન કહેવાય, પરંતુ આજે કોઈ પણ પ્રામાણિક માણસને આ પગારોમાં સરકારી નોકરી કરવી અશક્ય લાગે છે તે સ્થિતિ દૂર થશે ખરી. પગાર વધારો—અને તેમાંયે ખાસ કરીને ખૂબ નીચા દરજ્જાના સરકારી નોકરોના પગારમાં વધારો, તથા સત્તા પર પ્રજાકીય કાબૂ—તંત્રને સુધારવા માટે આ બે ઉપાયો તાત્કાલિક લેવાવા ઘટે છે.

સરકારી નોકરો તેમની ફરજો કેવી બજાવે છે તેની હવે તપાસ કરીએ. તલાટી મહેસૂલ ઉઘરાવવાનું કામ બરાબર કરે છે, પરંતુ પત્રકો બનાવવાના કામમાં પૂરતી કાળજી રખાય છે. આગળના વર્ષનાં પત્રકો પરથી ચાલુ વર્ષનાં પત્રકો તૈયાર થાય છે; ખેતરે ખેતરે ફરી તેણે પહાણી-પત્રક બનાવવાનું હોય છે, પણ તે ભાગ્યેજ ખેતરોમાં જાય છે. બધાં પત્રકો ચોરે બેઠાં બેઠાં જ તૈયાર થાય છે. આથી સરકારી પત્રકો પર સાચી માહિતી માટે આધાર રાખી શકાતો નથી. મુખી પણ તેમની ફરજોના પાલનમાં એટલા જ શિથિલ હોય છે. પંચાયતના અધ્યક્ષ તરીકે તેમના માથે ઘણી ફરજો આવતી હોય છે, પણ એમાંની એકે પૂરી થતી નથી. ભંગી કદી રસ્તા વાળતા નથી, રાવણિયા ચોકી કરતા નથી, પરંતુ મુખીને એની બહુ ચિંતા નથી થતી. એમનું મુખ્ય ધ્યાન તો તલાટી અને રાવણિયાના સાથમાં ખૂટતી આવકમાં કેમ ઉમેરો કરવો તેમાં જ રોકાયેલું હોય છે. ગામના વિકાસમાં સૌથી અગત્યનો ફાળો આપવાની શક્તિ ધરાવતા આ લોકો આજે ગામને સૌથી વધારે પીડે છે.

ગામ ખાતે મુલાકાતે આવતા અમલદારોમાં ફોજદાર, મહાલકારી, જકાતખાતાના ઇન્સ્પેક્ટર, કેળવણી ખાતાના તથા સહકારી ખાતાના અમલદાર એટલા મુખ્ય હોય છે. આથી ઉપરની પંક્તિના અમલદાર તો ક્વચિત જ ગામ ખાતે આવતા હોય છે. ગામ ખાતે આવતા અમલદારોમાંના મોટા ભાગના તો એક યા બીજે બહાને પોતાની ગામખાતેની મુલાકાતનો ઉપયોગ પોતાની આવકમાં વધારો કરી લેવામાં કરતા હોય છે. વધારે ઊંચી પાયરીના અમલદાર ગામ ખાતે આવે ત્યારે ગામને તેમના સ્વાગત માટે ઘણો મોટો ખર્ચ કરવો પડે છે. પરિણામે કોઇપણ અમલદારની ગામ ખાતેની મુલાકાત કોઈ જાતનું આર્થિક નુકસાન સહન કરવું પડશે એ ખ્યાલ જ ખેડૂતના મનમાં પહેલવહેલો ઉત્પન્ન કરી જાય છે. તેના હિતમાં સાચો રસ હોય એવા અમલદારનું તો તે ભાગ્યે જ મોં જુએ છે. પછી વહીવટી તંત્રમાંથી ખેડૂતોનો વિશ્વાસ ઊઠી જાય એમાં શી નવાઈ ? હમણાં જ રાજ્યના એક અગત્યના ખાતાના ઉપરી અમલદાર ગામખાતે આવેલા. તેમના સ્વાગત અંગે ગામને રૂ. ૧૨૫ નું ખર્ચ વેઠવું પડ્યું. એ ખર્ચની વિગતો જોવા જેવી છે. ગામથી ૭ માઈલ દૂર આવેલ ખંભાત સ્ટેશને તે ઊતરવાના હતા. તેમને લેવા માટે સ્પેશિયલ મોટર મોકલવી જ જોઈએ એવો તેમના સ્વાગત માટે પહેલેથી ગામ પર આવી ગયેલ અમલદારનો આગ્રહ હતો; તેથી તેમને લાવવા લઈ જવા માટે સ્પેશિયલ મોટરનો રૂ. ૬૦ ખર્ચ કરવો પડેલ. એક જ માઇલ દૂર આવેલ ગામ ઉંદેલ અને ખંભાત વચ્ચે દોડતી

બસમાં તેમને લાવી શકાયા હોત, પરંતુ ગામ ખાતે સ્વાગત અર્થે આવેલા પેલા અમલદારને એમાં એમનું ખોટું દેખાવાનો ડર હતો. અને એ જ રીતે બીજા ઉડાઉ ખર્ચો થયેલા. પરિણામે એમના જતાવેંત જ લોકો નિઃશ્વાસ મૂકી પૂછતા હતા કે એમની ગામ ખાતે શી જરૂર હતી.

કોઈ પણ સરકારી અમલદારને માટે લેવામાં આવેલી વસ્તુના પૈસા નહિ ચૂકવવાના રિવાજને કારણે હવે લોકોના મનમાં સજ્જડ માન્યતા પેસી ગઈ છે કે એના પૈસા લેવાય જ નહિ, લઈશું તો સ્થાનિક અમલદારનો રોષ સહન કરવો પડશે, તેથી મુકામ વખતનું કે લાવવા લઈ જવા આપેલા વાહનનું ભાડું પણ તેઓ લઈ શકતા નથી. પૈસા નહિ લેવા પાછળ મહેમાનગતીની કોઈ ભાવના રહી છે એવું રખે કોઈ માને.

સરકારી તંત્રની કહેવત રૂપ બની ગયેલ શિથિલતાનો પણ અહીં નિર્દેશ કરી લઈએ. સરકારી કામકાજ અંગે ૧૫ માઈલ દૂર આવેલ ભાદરણ ગામે લોકોને જવાનું હોય છે. એક કેસ માટે અનેક વખત ફેરા ખાવા પડે છે, અને વરસાદમાં ખરાબ રસ્તાઓને કારણે ઘણી મુશ્કેલીઓ પડે છે એ તો હવે સહજ ગણાયું છે. નક્કી થયેલ કામનો નિકાલ મહિનાઓ સુધી નથી થતો. કોઈ પણ કાર્યની શિથિલતા માટે ફરિયાદ કરીએ તો સૌ એક જ જવાબ વાળે છે: "આ તો ગાયકવાડી છે." ગામના પ્રાંતપંચાયતના સભ્યને તેમની કેટલીક સભાઓની ખબર સભાના બે ત્રણ દિવસ પછી જ મળતી હતી. અમને અંગત રીતે પણ આ શિથિલતાનો ઘણો અનુભવ થયો છે. અમારા કેટલાયે કાગળો અનુત્તર રહ્યા છે. ગામનો કોસ સુધરાવવા માટે કરેલી માગણીને રાજ્યના એક ખૂબ મહત્ત્વના અમલદારે ટેકો આપેલો, અને બાંધકામ ખાતાને તે અંગે ઘટતું કરવા કહેલું. બાંધકામ ખાતાના અમલદારે પોતાના માણસને તાત્કાલિક તપાસ માટે મોકલવાની ત્રણ ત્રણ વખત ખાત્રી આપવા છતાં તે અંગે કંઈ થયું નહિ. છેવટે બે મહિને ઘણો ઉડાઉ જવાબ આપ્યો.

વહીવટી તંત્રને સુધારવા માટે આ શિથિલતાને દેશવટો આપવાની ઘણી જરૂર છે.

## (૨) પંચાયત

રાજ્યવહીવટના અર્ધપ્રજાકીય અંગ પંચાયતના કામકાજને હવે જોઈએ.

તેના કામકાજને સમજવા માટે તેનાં મુખ્ય અંગોને પહેલાં જોઈ લેવાં ઠીક થશે. વડોદરા રાજ્યના સને ૧૯૨૦ ના ગામપંચાયત કાયદા મુજબ આ ગામની પંચાયત કામ કરે છે. તે મુજબ પંચાયતમાં છ સભાસદો છે, જેમાંના બે પોતાના હોદ્દાની રૂએ સભાસદ છે. નિશાળના મુખ્ય

શિક્ષક તથા ગામના મુખી પોતાના હોદ્દાની રૂએ પંચાયતના સભાસદ બને છે. બાકીના ચાર સભાસદોની લોકો ચૂંટણી કરે છે. પરંતુ ચાલુ પંચાયતમાં કોઇએ ઉમેદવારી ન કરી હોવાથી સરકાર તરફથી નિમાયેલા સભાસદો છે. પંચાયતના અધ્યક્ષ તરીકે ગામના મુખી કામ કરે છે. પંચાયતના નિર્ણયોનો અમલ કરાવવાની બધી જ જવાબદારી અને તેથી જ બધી વહીવટી સત્તા અધ્યક્ષની છે. પંચાયતે અવશ્ય કરવાનાં તથા મરજિયાત કામોની યાદી નીચે મુજબ છે:

**અવશ્ય કરવાનાં કામો:**

(૧) વાપરવા સારુ તથા પીવા સારુ પાણીનો પુરવઠો કરવાનું કામ.

(૨) ગામની સ્વચ્છતા તથા આરોગ્યરક્ષણ સંબંધી કામ.

(૩) ગામઠાણ તથા સીમની અંદરના સાર્વજનિક રસ્તા તૈયાર કરવાનું અને દુરસ્ત કરવાનું કામ.

(૪) ગામનાં કૂવા તળાવ વગેરે સાફ કરવાનું તથા તેમની જૂજ દુરસ્તી કરવાનું કામ.

(૫) સાર્વજનિક દેવસ્થાન, ધર્માદા વગેરેની વ્યવસ્થા અગર દેખરેખ રાખવી.

(૬) સરકારી અગર સાર્વજનિક મિલકતની વ્યવસ્થા અગર દેખરેખ.

(૭) પ્રાંતપંચાયત સુપ્રત કરે તેવાં સાર્વજનિક મકાનો બંધાવવાનું કે દુરસ્ત કરવાનું.

(૮) શીતળા ટંકાવવાની તજવીજ કરવાનું.

(૯) શાળા ઉપર દેખરેખ રાખવાનું.

(૧૦) ફરજિયાત કેળવણીના કાયદાનો અમલ કરવાનું.

(૧૧) બાળલગ્નપ્રતિબંધક નિબંધનો અમલ કરવાનું.

(૧૨) વજન-માપ સંબંધી દેખરેખ રાખવાનું.

(૧૩) હિમાયત તથા ગામાત તળાવોની વ્યવસ્થા.

(૧૪) સરકારી કામે મજૂર, ગાડાં વગેરે પૂરાં પાડવા સંબંધી નિયમ પ્રમાણે કામ બરાબર થાય છે કે નહિ તે જોવાનું.

(૧૫) ગામમાં ચેપી રોગ ઉત્પન્ન થાય તો તેનું શમન કરવા સંબંધી તાત્કાલિક ઇલાજ લેવાનું કામ.

(૧૬) આગ, રેલ કે અતિવૃષ્ટિ જેવા આકસ્મિક પ્રસંગે આપત્તિમાં આવેલી જિંદગી તથા મિલકતનો બચાવ કરવા તાત્કાલિક ઇલાજ લેવા સંબંધી.

(૧૭) ગામનોકરો પોતાની ફરજ બરાબર બજાવે છે કે નહિ તે જોવાનું.

(૧૮) ગોચર માટે મુકરર કરેલી જમીનની સાફસૂફી કરાવવાનું, તેની અંદરના ખાડા પુરાવવાનું, અને તેવું જ બીજું કામ.

(૧૯) સીમના પાણીના કુદરતી માર્ગો સાફ અને દુરસ્ત સ્થિતિમાં રાખવાનું કામ.

**મરજિયાત કામો**

(૧) ગામમાં પુસ્તકાલયો સ્થાપવાં.

(૨) ગામના રસ્તાની બાજૂ ઉપર તથા ગામના સાર્વજનિક કામ સારુ રાખેલી જગ્યામાં ઝાડો રોપવાં તથા તેનું સંરક્ષણ કરવાનું કામ.

(૩) સાર્વજનિક બગીચાનું કામ.

(૪) ગામમાં દીવાબત્તીની વ્યવસ્થા કરવાનું કામ.

(૫) ગામમાં ઔષધાલય સ્થાપવાનું કામ.

(૬) ખેતી તથા બીજી ગામની ઉન્નતિ માટે સહકારી મંડળીઓ સ્થાપવાનું કામ.

(૭) ગામઠાણ વધારવા સંબંધી તજવીજ કરવાનું કામ.

(૮) ગામસંરક્ષણ સંબંધી ઈલાજ લેવાનું કામ.

(૯) ગામની સગવડ તથા સુખાકારીની વૃદ્ધિ અંગેનું કંઈપણ કાર્ય.

ફરજિયાત અને મરજિયાત પંચાયતે કરવાં જોઈતાં કામોની યાદી ઉપર આપી છે. આ ગામનો પંચાયત આમાંનાં કેટલાં કામ કરે છે તેનો ખ્યાલ ૧૯૪૫–૪૬ ના તેના ઠરાવો પરથી આવશે. 'વડોદરા પત્રિકા'માં પંચાયતના કામકાજ સંબંધી આવેલા અહેવાલમાંથી અહીં ઉતારો આપ્યો છે. "જુરેલ તા. ભાદરણ ગામ પંચાયતે સને ૧૯૪૫–૪૬ દરમિયાન ૨ ગામનોકરની નિમણૂકના, ૧૦ ગામઠાણની જમીનમાં બાંધકામ કરવાની પરવાનગીના, ૪ કૂવા દુરસ્તીના, ૫ તળાવ દુરસ્તીના, અને ૧ કાંસ દુરસ્તીનો મળી કુલ ૨૨ ઠરાવો પસાર કર્યા હતા, અને સદરહુ કામો પાછળ કુલ રૂ. ૨૬૮–૮–૦ નો ખર્ચ કરવામાં આવ્યો હતો. આ પંચાયતના કામકાજ ઉપરથી તેને ત્રીજા વર્ગની પંચાયત ઠરાવેલી છે."

પંચાયતના કામ વિશે સરકારી અહેવાલની છેલ્લી લીટી પૂરતો ખ્યાલ આપે છે. પંચાયતે અવશ્ય કરવાનાં કામોમાંનાં ઘણાં ઓછાં કરવામાં આવ્યાં છે. પછી મરજિયાત કામોની તો તેની પાસે અપેક્ષા જ કયાંથી રખાય ? પંચાયતની સૌથી પહેલી ફરજ ગામમાં સ્વચ્છતા જાળવવાની છે, પરંતુ ગામના રસ્તા કદી વળાતા નથી. અનેક વખત પંચાયતને કહેવા છતાં, તથા મુલાકાતે આવનાર દરેક અમલદારની સુચના છતાં તે તરફ ભયંકર દુર્લક્ષ સેવવામાં આવે છે. ગમે ત્યાં ઉકરડાઓ એકઠા કરવા દેવામાં આવે છે.

કૂવાનું પાણી બગાડે એવી રીતે એકઠો થયેલો ઉકરડો પણ ખસેડવામાં આવતો નથી. ગોચરની જમીન ઢોરને ચરવાના કામમાં આવતી નથી, અને તેમાં મોટા ખાડા પડયા છે. તેને દુરસ્ત કરવાનું કામ હાથ પર લેવાતું નથી. ચોમાસાની ઋતુમાં ગામની આસપાસ પાણી ભરાઈ જવાથી ગામનો બહારના પ્રદેશ સાથેનો વ્યવહાર તૂટી જાય છે, તે સ્થિતિમાં ફેરફાર કરાવવા પંચાયતે કંઇ જ પગલાં ભર્યાં નથી. ગામ આગળ થઈ જતો પાણીનો કાંસ પુરાઈ ગયો છે તેને દુરસ્ત કરાવવાનાં પગલાં લેવાયાં નથી. પંચાયતે કરવાં જોઈતાં પરંતુ નહિ કરેલાં કેટલાંક અગત્યનાં કામોની આ યાદી પરથી ખ્યાલ આવી શકશે કે પંચાયતને ત્રીજા વર્ગમાં કેમ મૂકવામાં આવી છે.

આવી સ્થિતિ ઊભી થવાનું શું કારણ છે? ઉપર ટાંકેલી સરકારી પત્રિકામાંથી જ બીજો એક ઉતારો ટાંકીએ: " મે. રા. રા. સરસૂબા સાહેબ જણાવે છે કે ભુવેલ ગામપંચાયતમાં છ સભાસદો હોઈ તેમાંથી ચાર ગામલોકોમાંથી ચૂંટવામાં આવે છે, અને બે સરકાર તરફે નીમવામાં આવે છે, તેમાં એક ગામના પટેલ અને બીજા શાળાના મુખ્ય શિક્ષક હોય છે. સને ૧૯૪૬-૪૭ થી ત્રણ સાલ માટે સભાસદોની નવેસર ચૂંટણીના પ્રસંગે ચૂંટણી થવા માટે કોઇ પણ ગૃહસ્થે ઉમેદવારી નહિ કર્યાથી ગામલોકો પૈકી ચૂંટવાના સભ્યોની જગ્યાએ સરકાર પસંદગીથી નિમણૂક કરવામાં આવી છે."

ઉપર આપેલા અવતરણમાંથી આનો ખુલાસો મળી રહે છે. પંચાયતના કામમાં ગામલોકો જરાયે રસ લેતા નથી, તેથી પંચાયતના મોટા ભાગનાં કામો થતાં નથી. નિમાયેલા સભ્યો પોતાની જવાબદારી કેવી અદા કરે તે તો સમજી શકાય એવું છે. ગામલોકો પંચાયતના કામમાં કેમ રસ લેતા નથી? જે ગામમાં રાજ્યમાં આદર્શ ગણી શકાય એવી સહકારી મંડળી કામ કરે છે તે જ ગામની પંચાયતના કામમાં લોકોને રસ ન પડે તેનું કારણ શોધતાં અમને જણાયું છે કે ગામપટેલને (મુખીને) તેના હોદ્દાની રૂએ ગામપંચાયતનો અધ્યક્ષ બનાવવાની પ્રથાને કારણે આમ બને છે. મુખીની પણ અમુક કુટુંબોમાંથી જ રાજ્ય તરફથી નિમણૂક થતી હોય છે. એ મુખી આપોઆપ જ પંચાયતનો અધ્યક્ષ બને છે અને પંચાયતના અધ્યક્ષના હાથમાં બધી વહીવટી સત્તાઓ મૂકવામાં આવી છે. પંચાયતનો અધ્યક્ષ પંચાયતે લીધેલા નિર્ણયોના અમલ માટે જવાબદાર હોવાથી જો તે એ કામમાં શિથિલતા બતાવે તો તેને ખસેડવાની સત્તા પંચાયતને હોવી જોઇએ, પરંતુ તે નથી. આને કારણે પંચાયતના બીજા સભ્યોનું કંઇ મહત્ત્વ રહેતું નથી. જે છ વર્ષ માટે મુખીની નિમણૂક થઈ હોય છે તે વખત

દરમિયાન તે પોતાની ફરજો બજાવે યા નહિ, પંચાયતના અધ્યક્ષ તરીકે ચાલુ રહે છે, અને પંચાયતના બધા નિર્ણયોનો અમલ કરવાની સત્તા માત્ર તેની પાસે છે; એટલે પંચાયતના બીજા સભ્યો પંચાયતના કામમાં બધો રસ ગુમાવે છે. નિમણૂકના અધ્યક્ષને બદલે ચૂંટણીનો અધ્યક્ષ પંચાયતને આપવાથી આ સ્થિતિ પલટાશે. ત્યાર પછી જ લોકોને પંચાયત મારફતે ઉપયોગી કાર્યો થઈ શકે છે એની ખાત્રી થશે, અને તેઓ પંચાયતના કાર્યમાં રસ લેતા થશે, અમારા આ ગામના આ અનુભવને આજુબાજુનાં બીજા ગામોમાંથી પણ સમર્થન મળ્યું હતું. રાજ્યધારાસભાએ પણ આ જ મતલબનો ઠરાવ પસાર કર્યો છે.

પંચાયતના કાર્યની શિથિલતાનું બીજું કારણ તેના પર પૂરતી દેખરેખનો અભાવ છે. મહેસૂલ ઉઘરાવવામાં જેટલી ચીવટ રખાય છે તેમાંની અર્ધી પણ જો પંચાયત પોતાની ફરજો બરાબર બજાવે છે કે નહિ તે જોવામાં રખાય તો સ્થિતિમાં ઘણો પલટો આવે. પ્રાંતપંચાયત પણ આ દિશામાં કંઈ જ કરતી નથી. પંચાયતે અવશ્ય કરવાનાં કામો માટે તેને ફરજ પાડવાની સત્તા પ્રાંતપંચાયતને આપવામાં આવી છે, પણ પ્રાંતપંચાયત તે અંગે કંઈ જ કરતી નથી. પંચાયતના કામ પર દેખરેખ રાખવા તેમજ તેને મદદરૂપ થવા પહેલાં મહાલ-પંચાયતો ઊભી કરવામાં આવેલી, પરંતુ સ્થાનિક સ્વરાજ્ય સંબંધે ૧૯૨૯ માં તપાસ કરી નિવેદન કરવા નિમાયેલી સમિતિએ કરેલી ભલામણો પ્રમાણે વહીવટમાં ફેરફાર થઈ ગામપંચાયતોના વિકાસમાં અંતરાયરૂપ મનાયેલી મહાલપંચાયતો બંધ પડી. એને બદલે ૧૯૩૪થી મહાલ સલાહકાર સમિતિઓ વહીવટદારના અધ્યક્ષપણા નીચે સ્થાપવામાં આવી છે. આ સમિતિમાં બીજા બે સભ્યો તરીકે પ્રાંતપંચાયતના બે સભ્યો બેસે છે. "આ મહાલ સમિતિઓ પૈકી ઘણી થોડી જ પોતાના કામમાં રસ લે છે." ('હીરક વડોદરા' નામના પુસ્તકમાંથી.) પ્રાંતપંચાયતના મહાલ ખાતેના બે સભાસદોમાંથી એક સભાસદ શ્રી. કિશોરભાઈ પ્રભુદાસ પટેલ આ ગામના જ છે. સહકારી મંડળીના પ્રમુખ તરીકે પણ તેઓ કામ કરે છે.

પંચાયતમાં કરવા જોઈતા સુધારાનો નિર્દેશ કરવા અત્રે 'હીરક મહોત્સવ'માંથી જ એક અવતરણ ટાંકીશું: "ગામપંચાયતોનો ખરો વિકાસ તો ચૂંટણીના પ્રમુખ આપવાથી તથા ગામપંચાયતોમાં સરકાર તરફ પંચ નીમવાનું બંધ પાડવાથી થઈ શકશે...ગામપંચાયતોને માર્ગદર્શકની જરૂર છે, ને તેથી દરેક પ્રાંતમાં લાયક પંચાયત નાયબ સૂબાઓ ફરીથી રાખવામાં આવે તો એ સંસ્થાઓનો જરૂર સુંદર વિકાસ થાય."

# ૧૦. પુનર્ઘટના

ભુવેલના સમગ્ર ગ્રામજીવનનો સંપૂર્ણ ખ્યાલ આગળના નવ પ્રકરણોમાં મેળવ્યો. આ તપાસને અંતે આપણે જોઈ શક્યા છીએ કે સ્થિતિ જેવી જોઈએ તેવી નથી. ક્યાં ક્યાં શું શું ખૂટે છે તેની આપણે દરેક ઠેકાણે ચર્ચા કરી છે. હવે એ સ્થિતિ કેમ ફેરવી શકાય તેની ચર્ચા આ પ્રકરણમાં કરીશું. આપણી તપાસનો મૂળ હેતુ તો એ જ છે ને? પરંતુ આ ચર્ચા સરળ અને સ્પષ્ટ બને તે પૂરતું આગળના નવ પ્રકરણોનો ટૂંક સાર શરૂઆતમાં આપીએ છીએ.

## (૧) આગળનાં નવ પ્રકરણોનો ટૂંક સાર

ગામની કુલ જમીનનો ત્રીજો ભાગ ગામ બહારના ખાતેદારોની માલિકીનો છે તથા બહારગામના ખેડૂતોથી ખેડાય છે. ગામના ખેડૂતોને ભાગે આવતી જમીન (૧૭૦૦ વીઘા)નો ચોથો ભાગ (૪૦૦ વીઘા) પીત જમીનનો છે. બિનપીત જમીનનું ઉત્પન્ન આણંદ ખેતીવાડી ફાર્મ કરતાં ત્રીજા ભાગનું આવે છે. પાકનું ઉત્પન્ન ઓછું આવવાનું મુખ્ય કારણ ખાતરની તંગી છે. દુધાળાં ઢોરનું ઉત્પન્ન પણ આણંદ ખેતીવાડી ફાર્મ કરતાં ત્રીજા ભાગનું આવે છે. આવક આટલી ઓછી આવે છે, જ્યારે ખાતર તથા પાણીનું ખર્ચ ઘણું વધારે આવે છે. સામાજિક ખર્ચ તથા દારૂ, ચા-પાણી વગેરે વ્યસનો પાછળનું ખર્ચ ઘણું મોટું છે. આને કારણે કુલ વસ્તીના માત્ર ૨૫ ટકા જ ખાધેપીધે સુખી છે. સહકારી મંડળી જો ગામમાં ન હોત તો લોકોની આર્થિક સ્થિતિ આજે છે તેના કરતાં પણ વધુ નબળી હોત.

આર્થિક સ્થિતિ નબળી હોવા ઉપરાંત ગામ ખૂબ ગીચપણે વસેલું છે, ઘરોની બાંધણી ખૂબ ખામીભરી છે, લોકો યુક્તાહારની અને સ્વચ્છતાની ટેવોની અગત્ય પૂરતા પ્રમાણમાં સમજતા નથી;–આ બધાં કારણોને લીધે તેમની તંદુરસ્તી નબળી છે. કુલ વસ્તીના માત્ર ૧૪ ટકા સશક્ત અને નીરોગી છે, બાકીની ૮૬ ટકા વસ્તી ક્યાં તો ઓછા વજનવાળી અથવા કોઈ રોગથી પીડાતી છે.

સામાજિક જીવન જેટલું જોઈએ તેટલું નીરોગી નથી. સામાજિક પ્રસંગોએ ગજાબહારનું ખર્ચ કરવું પડે છે. કુલ દેવાનો ૨૬ ટકા ભાગ સામાજિક ખર્ચને કારણે છે. જ્ઞાતિઓનો અંદરઅંદરનો વ્યવહાર સંકુચિત છે. તહેવારો તથા પ્રસંગોની ઉજવણીમાં જોઈએ તેવો આનંદ રહ્યો નથી; ધાર્મિક જીવનની અસર ઓછી થઈ છે.

પંચાયત પોતાની ફરજો બરાબર અદા કરતી નથી. સરકારી તંત્ર લોકોને બહુ મદદમાં આવી શકતું નથી.

આમ આર્થિક સ્થિતિ, શારીરિક સ્થિતિ, સામાજિક જીવન તથા સરકારી તંત્ર–ગ્રામજીવનનાં બધાં જ અંગોને મૂળભૂત સુધારણાની જરૂર છે.

### (૨) ગ્રામસુધારણા

આ વિભાગમાં આપણે ગ્રામસુધારણા કરવા માટે શા શા ઉપાયો લેવા જોઈએ તેનો વિચાર કરીશું. પછીના વિભાગમાં એ ઉપાયો લેવા માટે જરૂરી વ્યવસ્થાનો વિચાર કરીશું.

ગ્રામસુધારણાના પ્રશ્નને આપણે મુખ્ય ત્રણ વિભાગોમાં વહેંચી નાખીશું: (ક) આર્થિક ઉન્નતિ, (ખ) સામાજિક ઉન્નતિ, (ગ) સરકારી તંત્રની સુધારણા.

### (ક) આર્થિક ઉન્નતિ

આર્થિક ઉન્નતિ સાધવા માટે ત્રણ પ્રકારના ઉપાયો લેવા જોઈશે:

(૧) ઉત્પન્ન વધારવું.

(૨) આવકનાં સાધન વધારવાં.

(૩) બિનજરૂરી ખર્ચ ઘટાડવાં.

આ ત્રણે પ્રકારોની હવે આપણે વિગતે ચર્ચા કરીએ.

(૧) આર્થિક સ્થિતિનું પૃથક્કરણ કરતાં આપણે જોયું છે કે વેપારી તથા જમીનદાર વર્ગની સ્થિતિ સારી છે. ખેડૂતોમાંથી જેમની પાસે પંદર વીઘા જમીન છે, અને જેમાંની કેટલીક પીત જમીન છે તેમની સ્થિતિ સારી છે. બાકીના ખેડૂતો જેમની પાસે એથી ઓછી જમીન છે તે, બધા ગણોતિયા તથા ખેતીમજૂરો, અને નોકરિયાત તથા કારીગર વર્ગની સ્થિતિ સારી નથી.

ગામનો મુખ્ય ધંધો ખેતીનો છે, એટલે પહેલાં એનો વિચાર કરીએ. ખેતી પર આધાર રાખતા ખેડૂતો, ગણોતિયા તથા મજૂરોની સ્થિતિ સારી ન હોવાનું કારણ પૂરતી જમીનનો અભાવ તથા જમીનનું ઓછું ઉત્પન્ન છે.

૧૩૦૦ વીઘા જમીન પર અત્યારે ૧૭૦ કુટુંબો નભે છે. ૧૩૦૦ વીઘામાંથી ૪૦૦ વીઘા પીતવાળી જમીન છે. પાંચ માણસના એક કુટુંબના જીવન ગુજરાન માટે પીત જમીન ઓછામાં ઓછી પચીસ વીઘા જોઈએ એવી ગણત્રી આપણે કરી છે. આ ગણત્રી પ્રમાણે ચાલુ સ્થિતિમાં ૧૩૬ કુટુંબો નભી શકે. બાકીનાં ૩૪ કુટુંબોનું પોષણ આજના સંજોગોમાં જમીન કરી શકે તેમ નથી. પીત જમીનમાં વધારો કરવામાં આવે તો વધુ કુટુંબો પોસાઈ શકે. ૨૫ વર્ષમાં ૩૦૦ માણસોનો વસ્તીમાં વધારો થયો, પરંતુ પીત જમીનમાં પણ લગભગ

૩૦૦ વીઘાનો વધારો થયો, તેથી ગામની સ્થિતિ વધુ બગડી નહિ. હાલ ૪૦૦ વીઘા જમીન પીત છે, બીજી ૩૦૦ વીઘા જમીન સહેલાઈથી પીતવાળી બનાવી શકાય તેમ છે. જો આમ બને તો જ અત્યારે જમીન પર નભતાં ૧૭૦ કુટુંબોને જમીન પોષી શકે.

આનો અર્થ એ થયો કે પીત જમીનમાં વધારો કરવાના બધા પ્રયત્નો થવા જોઈએ. જમીનની અછત દૂર કરવાનો સૌથી અસરકારક ઉપાય આ છે. ગામમાં ખેતી ઉપયોગી કૂવા સારી સંખ્યામાં છે (૧૪ કૂવા), ગામની બધી જમીન પીતને લાયકની છે. ટૂંકમાં પીત જમીન વધારવાના બધા જ અનુકૂલ સંજોગો ગામમાં છે. લોકોની પોતાની ઇચ્છા પણ પીત જમીન વધારવાની છે, પરંતુ એન્જિન વગેરે એને માટેનાં જરૂરી સાધનો મેળવવાની મુશ્કેલીને કારણે એ ઇચ્છા તેઓ અમલમાં મૂકી શકતા નથી. જમીનને પીતવાળી બનાવવાની અગત્ય તેઓ પૂરેપૂરી સમજે છે. વરસાદની અનિશ્ચિતતામાંથી બચવા ઉપરાંત ખેતીસુધારાના બધા ઉપાયો અમલમાં મૂકવાનું જોખમ તેઓ પીત જમીનમાં લઈ શકે છે. બિનપીત જમીનમાં આ જોખમ તેઓ લઈ શકતા નથી, કારણ વરસાદ પર આધાર રાખી શકાતો નથી. પીત જમીનમાં તેઓ ખાતર પણ પૂરતું ભરી સારું ઉત્પન્ન મેળવે છે, જ્યારે બિનપીત જમીનમાં ખાતર ભરતા નથી. આમ જમીનની અછત દૂર કરવાના, ખેતી સુધારવાના, તથા પાકનું ઉત્પન્ન વધારવાના ઉપાય તરીકે જમીનને પીતવાળી બનાવવાના પગલાનું મહત્ત્વ ખૂબ છે.

હાલ જે બે પંપ ચાલે છે તે ખાનગી માલિકોના હોવાથી ખેડૂતોને પાણીનો દર વધુ આપવો પડે છે, તેથી ત્રીજો એક પંપ સહકારી ધોરણે મૂકવાનો ઠરાવ કેટલાક ખેડૂતોએ કર્યો છે. આ ઠરાવ આવકારદાયક છે. સહકારી ધોરણે જમીનને પીતવાળી બનાવવાના બધા પ્રયાસોને સરકારી ઉત્તેજન મળવું જોઈએ, તથા એન્જિન સિમેન્ટ પતરાં વગેરે જરૂરી સાધનો અપાવવામાં તેમને પહેલી પસંદગી મળવી જોઈએ.

પરંતુ જમીનને પીતવાળી બનાવવામાં વખત લાગે છે એ એક વાત, અને બીજું વસ્તી તો વધતી જ રહે છે, એટલે અત્યારની વસ્તીને પૂરતી જમીન મળે એવા સંજોગો ઊભા કરીએ તો ય વધતી વસ્તીનો વિચાર પણ કરવો જોઈએ. અને ગામની બધી જમીન પીતવાળી બનાવીએ તો ય વધતા જતા જીવનધોરણની દૃષ્ટિએ વધારાની બધી વસ્તીને જમીન પર નભાવવાનું શક્ય નહિ બને, એટલે, જમીન પર નભનારાઓનું પ્રમાણ જોઈએ તે કરતાં વધે નહિ એ દૃષ્ટિએ વસ્તીનો અમુક ભાગ વ્યવસ્થિત રીતે ખેતી સિવાયના બીજા ધંધાઓમાં રોકાતો

જાય એવી વ્યવસ્થા કરવી જોઈએ. આ વ્યવસ્થા ખેતીસુધારણાના કાર્યક્રમનું જ એક અંગ છે, આવી વ્યવસ્થાની ગેરહાજરીમાં ખેતીસુધારણાની આશા રાખવી વ્યર્થ છે, કારણ જમીન પરનું આજે ઘટાડેલું દબાણ પચીસ વર્ષ પછી પાછું મૂળ સ્થિતિએ આવીને ઊભું રહેશે. ખેતી માટે બહુ લાયક ના હોય એવા, તથા રુચિ ન ધરાવતા હોય એવા વર્ગોને અત્યારથી જ ખેતી સિવાયના બીજા ધંધાઓમાં રોકવાની વ્યવસ્થા ઊભી કરવી જોઈએ. આ ગામમાં બીજા કયા ધંધા શરૂ થઈ શકે એમ છે એની પછીથી ચર્ચા કરીશું.

પરંતુ બીજા એક પ્રાંતની પણ અહીં ચર્ચા કરી લઈએ. આપણે ઉપર જે ચર્ચા કરી છે તેમાં સ્વીકારી લીધું છે કે દરેક ખેડૂત પાસે જે જમીન હોય તે એ જાતે જ ખેડતો હોવો જોઈએ. જમીન ભાગે આપવાથી કે ભાગે ખેડવા લેવાથી જમીનમાંથી થતી આવકમાં ઘટાડો થાય છે. એ સંજોગોમાં આપણું ઉપર જણાવેલું ધોરણ કામમાં આવી શકે નહિ. ખેતી-સુધારણાના કાયમી કાર્યક્રમમાં આ શરત સ્વીકારવી જ જોઈએ. 'ખેડે તેની જમીન ' એ પ્રાથમિક સિદ્ધાંતના સ્વીકાર સિવાય ખેતીસુધારણા નહિ થઈ શકે. ખેતીસુધારણાના કોઈપણ કાર્યક્રમમાં જમીન ધારણ કરવાના પ્રાથમિક સિદ્ધાંત તરીકે વધુ સ્પષ્ટતા માટે નીચેની સાત શરતો રજૂ કરીએ છીએ:

(૧) બધી જમીનની માલિકી સરકારની હોવી જોઈએ. વચ્ચેના માણસો જેવા કે જમીનદાર, ગરાસદાર વગેરે દૂર થવા જોઈએ.

(૨) જમીનનો કબજો ધરાવવાનો ખેડૂતને શરતી હક આપવો જોઈએ. જમીનનો બદલો કરવાની કે જમીનના ટુકડા પાડવાની મનાઈ ફરમાવતી શરતો એમાં હોવી જોઈએ.

(૩) દરેક ખેડૂત પોતાના કુટુંબનું ગુજરાન સારી રીતે ચલાવી શકે એટલી જમીન તેની પાસે હોવી જોઈએ, અને બને ત્યાંસુધી બધી જમીન એક જથ્થે હોવી જોઈએ.

(૪) જમીનનો કબજો ધરાવનારે જ જમીન ખેડવી જોઈએ.

(૫) દરેક ખેડૂતે ખેતર પર જ રહેવું જોઈએ.

(૬) અનુત્પાદક કાર્યો માટે જમીનનો ઉપયોગ નહિ થવો જોઈએ.

(૭) જમીનવેરો જમીનના કદ પ્રમાણે ચડતા પ્રમાણમાં નંખાવો જોઈએ.

આમાંની એક પણ શરત આ ગામમાં પૂરી થતી નથી. જમીનના બદલા છૂટથી થાય છે, જમીનના નાના નાના ટુકડાઓ પડે છે, જમીનનો માલિક બધી જમીન જાતે ખેડતો નથી, માત્ર ૨૫ ટકા પાસે જ પોતાનું ગુજરાન ચલાવવા પૂરતી જમીન છે, પરંતુ તે પણ એક જથ્થે હોવાને

બદલે છૂટીછૂટી છે, કોઈ ખેતર પર રહેતું નથી, જમીનનો ઉપયોગ અનુત્પાદક કાર્યો માટે થાય છે, તેમજ જમીનવેરો ચડતા પ્રમાણમાં નહિ, પરંતુ દરેક પાસેથી સરખા પ્રમાણમાં લેવાય છે.

ઉપરની શરતોનો અમલ કર્યા સિવાય કાયમી ખેતીસુધારણા કરવી અશક્ય છે. જ્યાંસુધી ખેડૂત પોતે જે જમીન ખેડે છે તેની માલિકી પોતે ધરાવતો નથી ત્યાંસુધી જમીનમાંથી મળતી આવક એના જીવનગુજરાન માટે પૂરતી થવાની નથી. જ્યાંસુધી ખેડૂત પાસે એનું ગુજરાન ચાલે એટલી જમીન નથી ત્યાંસુધી એ દેવાદાર બનતો અટકવાનો નથી. જ્યાંસુધી જમીન એક જથ્થે નથી થતી ત્યાંસુધી ખેતીને તે સુધારી શકવાનો નથી, તથા સારાં ઓજારો વગેરે વાપરી શકવાનો નથી. જ્યાંસુધી જમીનના બદલા કરવાની તથા જમીનના ટુકડા પાડવાની છૂટ છે ત્યાંસુધી જમીન એક જથ્થે કરવાના પ્રયત્નો નકામા છે. જ્યાં સુધી ખેડૂત ખેતર પર રહેતો નથી ત્યાં સુધી પાકનું રક્ષણ થઈ શકવાનું નથી, વખતસર તે ખેતી કરી શકવાનો નથી અને અહીંથી તહીં દોડદોડ કરવામાં જ એનો વખત જવાનો છે, ગામડાંમાં જ ઠાણની તંગીને કારણે આંગણામાં જ ઢોર બાંધવાં પડતાં હોવાથી ગંદકી દૂર કરી શકવાનો નથી, તથા વધારે સંખ્યામાં ઢોર રાખી શકવાનો નથી. આમ બધી જ રીતે ખેતીસુધારણા માટે ઉપરની શરતો આવશ્યક છે, તેમજ એક બીજા સાથે સંકળાયેલી છે. તેથી ઉપરની શરતોનો સમાવેશ કરતો એક કાયદો રાજ્યે કાયમી ખેતીસુધારણાના એક અંગ તરીકે પસાર કરવો જોઈશે. ખેતીસુધારણાના બીજા પ્રયત્નો ત્યાંસુધી અધૂરા જ રહેશે.

જમીનના ટુકડાઓ પડતા અટકાવવા તથા જમીન એક જથ્થે કરવા વડોદરા રાજ્યે ૧૯૨૦માં પ્રયત્ન કરેલો. પરંતુ કાયદાનું ધોરણ મરજિયાત હોવાથી, તથા કાયદાના અમલ માટે રાજ્યે પૂરતો ઉત્સાહ નહિ બતાવવાથી એને સફળતા મળી નહિ. ફરી આ દિશામાં ઉપર જણાવ્યા મુજબની શરતોને સમાવી લેતો કાયદો ઘડી રાજ્યે પૂરતી ખંતથી પ્રયત્ન કરવો ઘટે છે.

જમીનની અછત દૂર કર્યા પછી બીજો પ્રશ્ન જમીનનું ઉત્પન્ન વધારવાનો છે. આજે જમીનની પેદાશ આવવી જોઈએ તે કરતાં ત્રીજા ભાગની આવે છે. જમીનની પેદાશ આટલી ઓછી આવવાનું મુખ્ય કારણ ખાતરની અછત છે. ખાતરની અછત હોવાને કારણે તેના બહુ ભાવ આપવા પડે છે, જે ખેડૂતોને તમાકુ સિવાય બીજા પાકોમાં પાલવતું નથી. તમાકુના ભાવ પણ સારા ઊપજે છે, તેથી જ વધારે ભાવનું ખાતર લેવું પાલવે છે. ખાતરની તંગી ઓછી કરવામાં આવે અને સસ્તા ભાવે

પૂરતા પ્રમાણમાં ખાતર પૂરું પાડવામાં આવે તો ઉત્પન્નમાં ઓછામાં ઓછો ૫૦ ટકાનો વધારો તાત્કાલિક આવી શકે એમ છે. લોકો ખાતરની અગત્ય બરાબર સમજતા હોવાથી છાણિયા ખાતરનો પૂરેપૂરો ઉપયોગ કરે છે. પણ હજુ ખોળનો ઉપયોગ ખાતર માટે જેવો જોઈએ તેવો નથી, જે દાખલ કરવા જેવો છે. તેમાંયે જમીનમાં સીધો ખોળ ભરવાને બદલે દુધાળાં ઢોરને ખવડાવવામાં આવશે તો દૂધના ઉત્પન્નમાં વધારો થશે અને છાણિયું ખાતર મળશે. રાસાયણિક ખાતરને બીજા ખાતર સાથે યોગ્ય પ્રમાણમાં ભેળવીને આપવામાં આવે તો જમીનને જરાયે નુકસાન થતું નથી અને પાકના ઉત્પન્નમાં વધારો થાય છે. તેથી રાસાયણિક ખાતરનો સમજપૂર્વકનો ઉપયોગ પણ દાખલ કરવા જેવો છે. પીત જમીનમાં શણનું વાવેતર કરવામાં આવે તો એ જમીનને બીજું ખાતર આપવાની જરૂર નહિ પડે, અને એટલું ખાતર ફાજલ પડી શકશે. અનેક મુશ્કેલીઓને કારણે આજે લોકો વધારે સંખ્યામાં ઢોર રાખી શકે તેમ નથી, પરંતુ તે માટે અનુકૂલ સંજોગો ઊભા કરી આપવામાં આવે તો તેમનું છાણિયું ખાતર પણ પૂરતું મળે, અને ખાતરની અછત દૂર થાય. આમ ઉત્પન્ન વધારવા માટે તાત્કાલિક થઈ શકાય એવો અને સેવાવો જોઈતો મહત્ત્વનો ઉપાય ખાતરની અછત દૂર કરવાનો છે.

જમીનનું ઉત્પન્ન વધારવાનો બીજો ઉપાય સારાં બીનો વપરાશ વધારવાનો છે. સારાં બી વાપરવાથી લગભગ ૨૫ ટકાનો ઉત્પન્નમાં વધારો થઈ શકે એમ છે. પરંતુ ખેડૂતોને સારાં બી વાપરવાથી શો ફાયદો થાય છે તે સમજાવવાની, તથા સારાં બી ખૂબ સહેલાઈથી મળે તેવો પ્રબંધ થવાની પહેલી જરૂર છે. સારાં બી ઉપરાંત સારાં ઓજારોનો ઉપયોગ પણ ઉત્પન્ન વધારવામાં મદદ કરી શકશે. પરંતુ ખેડૂતો આ ઉપાયોનો ઉપયોગ કરે તે માટે આજે છે તેના કરતાં વધુ ગાઢો સંપર્ક ખેડૂતો અને ખેતીવાડી ખાતા વચ્ચે થવાની જરૂર છે. ખાતરની કીમત તો ખેડૂત સમજે છે, એટલે એને આપણે ખાતર પૂરું પાડીશું તો એનો ઉપયોગ એ કરશે; પરંતુ સારાં બીનો ઉપયોગ તથા સારાં ઓજારોને ઉપયોગ કરવાનું એને સમજાવવું એટલું સહેલ નથી. એ માટે તો એને થતા લાભ પ્રત્યક્ષ કરી બતાવવા પડશે. પ્રયોગક્ષેત્રો ખેડૂતોની વચ્ચે રાખવાથી તથા ખેડૂતો સાથેનો સંપર્ક વધારે ગાઢો કરવાથી આજે પ્રયોગક્ષેત્ર પર જ રહેતી ખેતીની શોધોનો ઉપયોગ ખેડૂતો પણ કરતા થશે.

ખેડૂતને જમીન ઉપરાંત દૂધાળાં ઢોરનું ઉત્પન્ન પણ મહત્ત્વનું છે, કારણ ખેતી અને ઢોરઉછેર બે સાથે ચાલતા ધંધા છે. કેટલેક ઠેકાણે તો

ખેડૂત આમાંથી તેની કુલ આવકનો અર્ધો ભાગ મેળવતો હોય છે, જ્યારે અહીં તેની આવકના માત્ર નવ ટકા જ તે મેળવે છે. આટલી ઓછી આવકનાં બે કારણો છે: એક તો દૂધનું ઉત્પન્ન ઘણું ઓછું આવે છે. સારી ભેંસ સરેરાશ રોજનું લગભગ અર્ધો મણ દૂધ આપે, જ્યારે અહીંની ભેંસ સરેરાશ રોજનું સાત શેર દૂધ આપે છે. દૂધ ઓછું આપવાનું કારણ ખોરાકની અછત છે. ગોચર ઢોરને ચરવાના ઉપયોગમાં આવતું નથી. કપાસિયાની તંગી છે. ગોચરને સુધારીને તથા પીત જમીન વધારીને ઢોરના ખોરાકની તંગી દૂર કરી શકાય તેમ છે. ખોરાકની તંગી દૂર થતાં જ દૂધના ઉત્પન્નમાં વધારો થશે. આવક ઓછી હોવાનું બીજું કારણ ઢોરની ઓછી સંખ્યા છે. છે તેટલાં ઢોરને ખાવાનું પૂરું પાડી શકતા નથી ત્યાં વધારે ઢોર રાખવાની વાત કયાંથી થાય? રહેવાની જગ્યાની પણ એટલી તંગી છે કે આખું વર્ષ ઢોરને ઘરના આંગણામાં બાંધી રાખવાં પડે છે. ખેતર પર રહેવાનું શરૂ કરે અને પછી જમીનમાં વધારો કરે તો ઢોરની સંખ્યામાં સારો જેવો વધારો થઈ શકે.

ખેડૂતની આવકમાં વધારો કરવાનું બીજું સાધન તેના પાકના વેચાણની ચાલુ વ્યવસ્થામાં ફેરફાર કરવાનો છે. આજે ખેડૂતને વેપારી તથા દલાલને બધું મળીને લગભગ દસ ટકા આપવા પડે છે. જો સહકારી ધોરણે પાકવેચાણની વ્યવસ્થા કરવામાં આવે તો ઓછામાં ઓછા પાંચ ટકા બચાવી શકાય એમ છે. ઉપરાંત સામુદાયિક વેચાણને લીધે વેપારી પાસેથી વધારે ભાવ લઈ શકાય તે વધારામાં.

ગામને રસ્તાની તેમજ વાહનવ્યવહારની સગવડ નથી. ગામને બીજા પ્રદેશો સાથે જોડતા રસ્તાઓ ખરાબ છે. કોઈ મોટા શહેર કે બજાર સાથે જોડતી વાહનવ્યવહારની સગવડ નથી. પાસેમાં પાસેનું શહેર ખંભાત છે. જો ખંભાત સાથે જોડતો રસ્તો સુધારવામાં આવે અને વાહનવ્યવહાર-ની સારી સગવડ પૂરી પાડવામાં આવે તો શાકભાજી તથા ફળફળાદિના વેચાણમાંથી લોકો તેમની આવક વધારી શકે. આજે એ સગવડના અભાવે આ બે ચીજોનું વાવેતર તેઓ કરતા જ નથી.

(૨) અત્યાર સુધી આપણે ચાલુ સાધનમાંથી વધારે આવક કેમ લઈ શકાય તેની વિચારણા કરી. હવે આવકનાં નવાં કયા સાધનો પૂરાં પાડી શકાય તેમ છે એનો વિચાર કરીએ.

ઉપર આપણે જોયું છે કે આજે છે તે પીત જમીન લગભગ બમણી થાય તો આજની જમીન પર આધાર રાખતી વસ્તીનું પોષણ જમીનમાંથી થઈ રહે. પરંતુ વધતી વસ્તીનું શું? એ લોકો માટે બીજી વ્યવસ્થા ઊભી કરવી જ જોઈએ.

અહિંયાં આજથી પચીસ વર્ષ પહેલાં વણાટકામ થતું હતું. એટલે ફરીથી વણાટકામ દાખલ કરવામાં આવે તો લોકો એ સહેલાઈથી લઈ શકે; પરંતુ એને અંગે બીજી સગવડો આપવામાં આવે તો જ એ સફળ થાય. દા. ત. સૂતર પૂરું પાડવું, માલના વેચાણની વ્યવસ્થા કરવી વગેરે.

બીજો ધંધો અહીં છીંકણી બનાવવાનો દાખલ કરી શકાય તેમ છે. ગામમાં પકવાતી બધી જ તમાકુ છીંકણી બનાવવામાં વપરાય છે. શિહોરના વેપારીઓ આ તમાકુમાંથી છીંકણી બનાવી ઘણો મોટો નફો કરતા હોય છે. તો છીંકણી બનાવવાનું ગામમાં જ કેમ હાથ ધરવામાં ન આવે? આ ધંધાથી તંદુરસ્તીને હાનિ નથી પહોંચતી એની પૂરતી ખાત્રી કર્યા પછી તેને ગામમાં દાખલ કરવા જેવો છે.

આ બે ધંધા આ ગામને ખાસ અનુકૂલ આવે એવા છે. પરન્તુ બીજો ગમે તે ઉદ્યોગ થોડી મહેનતે દાખલ કરી શકાય. એમાંથી પૂરતું મળતર મળવું જોઈએ એટલું જ.

(૩) આર્થિક સ્થિતિ સુધારવાનો ત્રીજો ઉપાય બિનજરૂરી ખર્ચ ઘટાડવાનો છે.

ખેતીખર્ચમાં ઘટાડો કરવાના કેટલાક ઉપાયો તો આપણે જોયા. ખાતર, પાણી, ખેતીનાં ઓજાર અને સારાં બી પુરાં પાડવાનું કાર્ય તથા પાકના વેચાણની વ્યવસ્થા સહકારી ધોરણે હાથ ધરવામાં આવે તો તેમના ખેતીખર્ચમાં મહત્ત્વનો ઘટાડો કરી શકાય. તેમના રોજબરોજના વપરાશની ચીજો સહકારી ધોરણે પૂરી પાડવાથી પણ લોકોને આર્થિક લાભ થાય. જ્યાં જ્યાં બની શકે ત્યાં દરેક કાર્ય સહકારી ધોરણે જ થાય એવા પ્રયત્નો થવા જોઈએ. માત્ર નાણાંની ધીરધારના કાર્યથી સંતોષ ન માનતાં ચાલુ સહકારી મંડળીને વિવિધ કાર્ય કરનારી મંડળીમાં ફેરવી નાખી અને તેટલાં કાર્ય સહકારી ધોરણે કરવાના પ્રયત્નો કરવાથી ખર્ચમાં ઘણો ઘટાડો કરી શકાશે.

ખર્ચ ઘટાડવા માટે બીજી જરૂર સામાજિક ખર્ચોમાં મહત્ત્વનો ઘટાડો કરવાની છે. મોટા ભાગના ખેડૂતોને સામાજિક પ્રસંગને કારણે દેવું કરવું પડે છે, તથા તે દેવું જ તેઓ લાંબા વખત સુધી ભરી શકતા નથી. જ્ઞાતિ-આગેવાનોનો સંપર્ક સાધીને જ્ઞાતિબંધારણોમાં એવો ફેરફાર કરાવવાની જરૂર છે કે જેને પરિણામે આ ખર્ચ ઓછું થાય. ખર્ચ ઓછું કરવા ઉપરાંત ખેડૂતને દેવામાંથી બચાવવા માટે બીજા ઉપાય પણ લઈ શકાય. જેવી રીતે સહકારી મંડળીએ પોતાનાં નાણાંની ચોકસાઈ માટે ફરજિયાત બચતની યોજના કરી છે તે જ રીતે સામાજિક ખર્ચ માટે પણ દર વર્ષે અમુક રકમ જુદી

કાઢવાની યોજના સહકારી મંડળી ઘડી શકે. પાંચ દસ વર્ષે જ્યારે મોટું ખર્ચ આવે ત્યારે આ રકમનો ઉપયોગ તે માટે થઈ શકે. ખેડૂતને આથી ખર્ચનો ભાર પણ ન લાગે, અને દેવું કરવાની જરૂર ન રહે. વળી જેને ત્યાં પ્રસંગ હોય એનાં સગાંવહાલા અને નાતીલાઓએ ખર્ચની રકમ વહેંચી લેવાનો રિવાજ પણ દાખલ કરવા જેવો છે. લગ્ન પ્રસંગે ચાંલ્લો કરવાની પ્રથા એ રીતે ઘણી સારી છે. આને લીધે જેને ત્યાં એ પ્રસંગ હોય તે માણસને બહુ ભાર ન લાગે, તથા દેવું કરવું ન પડે અને બાકીનાઓને રકમ વહેંચાતી આવવાથી બહુ વાંધો ન આવે. આ રિવાજ કેટલીક જ્ઞાતિઓમાં કોઈક કોઈક સ્વરૂપે છે જ. પરંતુ તેને બધી જ્ઞાતિઓમાં અને બધા મુખ્ય પ્રસંગો માટે તથા વ્યવસ્થિત રીતે દાખલ કરવા જેવો છે.

દારૂ–ચા–અફીણ વગેરે વ્યસનો પાછળ થતા મોટા ખર્ચો પણ નાબૂદ કરવા જોઈએ. ગામમાં જ દારૂનું પીઠું હોવાથી વાર્ષિક ૧૦૦૦૦ રૂા. દારૂ પીવામાં ખર્ચાય છે. ગામમાંથી પીઠું કાઢી નાખવાથી આમાંની ઘણી રકમ બચી જશે. દારૂના વ્યસનીઓ ગમે ત્યાં જઈને દારૂ પીશે એ વાત સાચી, પણ ગામમાં જ પીઠુ હોવાથી પીનારાઓ અટકશે અને આ લોકોની સંખ્યા જ વધારે છે.

આર્થિક સ્થિતિ સુધારવા માટે ઉપર કરેલાં સૂચનો સારરૂપે નીચે આપીએ છીએ:

(૧) જીવન–ગુજરાન માટે જરૂરી જમીન દરેક ખેડૂતને મળે એવો પ્રબંધ કરવો.

(૨) વધારાની વસ્તીને બીજા ધંધામાં રોકવી.

(૩) જમીનના ટુકડા એક જથ્થે કરવા, તથા ખેડૂતને ખેતર પર રહેતો કરવો.

(૪) પીત જમીનમાં વધારો કરવો.

(૫) ખાતરની અછત દૂર કરવી.

(૬) સારાં બી તેમજ બીજી ખેતીસુધારણાની નવી રીતો ખેડૂતો અપનાવે તે માટે ખેતીવાડીખાતું અને ખેડૂતો વચ્ચેનો સંપર્ક ગાઢો કરવો.

(૭) ખાતર, પાણી, બી વગેરે પૂરાં પાડવાં તથા પાકનું વેચાણ સહકારી ધોરણે કરવા હાલની નાણાં–ધીરધાર મંડળીને વિવિધ કાર્ય કરનારી મંડળીમાં ફેરવવી.

(૮) રસ્તાની તેમજ વાહનવ્યવહારની સંતોષકારક સગવડ પૂરી પાડવી.

(૯) ગોચર સુધારવું.

(૧૦) વણાટકામ તથા છીંકણી તૈયાર કરવાના ઉદ્યાગો દાખલ કરવા.

(૧૧) સામાજિક ખર્ચમાં ઘટાડો કરવો.

(૧૨) દારૂ-ચા-અફીણ વગેરે વ્યસનો નાબૂદ કરવાં.

ઉપરના બાર ઉપાયો હાથ ધરવામાં આવે તો ગામની આર્થિક સ્થિતિ જરૂર સુધારી શકાય.

## (ખ) સામાજિક ઉન્નતિ

સામાજિક ઉન્નતિના કાર્યને પણ ત્રણ વિભાગોમાં વહેંચી નાખીશું:

(૧) તંદુરસ્તી અને સ્વચ્છતા

(૨) માનસિક આરોગ્ય

(૩) સામુદાયિક જીવન

(૧) લોકોનું આરોગ્ય ખરાબ હોવાનાં બે મુખ્ય કારણો છે: (૧) હલકો ખોરાક, (૨) અસ્વચ્છતા. આ બે કારણો દૂર કરવાથી લોકોની તંદુરસ્તી સુધારી શકાય.

હલકા ખોરાકને બદલે લોકો પૂરતો પોષક ખોરાક લેતા થાય એ માટે પહેલો ફેરફાર તેમની આર્થિક સ્થિતિમાં લાવવો પડશે, આર્થિક સ્થિતિ કેટલેક અંશે ખોરાક સુધારશે. વળી આર્થિક સ્થિતિ સુધારવા જે ઉપાયો સૂચવ્યા છે તેમાંના કેટલાક ઉપાયો પણ ખોરાક સુધારશે. દૂધનું ઉત્પાદન આજે ઘણું ઓછું છે તેથી લોકોના વપરાશ માટે ઘણું ઓછું દૂધ રહે છે. ઉત્પાદન વધતાં વપરાશ માટેનું દૂધ પણ વધશે જ. એ જ રીતે રસ્તાની તેમજ વાહનવ્યવહારની સગવડ થતાં શાકભાજી અને ફળફળાદિનું વાવેતર વધશે, તેથી તેનો ઉપયોગ પણ વધશે. તેમના ખોરાકમાં ખૂટતી આ બે મુખ્ય ચીજો-શાકભાજી અને દૂધ આમ તે ચીજોની છત થતાં તથા આર્થિક સ્થિતિ સુધરતાં તેમના ખોરાકમાં કેટલેક અંશે સ્થાન મેળવશે જ.

પરંતુ એ ઉપરાંત તેમને એની અગત્ય સમજાવવાની પણ જરૂર રહેશે. તેમના ખોરાકમાં દૂધ અને શાકભાજી પૂરતા પ્રમાણમાં ન હોવાથી તેમની તંદુરસ્તીને શી અસર પહોંચે છે તેની સમજ તેમના મનમાં જ્યાં-સુધી ઉતારવામાં નહિ આવે ત્યાંસુધી તેઓ એ ચીજોનો પૂરતો ઉપયોગ કરતા થશે એમ મનાય નહિ. આજે પણ સારી સ્થિતિવાળાં કેટલાંક કુટુંબો દૂધ શાકભાજી પૂરતા પ્રમાણમાં નથી લેતાં. એટલે આ ચીજોની અગત્ય સમજાવતો પ્રચાર કરવો જોઈશે.

દૂધ-શાકભાજીનો તેમના ખોરાકમાં સમાવેશ કરાવવા ઉપરાંત દારૂ વગેરે વ્યસનોનો વપરાશ બંધ થાય એ માટે પણ પ્રચાર કરવો પડશે. વળી ચા બનાવવાની અત્યારની ખોટી રીતને બદલે સાચી રીતે ચા બનાવવાનું પણ તેમને શીખવવું જોઈશે, જેથી ચાને લીધે થતી હાનિ ટાળી શકાય.

ખોરાકમાં આટલો ફેરફાર કરવા સાથે તેમની અંગત તેમજ સામુદાયિક ટેવો જે અસ્વચ્છતા વધારે છે તેમાં ફેરફાર કરાવવો પડશે.

સ્વચ્છતા માટે જે કાળજી જોઈએ તેનો અભાવ હોવાથી લોકો પોતાનાં શરીર સ્વચ્છ રાખતાં નથી, તેમજ કપડાં પણ સ્વચ્છ રાખતાં નથી. ચેપી રોગોનો ફેલાવો આ કારણે જ થાય છે. મોટા ભાગની વસ્તી ખસથી પિડાય છે તે આ જ કારણે. શરીર તથા કપડાં સ્વચ્છ રાખવાનું તેમને સમજાવવું જોઈશે. સમજાવટ ઉપરાંત તેમને કેટલાક અનુકૂલ સંજોગો પણ ઊભા કરી આપવા જોઈશે. ગામ એટલું સાંકડું વસેલું છે કે તેમનાં ઢોરને તેમને આંગણામાં જ રાખવાં પડે છે. ગામની મોટા ભાગની ગંદકી તો આ કારણે ઊભી થતી હોય છે, જગતના અભાવે નાહવાની જુદી સગવડને અભાવે પણ ગમે તેમ નાહતા હોય છે. સંડાસની સગવડ ન હોવાથી ગમે ત્યાં ખેતરોમાં બેસે છે. આ બધા સ્વચ્છતાને પ્રતિકૂલ સંજોગો પણ દૂર કરવા જોઈશે. કૂવા પર પંપ મૂકીને તથા પાસે જ નાહવાની ઓરડીઓ બાંધીને નાહવાની અગવડ દૂર કરી શકાય. ઢોરને રાખવાની અલાયદી સગવડ કરવી જોઈએ. આખા ગામ માટે શક્ય ન બને તો ફળિયા વાર ઢોર રાખવાની જુદી જગ્યા મુકરર કરવી, જ્યાં આખા ફળિયાનાં બધાં ઢોર બંધાય. આંગણાં આગળથી ઢોર જશે તો મોટા ભાગની ગામની અસ્વચ્છતા દૂર થઈ શકશે. વળી સંડાસની સગવડ પણ ગામની બે બાજૂએ નજીકમાં મુકરર કરેલી જગ્યાએ કરી શકાય. ગમે ત્યાં બેસવાને બદલે મુકરર કરેલી જગ્યાનો ઉપયોગ કરવાથી મેલાનો ખાતર તરીકે પણ ઉપયોગ થઈ શકાશે, તેમજ સંડાસની યોગ્ય સગવડને કારણે સ્ત્રીઓ શૌચ જવાની ઇચ્છાને વહેલી સવાર કે સંધ્યાકાળ સિવાય રોકી રાખે છે અને તેથી તંદુરસ્તીને નુકસાન પહોંચાડે છે તે સ્થિતિ પણ દૂર થશે. નવી ગામઠાણની જગ્યામાં જે ઘરો બંધાશે તે ઘરોમાં આરોગ્યના બધા નિયમો જળવાય એવો પ્રબંધ કરવામાં આવ્યો છે. પરંતુ ચાલુ ઘરોની બાંધણી જે તંદુરસ્તીને ખૂબ હાનિકારક છે તેમાં પણ ફેરફારો કરાવવાની જરૂર છે.

અમને લાગે છે કે ઉપર જણાવેલા બધા પ્રશ્નોનો સીધો ઉકેલ તો લોકોને ખેતર પર રહેતા કરવાનો છે. આર્થિક રીતે એનાથી શો લાભ થાય છે એની આગળ ચર્ચા કરી છે. તંદુરસ્તી અને સ્વચ્છતાનો પ્રશ્ન પણ એનાથી સહેલાઈથી ઉકલી જાય છે. ઢોરને આંગણામાં બાંધવાની જરૂર રહેતી નથી. ઘર પણ તંદુરસ્તીને યોગ્ય બાંધી શકાય છે. નાહવાની સગવડ પણ ખેતર પરના કૂવા આગળ સારી રીતે થઈ શકે છે. સંડાસની સગવડ

પણ ખેતરના એક ખૂણે થઈ શકે છે. સ્ત્રીપુરુષના કામનો બોજો પણ ખેતર પર રહેવાથી હળવો થઈ જાય છે. સ્ત્રીઓને ખેતરમાં ચાર વાઢવા કે ઉકરડે છાણવાસીદું નાખવા જવું પડે છે તે કામ ખેતર પર જ રહેવાથી હળવાં બની જાય છે. એ જ રીતે પુરુષોને પણ એક ખેતર પરથી બીજે ખેતર દોડાદોડ કરવાની મટી જવાથી કેટલુંક બિનજરૂરી કામ ઘટી જાય છે. આમ બંનેને કામનો બોજો હળવો થવાથી તથા થોડીક નવરાશ મળવાથી પોતાની તથા તેમના બાળકોની સ્વચ્છતા પર તેઓ વધુ ધ્યાન આપી શકે છે. તેથી રાજ્યે ખેડૂતો ખેતર પર રહેતા થાય એવા પ્રયાસો કરવા જરૂરી છે. એ માટે જમીન એક જથ્થે કરી આપવાની તથા તેમના જાનમાલના રક્ષણ માટે પૂરતો પ્રબંધ કરવાની જરૂર પડશે ખેતર પર રહેવાથી તેમનું સાંઘિક જીવન તૂટી જવાનો જે ડર છે તેનો ઉપાય પણ યોગ્ય રીતે થઈ શકે છે. એની વિગત વાર ચર્ચા પૂર્વે કરી છે, એટલે એનું અહીં પુનરાવર્તન નહિ કરીએ.

તંદુરસ્તી માટે ઉપર સૂચવ્યા ઉપાયો ઉપરાંત ગામમાં એક દવાખાનું હોવું જોઈએ. ગમે તેટલી કાળજી લેવાય તો પણ માંદગી આવે છે, અને મોટા ભાગના પ્રસંગોમાં સમયસર ઉપાય ન કરવાને કારણે માંદગી લંબાય છે તથા ગંભીર બને છે. એટલે દરેક ગામે નિશાળની જેમ જ દવાખાનું પણ પ્રાથમિક જરૂરિયાત તરીકે હોવું જોઈએ.

(૨) માનસિક આરોગ્ય માટે પહેલું ધ્યાન નિશાળ પર આપવું જોઈશે. નાનપણથી જ બાળકના મન પર યોગ્ય સંસ્કાર પાડવામાં આવે તો આગળનું કામ સરળ થઈ જાય છે. કેળવણીની જરૂરિયાત તો હવે લોકો સમજતા થયા છે. એટલે જ આજે લોકો વધુ સગવડની જાતે માગણી કરે છે. નજીકમાં વધુ અભ્યાસની સગવડ નથી, એટલે એની માગણી લોકોએ કરી છે. સંજોગો અને સાધનોની અડચણ છતાં જ્યાં જ્યાં ગ્રામ-પ્રજા કેળવણીની સગવડો જાતે માગતી આવે ત્યાં એ પહેલી પૂરી કરવી એવી વલણ રાજ્યે રાખવી જોઈયે.

કેળવણીની વધુ સગવડો પૂરી પાડવા ઉપરાંત અભ્યાસક્રમ પર પણ હવે નવેસરથી ધ્યાન આપવાની જરૂર છે. ગ્રામપુનર્ઘટનાના કાર્યક્રમને સફળ બનાવવો હોય તો આપણી પાસે જે સાધનો હોય તે બધાનો પૂરતો ઉપયોગ થવો જોઈએ. કેળવણી એ ગ્રામપુનર્ઘટના માટે સૌથી મહત્ત્વનું સાધન છે. ગ્રામપુનર્ઘટનાના કાર્યક્રમને અનુકૂળ નવો અભ્યાસક્રમ ઘડાવો જોઈએ. ખેતીસુધારણા માટે લોકોનું માનસ તૈયાર થાય, નવા ઉદ્યોગો શીખવા માટે તથા ચાલુ ઉદ્યોગોમાં સુધારો કરવા માટે તેમનામાં રુચિ

કેળવાય, સામાજિક સુધારાઓને આવકારે-આવી ભૂમિકા ઊભી કરવાનું કામ શાળાના અભ્યાસક્રમને સોંપાવું જોઈએ.

નિશાળનું મકાન ગામમાં આદર્શ મકાન હોવું જોઈએ. અભ્યાસ માટેની સગવડ ઉપરાંત તેમાં એક વિશાળ ઓરડો હોવો જોઈએ, જ્યાં નિશાળના બધા બાળકોને એકસામટા કોઈ પણ કાર્યક્રમ માટે એકઠા કરી શકાય; એ ઉપરાંત પુસ્તકાલય તથા વાચનાલય માટે પણ જેનો ઉપયોગ થઈ શકે. નિશાળમાં એક મેદાન પણ હોવું જોઈએ, જ્યાં બાળકોને ઝાડપાન ઉછેરવાનું શીખવાય, તથા જ્યાં સુંદર બગીચો તૈયાર થાય. નિશાળના વખત પછી ગામલોકો અહીં આવીને બેસવા પ્રેરાય એવું સ્થળ નિશાળને બનાવવું જોઈએ. નિશાળને ગામની સાંસ્કારિક પ્રવૃત્તિનું કેન્દ્ર બનાવી શકાય. ત્યાં પુસ્તકાલય તથા વાચનાલય હોય, વિશ્રામસ્થાન પણ ત્યાં જ હોય, અને રેડિયોની સગવડ જો ત્યાં કરવામાં આવી હોય તો ગામડાના દૈનિક જીવન-માંથી મંદિરની મહત્તા ઓછી થવાને કારણે અદશ્ય થયેલાં સાંઘિક જીવનને ફરી પુનર્જીવિત કરી શકાય.

નિશાળના શિક્ષકો ગ્રામપુનર્ઘટનાના કાર્યક્રમમાં ખૂબ મહત્ત્વનો ફાળો આપી શકે એમ છે. ગામડાના જીવનમાં શિક્ષકનું સ્થાન ખૂબ ઊંચું તથા મહત્ત્વનું છે. આખા ગામની નેતાગીરી લેવાને લાયક બનાવે તેવું તેનું સ્થાન છે. તેથી સ્થાનને અનુરૂપ માણસો મળે એ જોવાવું જોઈએ. નિશાળનો શિક્ષક શું કરી શકે છે તેનું સુંદર દૃષ્ટાંત આ ગામ પૂરું પાડે છે. આખા ગામને આર્થિક રીતે સમૃદ્ધ કરનાર નિશાળના એક શિક્ષક છે તથા આજે પણ ગામની આબાદીમાં શિક્ષકો જ સૌથી વધુ ફાળો આપે છે. સારા શિક્ષકો સહેલાઈથી મળે અને ગામમાં ટકી રહે એ માટે એમને સંતોષી રાખવા એ રાજ્યની તેમજ ગામની બંનેની ફરજ છે.

શિક્ષકોમાં એક સ્ત્રીશિક્ષિકા હોય એ પણ ઇચ્છનીય છે. આ માટે એક દંપતીને જ શિક્ષણકાર્ય માટે રોકવાનો પ્રબંધ કરવો જોઈએ. ગામની સ્ત્રીઓના વિકાસ માટે સ્ત્રી કાર્યકરની જરૂર હોય છે. પુરુષ કાર્યકર એ કાર્ય સહેલાઈથી અને સફળતાથી કરી શકવાના સંજોગો ઓછા હોય છે; તેથી આવી ગોઠવણ કરી હોય તો પતિપત્ની બંને શિક્ષણકાર્ય ઉપરાંત ગામમાં સાર્વજનિક કાર્યમાં ઉપયોગી થાય. વળી સ્ત્રીશિક્ષિકા હોવાને કારણે કન્યાકેળવણીનું પ્રમાણ પણ વધે.

માનસિક આરોગ્ય માટે બીજી જરૂર દિવસના ભારે કામ પછી આરામ શાંતિ અને આનંદ મળે એવું વાતાવરણ ઊભું કરવાની છે. સ્ત્રી-પુરુષો બંને આખા દિવસની ભારે શારીરિક મહેનત પછી ઘડીભર એકઠાં

બેસી શકે, તેમના શરીરનો થાક ઊતરે, તેમનું મન પ્રફુલ્લિત અને એવું વાતાવરણ તેમને બીજે દિવસે ઉત્સાહપૂર્વક કામે લગાડશે. આજે એ વાતાવરણ ગામમાં નથી. કોઈપણ જાતના રસ કે ઉત્સાહ વિના વૈતરું કર્યે જવું એવી એક માનસિક વલણ લોકોમાં આવી છે. મંદિર તેમને માનસિક શાંતિ માટે સારું સ્થાન હતું. આજે મંદિરમાં કોઈ જતું નથી. તેમના તહેવારો પણ મનના ઉમંગ વિના ઊજવાય છે. નવા કોઈ તહેવારો કે કાર્યક્રમો અહીં પ્રવેશ્યા નથી જે જૂનાની ખોટ પૂરી પાડે. ગ્રામપુનર્ઘટનાના કાર્યક્રમમાં આ ખોટ પૂરી કરવી જ જોઈએ.

એને માટે પહેલી જરૂર તેમના કામકાજનો બોજ હળવો કરવાની છે. ખેતીની નવી રીતો દાખલ કરીને પુરુષોનું કામ હળવું બનાવી શકાશે. ખરી જરૂર તો સ્ત્રીઓનું કામ ઘટાડવાની છે. સ્ત્રીઓને આજે ગજા ઉપરાંતનું કાર્ય કરવું પડે છે. તેમનું કામ કેમ હળવું થઈ શકે તેની સંપૂર્ણ ચર્ચા આગળ કરી છે. અહીં એટલું જ ઉમેરીએ છીએ કે સ્થાનિક સંજોગોને ખ્યાલમાં રાખી સ્ત્રીઓના કામને હળવું કરવાનો ઉપાય શોધી કાઢવો જોઈએ. ખેતર પર રહેતા કરવાથી આ પરિણામ લાવી શકાશે એ તો હમણાં જ જોયું.

કામનો બોજ હળવો કર્યા પછી તેમને મળતા વખતનો સારામાં સારો ઉપયોગ કરી શકે, તેમનાં જીવન રસમય બનાવે તથા તેમને સાંઘિક જીવન જીવતા ચાલુ રાખે એ માટે એક સ્થળ પૂરું પાડવું જોઈએ. આપણે ઉપર જોયું તેમ નિશાળ આ સ્થળ બની શકે. નિશાળમાં સાંજે સ્ત્રીપુરુષો ભેગાં થાય, નિશાળના બગીચામાં બેસે અથવા પુસ્તકાલયમાં બેસે, રેડિયો સાંભળે, એકબીજાની સાથે વાતચીત કરે; અવારનવાર ત્યાં નિશાળના શિક્ષકો જુદાજુદા કાર્યક્રમો ગોઠવે, પ્રસંગો ઊજવે; ચલચિત્રો પણ બતાવાય; લોકો પોતે જેમાં ભાગ લઈ શકે એવા કાર્યક્રમો યોજાય; તહેવારોની ઉજવણી વધુ ઉમંગ ભરી બનાવાય; નવા તહેવારો જેવા કે રાષ્ટ્રિય સપ્તાહ, મહાન માણસોની જયંતી વગેરે ઊજવાય; નવા કાર્યક્રમો જેવા કે પ્રદર્શન, જુદી જુદી હરીફાઈ, ઉજાણી વગેરે દાખલ કરી શકાય. ઉપરાંત તેમનું દૈનિક જીવન સૂર્યનો પ્રકાશ જતાં જ સ્થગિત ન બની જાય તે માટે ગામના રસ્તા અજવાળવા જોઈએ.

આવું વાતાવરણ ઊભું કરવા માટે બે ચીજોની જરૂર છે; એક તો સ્થળ અને સાધનો; બીજું યોગ્ય નેતાગીરી. સ્થળ અને સાધન હશે પણ

નેતાગીરી નહિ હોય તો બધું નકામું છે, અને નેતાગીરી હશે તો બાકીનું તે ઊભું કરી લેશે. એટલે ગ્રામજીવનને પુનર્જીવિત બનાવવા માટે મુખ્ય ધ્યાન યોગ્ય નેતાગીરી પૂરી પાડવા તરફ અપાવું જોઈએ. ઉપર સૂચવ્યું તેમ ગામની નિશાળમાં એક સારાં પતિપત્નીને શિક્ષક તરીકે રાખવાથી નેતાગીરીની જરૂર પૂરી પાડી શકશે.

(૩) લોકોના સામુદાયિક જીવનને પણ ગ્રામપુનર્ઘટનાના કાર્યક્રમે ખ્યાલમાં રાખવું જોઈશે. તેમના સામુદાયિક જીવનમાં આજે ઘણાં અનિચ્છનીય તત્ત્વો પેસી ગયાં છે તે કાઢવાનું કામ આ કાર્યક્રમે કરવું જોઈએ.

સામાજિક પ્રસંગોએ થતા મોટા અને ખોટા ખર્ચો બંધ કરાવવા, બાળલગ્ન બંધ કરાવવાં, જ્ઞાતિઓનાં નાનાં નાના વર્તુલો પડતાં અટકાવવાં વગેરે કાર્ય માટે જ્ઞાતિબંધારણોમાં યોગ્ય ફેરફાર કરાવવાનું કામ આ કાર્યક્રમમાં રાખી શકાય. કાયદો અને કેળવણી આ કામમાં મદદરૂપ બની શકે, પરંતુ જ્ઞાતિ–આગેવાનોનો સંપર્ક તેમાં વધુ મદદરૂપ બનશે. સમય અને સંજોગોને ખ્યાલમાં રાખી જ્ઞાતિબંધારણોમાં ફેરફાર કરવાનું જ્ઞાતિ–આગેવાનોને સમજાવવું જોઈએ. અને એ રીતે જ્ઞાતિજીવનને વધુ વિશાળ અને વધુ સ્વસ્થ બનાવવાનો પ્રયાસ કરવો જોઈએ. જ્ઞાતિજીવન પર પ્રહાર કરવાને બદલે આ વલણ રાખી કાર્ય કરવામાં આવે તો વધુ સફળતા મળવાનો સંભવ છે, કારણ લોકો આજે જ્ઞાતિજીવનને તિલાંજલિ આપવા તૈયાર થાય એવી કોઈ શકયતા નથી.

જુદીજુદી જ્ઞાતિઓ વચ્ચેનો સંબંધ વધારવાનું કાર્ય શિક્ષકો સમજાવટથી અને લોકોનો વિશ્વાસ મેળવીને સાધી શકશે. અસ્પૃશ્યતા નાબૂદ કરવાનું કાર્ય પ્રમાણમાં મુશ્કેલ છે. કાયદાની મદદ લઈને તથા અસ્પૃશ્ય ગણાતી જાતિઓમાં આર્થિક અને સામાજિક સુધારણાનું કાર્ય હાથ ધરીને એને પાર પાડી શકાશે. કપડાં સ્વચ્છ પહેરવાનું, દારૂની લત છોડી દેવાનું, તથા બીજી કુટેવો હોય તો તે છોડવાનું તેમને સમજાવીને ગામલોકોમાં અનુકૂળ વાતાવરણ ઊભું કરી શકાશે.

### (ગ) સરકારી તંત્રની સુધારણા

સરકારી તંત્રમાં બે સ્થળે સુધારા કરવાની જરૂર છે:

(૧) પંચાયતને સુધારવી;

(૨) લોકોની ફરિયાદોનો નિકાલ સહેલાઈથી, ઝડપથી તથા ઓછે ખર્ચે થાય એ કક્ષાએ તંત્રને પહોંચાડવું.

(૧) પંચાયતની સુધારણા માટે પહેલી જરૂર હાલના નિમણૂકના અધ્યક્ષને સ્થાને ચૂંટણીના અધ્યક્ષની પ્રથા દાખલ કરવાની છે. આ ફેરફારથી અધ્યક્ષની જવાબદારી વધશે, તથા ગામના સારા માણસો પંચાયતના કાર્યમાં રસ લેતા થશે.

બીજી જરૂર ઉપરની દેખરેખની છે. પંચાયતે કરવાનાં ફરજિયાત તથા મરજિયાત કામો બરાબર થાય છે કે નહિ તેની પૂરતી દેખરેખ રખાય તો આજની શિથિલ પંચાયતો જરૂર સજીવ બને. મહેસૂલ બરાબર ઊઘરાયું છે કે નહિ એની જેટલી કાળજી સરકાર તરફથી રખાય છે એટલી જ કાળજી જો આ કામમાં રખાય તો આજના ગામડાના કેટલાયે પ્રશ્નો સહેલાઈથી ઊકલી જાય.

(૨) ચાલુ વ્યવસ્થામાં લોકોની ફરિયાદોનો નિકાલ સહેલાઈથી, ઝડપથી તથા ઓછે ખર્ચે થતો નથી. અમલદાર પાસે ફરિયાદ પહોંચાડવાનું કાર્ય મુશ્કેલ હોય છે, ફરિયાદ પહોચ્યા પછી દિવસોના દિવસો સુધી પડી રહે છે, અને એનો નિકાલ થાય ત્યાંસુધીમાં તો કેટલાયે માણસોને રાજી કરવા પડે છે. આ સંજોગોને લીધે લોકોનો વહીવટી તંત્રમાંથી વિશ્વાસ ઊડી ગયો છે. આ વહીવટી તંત્રને સુધારવાની વાત કરીએ ત્યારે 'એ તો એમ જ ચાલે' એવો જવાબ બધેથી મળે છે. જ્યાંસુધી આ મનોદશા હશે ત્યાંસુધી ગ્રામપુનર્ઘટનાનું કોઈ પણ કાર્ય સફળ નહિ થાય. આ મનોદશાને બદલવી જ જોઈયે. 'આ વસ્તુ કોઈ રીતે નહિ ચલાવી લેવાય' એવી અસહિષ્ણુતામાં ખપી શકે એવું વલણ જ્યાંસુધી અખત્યાર કરવામાં નહિ આવે ત્યાંસુધી વહીવટી તંત્રને સુધારવું અશકય છે.

વહીવટી તત્રને સુધારવા માટે અમારુ પહેલું સૂચન ખૂબ નીચેના દરજ્જાના સરકારી નોકરોના પગાર વધારવાનું છે. આ લોકોના પગાર એટલા ઓછા છે કે એટલા ઓછા પગારમાં કામ કરવાનું કોઈપણ પ્રામાણિક માણસને પાલવે નહિ. પગાર વધારવાથી લાંચરુશ્વત બંધ થશે એવું તો નથી જ, પરંતુ સાથે સાથે પગાર એટલો હદના નીચા તો ન જ હોવા જોઈએ કે જેમાં કયાં તો નોકરી છોડવી અથવા લાંચરુશ્વત લેવી એ બે જ રસ્તા ખુલ્લા હોય. પગાર વધારવાને લીધે સરકારી તંત્રનો ખર્ચ વધશે એ વાત સાચી, અને ઉપર તો આપણે ઓછે ખર્ચે ફરિયાદોનો નિકાલ કરવાની વાત કરી છે. પરંતુ આ બે વાતમાં વિરોધ નથી. આજે લોકોને લાંચરુશ્વતમાં એટલા બધા પૈસા ખર્ચવા પડે છે કે સરકારી નોકરોને

પગારમાં થોડો વધારો સીધી રીતે આપવાથી લાંચરુશવત ઘટાડી શકાય તો એ રસ્તો ઓછો ખર્ચાળ છે.

લોકોની ફરિયાદોનો બને એટલી ત્વરાથી નિકાલ લાવવાનો આગ્રહ પણ રખાવો જોઈએ છે. એક કામ મહિનાઓ સુધી ખેંચાયા કરે છે એમાં તંત્રની કાર્યક્ષમતાને જ ધોકો પહોંચે છે. જે કામનો તરત નિકાલ ન આવે તેનો ઉપરી અમલદાર તરફથી જવાબ મંગાવો જોઈએ, તથા ઢીલ કરનાર વ્યક્તિ સામે પગલાં લેવાવાં જોઈએ.

વહીવટી તંત્રમાં આટલા ફેરફાર કરવામાં આવશે તો આજે લોકો સરકારી તંત્રને ટાળે છે તેને બદલે શોધતા આવે એવી સ્થિતિ ઊભી થઈ શકશે.

બીજી પણ એક વસ્તુ ધ્યાનમાં રખાવી જોઈએ છે. ગામ ખાતે આવતા સરકારી અમલદાર માટે રહેવાના મકાન માટે ચોરાની સગવડ હોય છે, પરંતુ ચોરા રહેવાલાયક હોતા નથી, તેમજ ચોરામાં પૂરતાં સાધનો હોતાં નથી. એ સ્થિતિ દૂર થવી ઘટે છે. ગામખાતે આવતા સરકારી અમલદારને રહેવાખાવાની પૂરતી સગવડ મળે, છતાં એનો બોજો લોકો પર ન પડે એવો પ્રબંધ રાજ્યે કરવો જોઈએ. નાની લાગતી આ વાત ગામડાના જીવનમાં ઘણો મોટો ભાગ ભજવે છે એ ન ભુલાવું જોઈએ

### (૩) ગ્રામપુનર્ઘટનાનું કાર્ય કરશે કોણ ?

ગ્રામસુધારણા ક્યાં ક્યાં કરવાની જરૂર છે તેનો આપણે વિગતવાર વિચાર કર્યો. પરંતુ આ કાર્ય કરશે કોણ ? સૌથી વિકટ પ્રશ્ન તો આ જ છે. ગ્રામસુધારણા કઈ રીતે કરવી જોઈએ તેની ચર્ચા આજ પહેલાં અનેક વખત થઈ છે, અને તેના કેટલાક મુદ્દાઓ પર તો એકમતી પણ પ્રવર્તે છે. પણ ગ્રામસુધારણા કઈ વ્યવસ્થા ઊભી કરીએ તો સારી રીતે થઈ શકે એ પ્રશ્નજ હજુ પૂરેપૂરો ઉકેલાયો નથી. એક મત કહે છે કે એ કામ લોકોએ જાતે જ કરવું પડશે, સરકાર એમને થોડીક મદદ આપે એટલું જ. બીજો મત કહે છે કે બધી જ જવાબદારી સરકારે ઉપાડવી જોઈશે. અમને લાગે છે કે આ બેઉ મતોનો મેળ સાધતો એક ત્રીજો માર્ગ શોધી શકાય જેમાં સરકાર અને લોકો બંને સાથે મળી એક ઇચ્છાથી, દૃઢ નિર્ણય શક્તિથી અને અખૂટ ધીરજથી ગ્રામસુધારણાનું કાર્ય પાર પાડવાનો નિર્ણય કરે. આ માર્ગે સુમેળથી કામ ચાલે એ માટે અમે નીચેનાં ત્રણ પગથિયાં સૂચવીએ છીએ: (૧) લોકોની પોતાની ગ્રામસુધારણાનું કાર્ય કરતી સ્થાનિક સંસ્થાઓ; (૨) ગ્રામપુનર્ઘટનાનો સમગ્ર કાર્યક્રમ

અમલમાં મૂકવાની પૂરતી તૈયારી સાથેની સરકારી યોજના; (૩) લોકો અને સરકાર વચ્ચે સાંકળ સમાન કામ કરતી, લોકોનો વિશ્વાસ ધરાવતી એક મધ્યવર્તી સંસ્થા.

(૧) ગ્રામસુધારણાનો પાયો લોકો પોતે છે. જો લોકોની પોતાની તૈયારી નહિ હોય તો ગ્રામસુધારણાના બધાજ પ્રયત્નો નિષ્ફળ જશે. તેથી ગ્રામસુધારણાનું કાર્ય પાર પાડવા માટે પહેલી જરૂર લોકોને તૈયાર કરવાની છે. જો લોકોને તૈયાર કરવાનું કાર્ય મજબૂત રીતે થયું હશે તો ગ્રામોદ્ધારનું કાર્ય ઘણું સરળ બની જશે. સરકાર તૈયાર નહિ હોય તો પણ તેણે તૈયાર થવું પડશે, અને લોકોની માગણીઓ વહેલી મોડી સંતોષવી પડશે. પરંતુ લોકોની તૈયારી વિના સરકારની બધી યોજનાઓ નિષ્ફળ જશે. લોકોને તૈયાર કરવા માટે નીચેની ત્રણ સંસ્થાઓને સારી રીતે વિકસાવવી જોઇએ:

(૧) સહકારી મંડળી, (૨) પંચાયત, (૩) નિશાળ.

જો આ ત્રણ સંસ્થાઓ સુંદર રીતે કામ કરતી હશે તો ગ્રામોદ્ધારના કોઈપણ કાર્ય માટેની તે ગામપૂરતી ભૂમિકા તૈયાર થઈ ગઈ હશે. પોતાની મેળે થઈ શકતું કામ તો એ ગામ કરશે જ, પરંતુ બહારની મદદનો પણ સારામાં સારો લાભ ઉઠાવી શકશે. તેથી જ લોકોને તૈયાર કરવા માટે આ ત્રણ સંસ્થાઓને બરાબર વિકસાવવી જરૂરી છે.

(૨) ઉપર ગ્રામસુધારણાના કાર્યક્રમની ચર્ચા કરી છે તે મુજબ તથા બીજા ઘટતા ફેરફારો કરી સરકારે એક યોજના તૈયાર કરવી જોઇએ, અને એ યોજનાને અમુક વખત દરમિયાન પાર પાડવાનો નિર્ણય લેવાવો જોઇએ. યોજનાનો અમલ ત્રીજા પગથિયામાં જણાવ્યા મુજબનાં તાલુકા-મંડળો મારફતે થવો જોઇએ. સરકારી અમલદારો મારફતે એનો અમલ નહિ કરાવવો જોઇએ. ગામડાના લોકોના મનમાં સરકારી અમલદારો માટે જે અવિશ્વાસનું વાતાવરણ છે તે જોતાં લોકોની પોતાની જ સંસ્થા મારફતે તેનો અમલ થાય એ વધુ સલાહભર્યું છે. વળી ગ્રામપ્રજાને નવા નવા માણસો સાથે કામ લેતાં ફાવતું નથી, નવા આવનાર માણસોને પણ ગ્રામપ્રજાનું માનસ સમજતાં તથા તેમની પાસેથી કામ લેતાં સમય જાય છે, અને એટલામાં તો તેમની બદલી થતી હોય છે, એટલે લોકોના પોતાના માણસો મારફતે જ આ કામ કરવું વધુ ઇચ્છનીય છે.

નક્કી કરેલી યોજના મુજબનું કાર્ય થાય છે કે નહિ તેની અવાર-નવાર તપાસ થવી જોઇએ, તથા ખૂટતી કડીઓને પૂરવાનો પ્રયત્ન થવો

જોઈએ. વળી દરેક સરકારી ખાતું આ યોજનાની સફળતા માટે પૂરતો પ્રયત્ન કરે એ પણ જોવું જોઈએ. આ રીતે બધાં ખાતાંઓના સહકાર સાથે અને લોકોનાં તાલુકામંડળો મારફતે કામ કરવાની પદ્ધતિ અખત્યાર કરવામાં આવે તો ગ્રામોદ્ધારનું કાર્ય ઝડપથી થઈ શકશે અને ધાર્યાં પરિણામો લાવી શકાશે.

(૩) ત્રીજું અગત્યનું પગથિયું અને કદાચ આખી વ્યવસ્થાનું સૌથી મહત્ત્વનું પગથિયું લોકો અને સરકારને સાંકળતાં તાલુકામંડળો છે. પહેલા પગથિયામાં આપણે લોકોની સ્થાનિક સંસ્થાઓની વાત કરી, પરંતુ ગ્રામોદ્ધારના મહાન કાર્ય માટે એકલી એ સ્થાનિક સંસ્થાઓ પૂરતી નથી. એને માટે જે સાધન અને શક્તિ જોઈએ તે હજાર બે હજારની વસ્તીવાળા ગામ પાસે ન હોય. વળી કેટલાક પ્રશ્નો પણ એવા હોય છે કે જે એક ગામ એકલું ન ઉકેલી શકે. એને માટે વધુ મોટા સંગઠનની જરૂર છે. વીસ-પચીસ ગામોવાળા એક તાલુકાનું સંગઠન એ માટે ઊભું કરવું જોઈએ. તાલુકાનું આ સંગઠન-તાલુકામંડળ લોકોની પોતાની જ સંસ્થા હોય. લોકોનો વિશ્વાસ ધરાવતી તથા લોકોના વહીવટથી ચાલતી આ સંસ્થાનું કાર્ય આખા તાલુકાની માગણીઓ સરકાર પાસે રજૂ કરવાનું, તથા સરકારે નક્કી કરેલી ગ્રામપુનર્ઘટનાની યોજનાને તાલુકામાં પાર પાડવાનું હોઈ શકે. સરકારી કામકાજની ગતિ ગોકળ ગાય જેવી હોય છે. ગામડાનો સામાન્ય માણસ સરકારી ખાતાઓ પાસે પહોંચી શકતો નથી. આ સંજોગોમાં તાલુકામંડળ લોકોની ફરિયાદો તથા માગણીઓ સરકારી ખાતાંઓ પાસે રજૂ કરે તથા તેનો તાત્કાલિક નિકાલ કરાવરાવે. એ જ રીતે ઉપર કહ્યું તેમ સરકારી અમલદારો સાથે લોકોને કામ કરવું ફાવતું ન હોવાથી ગ્રામપુનર્ઘટનાની આખી યોજના પાર પાડવાનું કાર્ય તાલુકામંડળ ઉપાડી લે.

આ ઉપરાંત તાલુકામંડળ જ્યાં જ્યાં લોકો સંગઠિત ન હોય ત્યાં ત્યાં તેમને સંગઠિત બનાવે. નિશાળ ન હોય ત્યાં નિશાળ શરૂ કરે, વિવિધ કાર્ય કરનારી સહકારી મંડળીઓ શરૂ કરે, પંચાયતોને જીવંત બનાવે. વળી આ સંસ્થા જ લોકોને કેટલીક તાત્કાલિક મદદ આપવાનું કામ પણ કરી શકે, જેવું કે સારાં બી પૂરાં પાડવાં, ઓજારો આપવાં, ખાતર પૂરું પાડવું, પાકનું સહકારી ધોરણે વેચાણ ગોઠવવું વગેરે. વળી તાલુકામાં એક ખેતીનું પ્રયોગક્ષેત્ર પણ આ સંસ્થા ચલાવે, જ્યાં ખેતીની સુધારેલી રીતો મુજબની ખેતી થતી હોય, અને જ્યાં ખેતીના નવા નવા પ્રયોગો થતા હોય. ખેતી-

વાડી ખાતા સાથે અને ખેડૂતો વચ્ચે આજે ખૂટતા સંબંધને આ રીતે સાંધી શકાય, અને ખેડૂતોને ખેતીકાર્યમાં ઉપયોગી મદદ કરી શકાય.

આમ આખા તાલુકાની સર્વદેશીય પ્રગતિ સાધવાનું કાર્ય આવા તાલુકામંડળ મારફતે થઈ શકે. આ હેતુ પાર પાડવા માટે સંસ્થા આખા વખતને માટે કામ કરતી હોવી જોઈએ, માત્ર પ્રસંગો પૂરતી નહિ. લોકો સાથેનો તેનો સંપર્ક પણ બહુ જીવંત હોવો જોઈએ. સંસ્થાના પદ્ધતિસરના કાર્ય માટે શક્તિશાળી પગારદાર માણસો રોકીને તથા સંસ્થાના વહીવટનો બધો જ કાબૂ લોકોએ ચૂંટેલા આગેવાનોને સોંપીને સંસ્થાને લોકોની સંસ્થા બનાવવા ઉપરાંત કાર્યક્ષમ પણ બનાવી શકાશે. સંસ્થાની સફળતા નિષ્ફળતાનો આધાર અને અંતે આખી પ્રવૃત્તિનો આધાર તેનું રોજબરોજનું કામ ચલાવનારા માણસો પર રહેશે. એટલે એ માણસોને પસંદ કરવામાં ખૂબ કાળજી રાખવી જોઈએ. સારા પગાર આપીને પણ ખૂબ શક્તિશાળી અને પ્રામાણિક માણસોને પસંદ કરવા તરફ ધ્યાન અપાશે તો સંસ્થાની પ્રગતિ સરળ બનશે. રાજ્યે તાલુકામંડળને આર્થિક મદદ કરવી જોઈએ.

વડોદરા રાજ્યના કોડીનાર તાલુકામાં આવી એક સંસ્થા હાલ કામ કરે છે, જે કોડીનાર બેંકિંગ યુનિયનના નામે ઓળખાય છે. તાલુકામાં આવેલી બધી સહકારી મંડળીઓને નાણાકીય મદદ કરવાનું, તેમના વહીવટમાં મદદ કરવાનું, નવી સહકારી મંડળીઓ શરૂ કરવાનું વગેરે કામ કરવા ઉપરાંત સારાં બી, ઓજારો, રેશનનો માલ વગેરે પૂરો પાડવાનું કામ પણ આ સંસ્થા કરે છે. આ સંસ્થા મારફતે જ ગ્રામોદ્ધારનું બધું કાર્ય થઈ શકે. ઉપર જણાવ્યું તે મુજબના ઘટતા ફેરફારો કરી આ સંસ્થા વડે લોકો અને સરકાર વચ્ચે ગ્રામોદ્ધારની પ્રવૃત્તિ માટે જરૂરી પુલ બાંધી શકાય.

ભાદરણ તાલુકામાં એક ખેતીવાડી પેઢી કામ કરે છે. આ પેઢી પાસે સાત લાખ રૂપિયાનું ફંડ છે, તથા પોતાનું એક વિશાળ મકાન છે. આમ છતાં પેઢીએ ૧૯૪૫–૪૬ની સાલમાં વ્યક્તિગત ખાતેદારોને રૂા. ૪૯૦૦/–નું તથા સહકારી મંડળીઓને રૂા. ૩૦૦૦/–નું ધિરાણ કરવા સિવાય બીજું કંઈ કાર્ય કર્યું નહોતું. આ સંસ્થાને પુનર્જીવન આપીને તથા જરૂરી ફેરફારો કરીને ઉપર વર્ણવી તેવી તાલુકામંડળની સંસ્થામાં ફેરવી શકાય એમ છે. ભાદરણના લોકો ઘણા સાહસિક, મહેનતુ અને ઉત્સાહી છે. તેઓ ધારે તો તાલુકાના એકેએક ગામની સ્થિતિ આવા તાલુકામંડળ મારફતે ઊંચી લાવી શકે એમ છે. જો આવી કોઈ સંસ્થા અસ્તિત્વમાં આવે તો

ભુવેલ ગ્રામોદ્ધારના કાર્યમાં યશસ્વી ફાળો નોંધાવી શકે એમ છે, કારણ ભુવેલ પાસે આદર્શ ગણી શકાય એવી એક સહકારી મંડળી છે.

એક વર્ષના અમારા કાર્યના અનુભવ પછી અમને લાગ્યું છે કે આવી કોઈક વ્યવસ્થા જો ઊભી કરવામાં આવે તો ગ્રામોદ્ધારનું કાર્ય ઘણી સરળતાથી પાર પાડી શકાય. અમારા એક વર્ષના વસવાટ દરમિયાન અમે જોયું છે કે લોકોને પોતાની સ્થિતિ સુધારવાના ખૂબ કોડ છે. જરૂર છે તેમને યોગ્ય દોરવણીની અને જરૂરી મદદની. ભુવેલ ખાતેનું અમારું કાર્ય ત્યાંની સ્થિતિની તપાસ કરવાનું હતું, એટલે અમે એમના કોઈપણ પ્રશ્નને સીધેસીધો હાથ પર લઈ ઉકેલવાનો પ્રયત્ન નહોતો કર્યો. છતાં અમારી હાજરી દરમિયાન સહકારી મંડળી દ્વારા એક પંપ મૂકવાનો ઠરાવ થયો, એક દવાખાનું શરૂ કરવાનું નક્કી થયું, તથા અંગ્રેજી ત્રણ ધોરણ સુધીની ગામખાતે એક નિશાળ કરવાના પ્રયત્નો શરૂ થયા. આમ થોડીક દોરવણી અને પ્રોત્સાહને ગ્રામપ્રજાને ગ્રામોદ્ધારના કાર્યમાં જોડી શકાય છે એવો અમને અનુભવ થયો છે. ગ્રામપ્રજામાં આજે આત્મવિશ્વાસની ખૂબ મોટી અછત છે. જ્યાંસુધી તેમનામાં આત્મવિશ્વાસ બરાબર પ્રકટે નહિ ત્યાંસુધી તેમને દોરવણી અને પ્રોત્સાહન સતત આપ્યા કરવાની જરૂર છે. થોડીક દોરવણી ગ્રામપ્રજાને ગ્રામોદ્ધારના કાર્યમાં સારી રીતે જોડી શકશે, અને તેમના સહકારવડે ગ્રામોદ્ધારની કોઈપણ પ્રવૃત્તિ સફળ બનાવી શકાશે.

# પરિશિષ્ટ નં. ૧

અમારા કાર્યની સુગમતા ખાતર અમે કેટલાંક માહિતીપત્રો તૈયાર કરેલાં, જેનો ઉપયોગ કરી અમે ગામની બધી પ્રાથમિક માહિતી એકઠી કરેલી. આ માહિતિપત્રોના બે વિભાગ પાડેલા: એક આખાયે ગામની સામાન્ય માહિતી આપતું અને બીજું વ્યક્તિગત માહિતી આપતું. બંને અહીં રજૂ કરીએ છીએ, એ આશાએ કે આવું કાર્ય કરનાર બીજાઓને ઉપયોગી થાય.

## માહિતીપત્ર નં. ૧.

## સામાન્ય માહિતી

**(ક) ભૌગોલિક**

(૧) ગામનું નામ
(૨) જિલ્લાનું નામ
(૩) સ્થળની ચોક્કસ માહિતી
(૪) ક્ષેત્રફળ
(૫) આબોહવા
(૬) નદી
(૭) તળાવ
(૮) નજીકના રેલ્વે સ્ટેશનથી અંતર
(૯) નજીકના શહેરથી અંતર
(૧૦) રસ્તાઓ
(૧૧) સ્થળનું ઐતિહાસિક મહત્ત્વ
(૧૨) ઐતિહાસિક સ્થળો

**(ખ) વસ્તી**

| | સાલ | પુરુષ | સ્ત્રી | કુલ |
|---|---|---|---|---|
| (૧૩) વસ્તી ગણતરી | ૧૯૨૧ | | | |
| | ૧૯૩૧ | | | |
| | ૧૯૪૧ | | | |
| | ૧૯૪૬ | | | |

| | ઉંમર | પુરુષ | સ્ત્રી |
|---|---|---|---|
| (૧૪) ઉંમર પ્રમાણે વસ્તી | ૦–૫ | | |
| | ૫–૧૫ | | |
| | ૧૫–૫૦ | | |
| | ૫૦ ઉપર | | |

(૧૫) કુટુંબની સંખ્યા
(૧૬) ઘરની સંખ્યા
(૧૭) જ્ઞાતિ પ્રમાણે વસ્તી
(૧૮) ધંધા પ્રમાણે વસ્તી (अ) ખેતી (૧) ખેડૂત
(૨) ગણોત
(૩) મજૂર
(ब) કારીગર
(क) વેપાર
(ड) નોકરી
(ई) અન્ય

(ગ) ખેતી

(૧૯) કુલ જમીન
(૨૦) ખેડાણ જમીન–બાગાયત
જરાયત
ક્યારી
(૨૧) પડતર જમીન
(૨૨) ખેડાણ લાયક પડતર
(૨૩) ગોચર
(૨૪) ગામઠાણની નોંધપાત્ર હકીકત
(૨૫) ખાતેદારોની સંખ્યા
(૨૬) કુલ જમીન મહેસૂલ
(૨૭) (લોકલ સેસ) સ્થાનિક વેરો
(૨૮) બીજા કર
(૨૯) જુદા જુદા પાક તળે જમીન
(૩૦) છેલ્લાં દસ વર્ષનો વરસાદ
(૩૧) સરાસરી વાર્ષિક વરસાદ
(૩૨) વર્ષમાં કેટલા પાક લેવાય છે
(૩૩) એક પાક તળે જમીન
(૩૪) વધુ પાક તળે જમીન
(૩૫) પીત જમીન : (૧) કૂવાથી
(૨) પંપથી
(૩) તળાવથી
(૪) નહેરથી

(૩૬) કૂવાઓની સંખ્યા

(૩૭) બોરિંગ

(૩૮) કૂવાની ઊંડાઈ

(૩૯) કૂવાનું પાણી ખેતી લાયકનું છે ?

(૪૦) અસ્પૃશ્યો માટે કૂવો છે ?

(૪૧) ઢોરની સંખ્યા તથા પ્રકાર

## (ઘ) જમીનની વહેંચણી

| | સંખ્યા | જમીન |
|---|---|---|
| (૪૨) એક વીઘાથી ઓછી જમીન ધરાવતા ખાતેદારો | | |
| પાંચ વીઘાથી ,, ,, ,, | | |
| દસ વીઘાથી ,, ,, ,, | | |
| પચીસ વીઘાથી ,, ,, ,, | | |
| સો વીઘાથી ,, ,, ,, | | |
| સો વીઘા ઉપર જમીન ધરાવતા ખાતેદારો | | |

(૪૩) સૌથી મોટા દસ ખાતેદારો પાસે કેટલી જમીન છે ?

(૪૪) ગુજરાન માટે ઓછામાં ઓછી જરૂરની જમીન કરતાં ઓછી જમીન ધરાવતા ખાતેદારો

(૪૫) જ્ઞાતિ પ્રમાણે જમીનની માલિકી

(૪૬) જમીનના માલિકોથી ખેડાયેલી જમીન

(૪૭) ગણોતિયાઓએ ખેડેલી જમીન

(૪૮) બિનખેડૂતો પાસેની જમીન

## (ચ) કેળવણી

(૪૯) નિશાળ

(૫૦) વિદ્યાર્થીઓ— છોકરા

છોકરીઓ

કુલ ——

(૫૧) ભણેલાં પુખ્ત ઉમરનાં માણસો — પુરુષો

સ્ત્રીઓ

કુલ ——

(૫૨) નિશાળનું મકાન
(૫૩) બીજાં સાધનો
(૫૪) ફરજિયાત કેળવણી કાયદાનો અમલ
(૫૫) પછાત વર્ગો માટે કેળવણીની સગવડ
(૫૬) નિશાળની ગ્રામજીવન પર અસર
(૫૭) શારીરિક તાલીમ
(૫૮) શિક્ષકોની સંખ્યા
(૫૯) શિક્ષકોના પગાર
(૬૦) બગીચો
(૬૧) પુસ્તકાલય
(૬૨) પુસ્તકોની સંખ્યા
(૬૩) પુસ્તકો વાંચનાર— પુરુષો
સ્ત્રીઓ
બાળકો
કુલ———

## (છ) તંદુરસ્તી અને સ્વચ્છતા

(૬૪) પાણી પીવાની સગવડ— માણસો માટે
ઢોર માટે
(૬૫) પાણીના નિકાલની શી વ્યવસ્થા છે ?
(૬૬) મળમૂત્ર માટે શી સગવડ છે ?
(૬૭) ગામની સાફસૂફી થાય છે ? કોણ કરે છે ?
(૬૮) પૂરતાં હવા-ઉજાસવાળાં ઘરો
(૬૯) ઓરડાવાર ઘરો તથા તેમાં રહેતી વસ્તી
(૭૦) ઢોરને રાખવાની વ્યવસ્થા
(૭૧) દવાખાનાની સગવડ
(૭૨) પાસેમાં પાસેનું દવાખાનું
(૭૪) મરણ-પ્રમાણ
(૭૫) જુદા જુદા રોગોથી મરણ
(૭૬) બાળમરણ

# માહિતીપત્ર નં. ૨

## Individual Card

## વ્યક્તિપત્ર

1. Serial No.
   અનુક્રમ નં.

2. Name
   નામ

3. Caste
   જ્ઞાતિ

4. Male / female — પુરુષ / સ્ત્રી

5. Married / Unmarried — પરણેલાં / કુંવારાં
   Widow or Widower વિધુર કે વિધવા

6. Age
   ઉમર

7. Residence
   રહેઠાણ

8. Literacy
   સાક્ષરતા

9. Health
   તંદુરસ્તી

10. Occupation
    ધંધો

## માહિતીપત્ર નં. ૨ (બ)

## Medical Card

## દાક્તરી તપાસ

1. Serial No.
   અનુક્રમ નં.
2. Name
   નામ
3. Age
   ઉમર
   4. Sex
   જાત
   5. Vegetarian શાકાહારી
   Non-Vegetarian માંસાહારી
6. Circumference round chest
   છાતીઆગળનો ઘેરાવો
   (a) on deep inspiration
   શ્વાસ લઈને
   (b) on deep expiration
   શ્વાસ કાઢીને
   (c) difference
   તફાવત
7. Circumference round abdomen
   પેટ આગળનો ઘેરાવો
8. Weight
   વજન
   9. Height
   ઊંચાઈ
10. Eye-sight
    આંખ
11. Nose
    નાક
    12. Ears
    કાન
13. Throat
    ગળું
14. Gross physical defects
    નોંધપાત્ર શારીરિક ખોડ
15. General health
    સામાન્ય તંદુરસ્તી
16. Remarks by the medical officer including remedies suggested.
    દાક્તરી તપાસ કરનાર અધિકારી ઉપાયોની સાથેની નોંધ :

# માહિતીપત્ર નં. ૩

## Family Card

## કૌટુંબિક પત્ર

1 Serial No.
અનુક્રમ નં.

2 Name of the head of the family:
કુટુંબના મુખ્ય માણસનું નામ

3 Male પુરુષ :
Female સ્ત્રી

4 Caste
જ્ઞાતિ

5 Residence :
રહેઠાણ

6 Occupation :
ધંધો

7 Members of the family: —
કુટુંબના સભ્યો

| | No. નં. | Age ઉમર | Occupation ધંધો |
|---|---|---|---|
| Male adults મોટી ઉમરના પુરુષો | | | |
| Female adults મોટી ઉમરની સ્ત્રીઓ | | | |
| Male children છોકરાઓ | | | |
| Female children છોકરીઓ | | | |
| Total કુલ | | | |

8 No. of rooms :
ઓરડાઓની સંખ્યા

9 Dimensions of rooms :— ઓરડાઓના માપ

10 Kind of roofing છાપરાનો પ્રકાર

11 Ventilated or not : હવા ઉજાસની સવડ છે કે નહિ

12 Cattle :- ઢોર

| Kind જાત | No. નં. | Use ઉપયોગ | Income આવક | Expenditure ખર્ચ |
|---|---|---|---|---|
| | | | | |

Total કુલ

13 Place of residence for the cattle :- ઢોરોના રહેઠાણુની જગ્યા

14 Property મિલકત
(1) House ઘર :-
(2) Land જમીન :-
(3) Cattle ઢોર :-
(4) Other બીજી :-
Total કુલ

## માહિતીપત્ર નં. ૩ (अ)

## Family-Budget Card

## કુટુંબના આવક-ખર્ચનું પત્ર

1. Serial No. અનુક્રમ નં.

2. Name of the head of the family કુટુંબના મુખ્ય માણસનું નામ

3. Caste જ્ઞાતિ

4. Occupation ધંધો

5. Residence રહેઠાણ

6. Income
આવક

(a) Land & its produce
જમીન અને તેની પેદાશ

(b) Wages
મજૂરી

(c) Animal products
ઢોરની પેદાશ

(d) Industries-trade
ધંધો-ઉદ્યોગ

(e) Other sources
બીજી

Total કુલ

7. Expenditure
ખર્ચ

(a) Food
ખોરાક

(b) Clothing
કપડાં

(c) House rent
ઘર ભાડું

(d) Light & fuel
બત્તી બળતણ

(e) Education
કેળવણી

(f) Taxes
કર

(g) Interest on debt
વ્યાજ

(h) Social
સામાજિક

(i) Drink
દારૂ વગેરે પીણાં

(j) Others
બીજાં

Total કુલ

8. Balance
તફાવત

9. Indebtedness
દેવું

(a) Amount of debt
દેવાની રકમ

(1) Productive
ઉત્પાદક

(2) Unproductive
અનુત્પાદક

(b) Rate of interest
વ્યાજનો દર

(c) Causes
કારણો

(d) Security against loans taken
ઉછીની લીધેલી રકમ અંગેની જામીનગીરી

## માહિતીપત્ર નં. ૩ (બ)

## Food Inquiry

## ખોરાક અંગેની તપાસ

1 Serial No.
અનુક્રમ નં.

2 Name of the head of the family
કુટુંબના મુખ્ય માણસનું નામ

3 Caste
જ્ઞાતિ

4 Age
ઉમર

5 Vegetarian શાકાહારી
Non Vegetarian માંસાહારી

6 Occupation
ધંધો

7 Members of the family
કુટુંબના માણસો

(a) Male
પુરુષો

(b) Female
સ્ત્રીઓ

(c) Children
બાળકો

Total કુલ

8 No. of meals per day, their timings, their description
દરરોજના ખાણાની સંખ્યા, વખત તથા તેનું પૂરેપૂરું વર્ણન

| Name<br>નામ | Quantity per day<br>રોજનો ખોરાક વજનમાં | | Cost per day<br>રોજનો ખર્ચ | |
|---|---|---|---|---|
| | lbs.<br>રતલ | oz.<br>ઓંસ | As.<br>આના | Ps.<br>પાઈ |
| (a) Cereals<br>અનાજ | | | | |
| (b) Pulses<br>કઠોળ | | | | |
| (c) Vegetables & Fruits શાક-ફળ (1) Adults<br>મોટાઓ | | | | |
| (c) Vegetables & Fruits શાક-ફળ (2) Children<br>બાળકો | | | | |
| (d) Condiments<br>મશાલા | | | | |
| (e) Ghee<br>ઘી | | | | |
| (f) oil<br>તેલ | | | | |
| (g) Milk દૂધ (1) Adults<br>મોટાઓ | | | | |
| (g) Milk દૂધ (2) Children<br>બાળકો | | | | |
| (h) animal food<br>માંસ | | | | |
| Total કુલ | | | | |

9 Income per day
રોજની આવક

10 P. C. of food expenditure to income
ખોરાકી ખર્ચના આવક સાથે સરખામણી કરતા ટકા

11 Health
તંદુરસ્તી

# માહિતીપત્ર નં. ૪
# Farmer's Card
# ખેડૂતનું માહિતીપત્ર

1. Serial No.
   અનુક્રમ નં.
2. Name of the farmer
   ખેડૂતનું નામ
3. Caste
   જ્ઞાતિ
4. Occupation
   ધંધો

| Survey No. સર્વે નં. | Area ક્ષેત્રફળ |
|---|---|
| | |
| | |
| | |
| | |

5. Land owned (a) in village
   માલિકીની જમીન ગામમાં
   (b) outside village
   ગામ બહાર
6. Land cultivated (a) owned
   ખેડેલી જમીન પોતાની
   (b) leased
   સાંથે લીધેલી

| સર્વે નં. | ક્ષેત્રફળ. |
|---|---|
| | |

7. Land given on lease
   સાંથે આપેલી જમીન
8. No. of labourers employed (a) family members
   કામે રોકેલાં મજૂરોની સંખ્યા કુટુંબનાં માણસો
   (b) permanent
   કાયમનાં
   (c) Seasonal
   ઋતુ પૂરતાં
9. Implements (a) Bullocks (b) Plough
   સાધનો બળદ હળ
   (c) Carts (d) Cows
   ગાડાં ગાયો
   (e) Buffalows
   ભેંસો

